# જ્વલંત ઇતિહાસની અક્ષરરેખા

લેખક

**નીરુ દેસાઈ**




નવી દુનિયા કાર્યાલય

મિત્રો,

ગ્રંથમાળાનું આ પાંચમું પુસ્તક પ્રસિદ્ધ કરતાં અસામાન્ય વિલંબ થયો છે એનો દુઃખ અમે છુપાવી શકતા નથી. પરંતુ આપ અમારી ઢીલ દરગુજર કરશો એવી વિનંતિ કરીએ છીએ. આ પછીનું પુસ્તક આ વર્ષનું—છેલ્લું પુસ્તક—હવે બહુ જ થોડા દિવસમાં પ્રસિદ્ધ કરવાની અમે ખાત્રી આપીએ છીએ.

આ જીવન ચરિત્રના પુસ્તકને લાંબી કે ટૂંકી પ્રસ્તાવના કે ઉપોદ્ઘાત વિના અમે પ્રજા સમક્ષ રજૂ કરીએ છીએ. જો કે ગૂજરાતમાં અનેક મહાપુરુષોની જીવનકથા પ્રસિદ્ધ થવા લાગી છે, પરંતુ એ સૌમાં આ એક જુદી પડે છે, કેમકે આમાં માણસની મહત્તા એના અંગત વ્યક્તિજીવનના બનાવોથી નહિ પરંતુ વિરાટ—સમુદાય જીવનની ક્રાંતિમય મથામણોના એક જાગૃત પ્રતીક સ્વરૂપે આલેખવામાં આવી છે. એટલે આ પુસ્તક સ્વતંત્ર જીવન-કથા હોવા ઉપરાંત એક જ્વલંત ઇતિહાસની અક્ષરરેખા છે. એ ઇતિહાસની એક એક લહરીમાં ઓતપ્રોત થઈ ગયેલા લેનિનનાં દર્શન એમાં આપોઆપ થઈ જ જાય છે. અને એથી જ બીજા આમુખની આ પુસ્તકને જરૂર રહેતી નથી.

પુસ્તક લખવામાં લેખકે અત્યંત પરિશ્રમ ઉઠાવ્યો છે એ તો અંદરની હકીકત જ બોલી ઊઠશે. પરંતુ, પુસ્તકના અંતમાં નોંધ ...વા જે ટિપ્પણી અમે ઉમેરી છે તે, પુસ્તક ખૂબ મોટું થઈ ... હોવાને કારણે ખૂબ જ ટૂંકાવી નાખવી પડી છે, એનો ...તાપ અમે વ્યક્ત કરીએ છીએ.

તા. ૨૦-૨-૩૬



નિકોલાઈ લેનિન

જન્મ • સન ૧૮૭૦ મૃત્યુ • સન ૧૯૨૪



નિકોલાઈ લેનિન

જન્મ • સન્ ૧૮૭૦ મૃત્યુ • સન ૧૯૨૪

## [૧] ૬૭. વ્યક્તિત્વ

કોઈપણ વ્યક્તિના જીવનનું ઘડતર માત્ર તેની ઇચ્છા ઉપર નથી થતું. આ ઘડતર આજુબાજુના વાતાવરણ તથા જે વર્ગમાં તે રહે છે તેના સંસ્કારોને કારણે થતું રહે છે. લેનિનના જીવન વિશે પણ આવું જ કહી શકાય. ૧૮૬૦માં મધ્યમવર્ગ જે સ્થિતિમાં હતો તેની સર્વ અસરો તેના આખા કુટુંબ ઉપર પડી હતી. આ વર્ગમાં કાર્યનિષ્ઠા, ઉદારતા, નિસ્વાર્થપરાયણતા વધુ પ્રમાણમાં જણાતાં. ઉમરાવ વર્ગમાં જે પ્રકારના ઉચ્ચતાના ખ્યાલ હતા તેનાથી આ વર્ગ વંચિત હતો એટલું જ નહિ પણ પૈસાદાર તથા વેપારી વર્ગની સંકુચિત કંજુસ મનોદશાથી પણ તે દૂર હતો. યંત્રવાદી સમાજરચના હજી પ્રચલિત થઈ ન હોવાથી સામાન્ય વર્ગ જે રીતે જીવન ગાળતો તેવી જ રીતે લેનિનનું આખું કુટુંબ પણ જીવન ગાળતું.

લેનિનના પિતાનું નામ ઇલિયા નિકોલેવીચ યુલ્યેનોવ હતું. એક ગરીબ દરજીના પુત્ર હોવાને કારણે જીવનમાં આગળ આવવાને

માટે એને ઓછું સહન કરવું નથી પડયું. ઇલિયાના બાળપણમાં જ તેના પિતા મૃત્યુ પામ્યા ને કુટુંબનો બધો ભાર તેને અને તેના ભાઈ બેસીલને માથે આવી પડયો. ભાઈના ઉત્તેજનથી ઇલિયાએ નિશાળનું ભણતર પૂરું કર્યું. પરંતુ આગળ જવાની તક મળે તેમ નહોતી. ગરીબ હોવાને કારણે સત્તાવાળાઓએ શિષ્યવૃત્તિ આપવાની ના પાડી. પરંતુ મોટા ભાઈના પ્રયાસે તે કઝાન યુનિવર્સિટીમાં દાખલ થઈ ગયો. અહીંયાં શિક્ષકનું કામ કરી તે પોતાનું પૂરું કરતો. જીવન માટેની આવી વિટંબણાનો અનુભવ શરૂઆતથી થવાથી ધીરજ એનો સહજ ગુણ બની ગયો. લેનિનમાં પણ આ ધીરજ અસામાન્ય ઉત્તેજના અને વિટંબણાના સમયમાં પણ દેખાયા વિના નથી રહેતી. ૧૮૫૫માં ઇલિયા વિજ્ઞાનનો શિક્ષક નીમાયો. પેન્ઝાની આ સંસ્થા ઉપલા વર્ગની હોવાને કારણે ત્યાં નીતિની શિથિલતા મોટા પ્રમાણમાં હતી. એટલું જ નહિ પરંતુ આ સંસ્થા ક્રાંતિ વિરોધીઓના કેન્દ્રરૂપે હતી. લેનિનના પિતા થોડોક વખત આ સ્થળે રહ્યા ને ત્યાંથી નીઝનીનોવગોરોડ તેમની બદલી થઈ. ૧૮૬૩માં તેણે જર્મન જાતિના એક દાક્તરની પુત્રી સાથે લગ્ન કર્યું. મેરિયા તેનું નામ હતું. તે પણ ખરાબ સંજોગોમાં ઊછરી હોવાથી ઘડાઈ ગયેલી હતી. તેણે લેનિન તરફ હમેશાં માતાને છાજે તેવું પ્રેમાળ ને સહૃદય વર્તન રાખ્યું છે તેનું કારણ પણ તેનું આ પ્રકારનું ઘડતર હતું. ૧૮૬૯માં સીમ્બર્સ્કના પ્રાંતમાં નિશાળોના ઇન્સ્પેકટર તરીકે ઇલિયાની નિમણૂક થઈ. આ પ્રાંતમાં જવાનું તેને એક રીતે ગમ્યું. આ પ્રાંતના ખેડૂતો ખૂબ પછાત હતા. અને આ નિરક્ષર પ્રજાને શિક્ષણ આપવા તે સમયે આંદોલન શરૂ થયું હતું. ગામડામાં જવા માટે મધ્યમ વર્ગના બુદ્ધિજીવિઓમાં ચળવળ શરૂ થઈ હતી. ટોલ્સ્ટોય જેવા આ ચળવળના પ્રણેતા હતા. આ ચળવળને કારણે

ગામડામાં નિશાળો નીકળવા માંડી. ઇલિયાને આ કામમાં રસ હતો ને તેણે એ દિશામાં આવકારદાયક કામ કર્યું. તેના એ કામને કારણે તેને પ્રાથમિક નિશાળોના ડાયરેક્ટરનું સ્થાન પણ મળ્યું.

વોલ્ગા નદીને તટે આ સીમ્બર્સ્કનું ગામ વસ્યું છે. ૧૮૭૦ ના એપ્રિલ માસની ૨૨ મી તારીખે ઇલિયાને ત્યાં બીજા પુત્રનો પ્રસવ થયો. આ પુત્રનું નામ રાખવામાં આવ્યું લાડીમીર ઇલિયચ ચુલ્યેનોવ. લેનિન તેનું પાછળથી ધારણ કરેલું નામ હતું. લેનિન દેખાવમાં તેના પિતા જેવો હતો. ઊંડી કાતિલ આંખો, સ્થિરતા-ભર્યો ચહેરો, વિશાળ કપાલ, દૃઢતાભર્યો હોઠ એ બધું તેણે પિતા પાસેથી મેળવ્યું હતું. તેનો મોટો ભાઈ એલેકઝાન્ડર તેની માતા જેવો દેખાવડો હતો.

બન્ને ભાઇઓ સામાન્ય છોકરાઓ નહોતા; તેમાં ય લેનિનની પ્રતિભા પ્રથમથી જ ભિન્ન તરી આવતી જણાતી. તે કાળના રાજપુરુષો ને સાહિત્યના પાત્રોની માફક તેને વારંવાર આત્મલક્ષી ઊર્મિઓના પ્રવાહમાં ખેંચાઇ જવાની આદત નાનપણથી જ નહોતી. રશિયન છોકરાઓને પ્રિય એવી રમતો તે રસથી રમતો; પરંતુ તેનો રસ મર્યાદિત નહોતો થયો. એ રસ તો રશિયાની જીવન-રમતમાં વિસ્તરવાનો હતો. તેનામાં અસાધારણ સર્જક કલ્પનાશક્તિ હતી. આખું કુટુંબ જ્યારે ઉનાળામાં ગામડામાં જતું અને મોટાઓ જંગલમાં શિકારે ઊપડતા ત્યારે તે એકલો છુપાતો સંતાતો તેમની પાછળ પડતો. મિત્રો સાથે ચોરપોલિસની રમત રમતાં પણ તે આ જ પ્રકારનાં સાહસો ખેલતો. તેના આ સાહસી સ્વભાવને કારણે તેણે એક નિડરતા કેળવી લીધી. એ નિડરતાને કારણે જ બધાં ય જ્યારે ગભરાઈ પાછા પડતા ત્યારે તે લડતને મોખરે ઊભી સહુ કોઇમાં પ્રેરણા રેડતો.

બાલપણનાં તેનાં સ્મરણો વિશે જે કોઈને માહિતી છે તે સર્વ તેના અખૂટ ચેતન વિશે, વિનોદ મશ્કરીના તેના ભંડાર વિશે ખૂબ ભાર મૂકે છે. તે નાનામોટાઓને પણ મશ્કરીમાં ઉડાવતો. નિશાળમાં તેના ખાસ મિત્રો કોઈ નહોતા. પરંતુ સામાન્ય રીતે બધા સાથે તેને બનતું. તે પોતાના જ્ઞાનની સર્વને લહાણી કરતો. અભ્યાસની અંદર કાચા છોકરાઓને તે સહાય કરતો. નિઃસ્વાર્થ મનોવૃત્તિના પગરણ તેણે તે વખતે માંડચાં હતાં.

બાલપણમાંથી જ તેણે અસાધારણ ખંત અને રજુ થતા પ્રત્યેક પ્રશ્નનો ઉકેલ આણવાની શક્તિ કેળવ્યાં હતાં. નિબંધ લખતાં પહેલાં તે કાચું ખોખું તૈયાર કરતો. પછી કાગળ લઈ ડાબી બાજુએ તેની રૂપરેખા લખી નાંખતો. જમણી બાજુએ તે તેમાં સુધારાવધારા કરતો, નોંધો ઉમેરતો, પુસ્તકોના ઉતારા નોંધતો. આ બધું પતી ગયા પછી તે વળી આ સર્વ સામગ્રીનો ઉપયોગ કરી નિબંધ તૈયાર કરતો.

તેને જે વસ્તુ આકર્ષતી તેમાં તે તુરત તન્મય થઈ જતો. પણ એનો અતિરેક સમજાતાં એમાંથી એટલી જ ત્વરાએ બહાર નીકળી જવાની શક્તિ પણ અદ્‌ભુત હતી. બરફ ઉપર ચાલવામાં તેને આનંદ પડતો ને રોજરોજ ગાંડો હોય તેમ કલાકો લગી બરફ ઉપર ફરતો. પણ જ્યારે આ રમત તેનું બધું ધ્યાન ખેંચી લેવા લાગી ત્યારે તેનો ત્યાગ પણ કેટલી દૃઢતાથી કરી દીધો ? શેતરંજમાં પણ તેણે એમ જ કર્યું હતું. શેતરંજનો તે ઉસ્તાદ રમનારો હતો. પરંતુ જ્યારે તેની શક્તિ તે પાછળ જ ખર્ચાવા લાગી એમ એણે જોયું કે તરત જ એકે પ્રહારે જાળ તોડી નાંખી તે તેમાંથી છૂટો થઈ ગયો તે છેક [1]સાઇબીરિયાના એકાંત દેશવટામાં તેણે તેનો આશ્રય લીધો.

તેના યૌવનકાળમાં તેનો સાથી કહો, મિત્ર કહો, સૂત્રધાર કહો એ સર્વ તેનો ભાઈ સાશા—એલેક્ઝાંડર છે. સાશા અભ્યાસી, ગંભીર ને સ્વપ્નસેવી જુવાન છે. બાળપણથી જ લેનિનને મન તે આદર્શ છે. દરેક વાતમાં તેનું અનુસરણ કરતો હોય છે. રમવાની બાબતમાં કે ખાવાની બાબતમાં તે એક જ ઉત્તર આપે છેઃ "સાશા કરશે તેમ કરીશ."

લેનિનના યુવાનીના દિવસો બીજા જેવા જ વિકટ બની રહે છે. ૧૮૮૬માં પિતાનું મૃત્યુ થાય છે. છોકરા ઉપર કશો અંકુશ નથી. અનિયંત્રિત જીવનમાં તે રચ્યોપચ્યો છે. નવીન જવાબદારીનો વિચાર સરખો ય ન કરતો હોય તેમ ઠઠ્ઠામશ્કરી ને રમતોમાં તેનો વખત ચાલ્યો જતો હોય છે. તેની આ રીતભાત મોટાભાઈને બિલકુલ પસંદ નથી. બહેનને પણ આ સત્તર વર્ષના જુવાનનું ઉચ્છાંછળાપણું સાલતું હોય છે. આતુરતાથી બહેન એક દિવસે મોટાભાઈને પૂછે છેઃ "તને આપણા વોલોદ્યા.* વિશે શું લાગે છે?"

"છોકરો શક્તિશાળી છે તેમાં શંકા નથી. પણ આપણે જે દૃષ્ટિબિંદુથી વસ્તુઓ જોઈએ છીએ તેમાં એને રસ નથી."

"કેમ નથી?"

"એ એમ જ." સાશા ખભા હલાવે છે. ભાઈની ટીકા કરવાની તેને ઈચ્છા નથી, ભાઈમાં તેણે શક્તિ તો જોઈ છે જ. સાગરની ઊછળતી ભરતીના જેવી જ વેગવાન ને પ્રચંડ શક્તિ! આ શક્તિ તો જગતને કલ્યાણદાતા થઈ પડશે, જગતમાં નવચેતનનો પ્રવાહ રેલાવશે એ વિશે તેને ઊંડે ઊંડે શ્રદ્ધા છે.

* લેનિનનું ઘરનું લાડનું નામ.

નાનોભાઈ રમતિયાળ છે, ઉછાંછળો છે, કહેવું જલદી કરતો નથી છતાં મોટાભાઈ વિશે તેનો આદર કાયમ છે જ. સાશા દઢતાથી કામ ફરમાવે અને કહે કે "વોલોદ્યા, તું જા અને બા કહે છે તેમ કરી નાંખ નહિતર હું કરી લઈશ." ને એકપણ દલીલ કર્યા વગર તે કાર્ય પૂરું કરી નાંખે છે. ગમે તેમ, નિત્ય જીવનથી નાનાભાઈને સંતોષ નથી અને એટલે જ તેની શકિત પોતાનો માર્ગ ખોળતી ઉછાંછળાપણાના રસ્તે વહી રહી છે.

ભાઈના રાજકીય વિચારોની કેટલી અસર લેનિન ઉપર પડી હતી તે કહેવું મુશ્કેલ છે. લેનિનના રાજકીય વિચારો તે વખતે ઘડાયા નહોતા છતાં તેના ઘડતરમાં તેના ભાઈનો ફાળો અવશ્ય છે. લેનિન પથારીમાં સૂતો સૂતો તુર્ગીનેવના ઊર્મિશીલ નવલો વાંચ્યા કરતો જયારે સાશા અર્થશાસ્ત્રના અને રાજકારણના પુસ્તકો ઉલટથી વાંચતો. માર્કસ સાશાનો પ્રિય લેખક હતો. માર્કસના પુસ્તકનો પ્રથમ રશિયન અનુવાદ તેણે કર્યો હતો. સાશામાં કામ કરવાની શક્તિ હતી, પ્રખર આત્મસંયમ પણ હતો. આ ગુણો લેનિનમાં તે કાળે ખીલેલા નહોતા. એ વખતે તો તે સ્વભાવે ગરમ હતો એટલે સાશાનો શાંત અને ચિંતનશીલ સ્વભાવ તેને માટે બોધરૂપ થઈ પડ્યો. પહેલાં તો તે બાળકની જેમ અણુસમજ-માં ભાઈનું અનુકરણ કરતો પરંતુ પછીથી તો સમજ પૂર્વક તે અનુસરણ કરતો. સ્વભાવ ઉપર કાબૂ મેળવવાનું કામ મુશ્કેલ હતું પરંતુ તેમ છતાં તે તેણે પાર ઉતાર્યું.

આ યૌવનકાળનું વિશિષ્ટ લક્ષણ તે તેની વ્યક્તિત્વ ખીલવ-વાની ને જીવન ઘડવાની જાગૃત ઇચ્છા. ભવિષ્યમાં નિર્બળ માનવ-શરીર ઉપર આપત્તિઓના પહાડ તોળાવાના હોય તેની આગાહી થતી હોય તેમ તે જીવન ઘડતો હતો. આ રમતિયાળ છોકરો

બીજાના હાસ્યાસ્પદ અંગોની તરત શોધ કરતો ને તેજ રીતે બીજાના ગુણોની પણ તરત નોંધ કરતો ને એ ઉપરથી પોતે કેવી રીતે આગળ વધવું તેનો વિચાર ચલાવતો. મશ્કરીખોર હતો, તોફાની હતો છતાંય તે બડાઈખોર ન હતો, પોતાની જાતને મહત્વ નહોતો આપતો. આ બન્ને દોષો તે બીજામાં પણ ભાગ્યે જ સાંખી શકતો.

પિતાના મૃત્યુ પછી યુનિવર્સિટીમાં અભ્યાસ કરવા સાશા પિટર્સબર્ગ ગયો અને ઘરની બધી જવાબદારી લેનિન ઉપર આવી પડી. આ નવા સંજોગો તેને માટે થોડા જ વખતમાં ગંભીર થઈ પડ્યા—આ સંજોગો જ તેના જીવનમાં પરિવર્તન આણનારા થઈ પડ્યા !

સાશા પિટર્સબર્ગના ક્રાંતિકારી વિદ્યાર્થી મંડળમાં જોડાયો હતો. ૧૮૮૦ના વર્ષો એ રશિયન ઇતિહાસનાં કાળાં વર્ષો છે. ઝારનું દમન વધી ગયું છે. તેનો પ્રતિકાર બહુ થોડો થાય છે. યુનિવર્સિટીઓમાં વિદ્યાર્થીઓ તથા શિક્ષકો ઉપર દેખરેખ રાખવા ઈન્સ્પેક્ટરો નીમવામાં આવ્યા છે. સરકારી દમનનો થોડો ઘણો વિરોધ પણ કોઈ કરતું હોય તો તે વિદ્યાર્થીઓ જ છે. ૧૮૮૧માં એલેકઝાન્ડર બીજાનું માથું ધડ ઉપરથી જુદું થયું—તેના નિર્બળ છોકરા એલેકઝાન્ડર ત્રીજાએ દેશભરમાં ગુલામીની સ્થિતિ આણી દીધી હતી. ઠેરઠેર વિશાળ આપખુદ સત્તાવાળા મેજીસ્ટ્રેટોની અદાલતો બેસી ગઈ હતી. ર"પોપ્યુલિસ્ટ વીલ" પક્ષ નાબૂદ થવાની અણી ઉપર હતો. આ પક્ષ બંગાળના અરાજકતાવાદીઓની માફક રાજાના ખૂનમાં માનતો હતો. આ પક્ષના રહ્યા સહ્યા માણસો રાજાશાહી સામેની આ ચળવળ જાગૃત રાખતા હતા. સાશાને લાગ્યું કે સાહસિકતાના અભાવે આ ચળવળ આગળ ધપતી નહોતી.

૧૮૮૭ના માર્ચ માસની પહેલી તારીખે એલેકઝાન્ડર બીજાના છઠ્ઠા મૃત્યુ દિને તેના પુત્રને મારી નાંખવાનું કાવતરું યોજાયું ને એ કાવતરાનો સરદાર બન્યો એલેકઝાન્ડર યુલ્યેનોવ—સાશા. પરંતુ એ દિવસે સવારના જ એ લોકો પકડાઈ ગયા. કોઈ બાતમીદારે સરકારી જાસુસી ખાતાને ખબર આપી દીધા હતા. તેમનો કેસ પણ તરત શરૂ થયો.

આ બનાવે આખા દેશભરમાં સનસનાટી વ્યાપી જાય છે. તેના આંદોલનોનો વિસ્તાર સીમ્બર્સ્ક પ્રાંત સુધી પહોંચે છે. સગાં-સંબંધીઓ માતાને સીધા ખબર નથી આપતા, તેના એક સ્ત્રીમિત્રને ખબર આપે છે. આ તરંગો સીમ્બર્સ્કની સરહદે અથડાય છે ત્યારે લેનિન નિશાળમાં હોય છે. તેના હાથમાં એ સમાચાર પત્ર આવી પડ્યું હોય છે. તેની ભ્રમર સંકોચાય છે, તેની આંખો તણાય છે, વિશાળ થાય છે—તેમાં ક્રોધ બળતો જણાય છે. તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળતો નથી. તેના જીવનમાં એ ખબરે અજબ હલમલ મચાવી દીધી છે. ને જ્યારે તેના મુખમાંથી શબ્દો નીકળે છે ત્યારે કોઈ પ્રતિજ્ઞ માણસ બોલતો હોય તેમ તે બોલે છે: "વાત ગંભીર છે. સાશાને ઘણું સહન કરવું પડશે." પરંતુ તેમાં નિરાશા કે હતોત્સાહ નથી, તેમાં નથી શોક કે નથી વિષાદ—તેમાં તો મૃત્યુ અને જીવનના ગંભીર પ્રસંગોનો તાગ લેવા મથતી વ્યક્તિના આત્મવિશ્વાસની પ્રતીતિ છે.

ભાઈની ધરપકડે તેના સમસ્ત વિચારપ્રવાહમાં ઘુમરીઓ વળે છે; શેતરંજ, સ્કેટીંગ અને લેટિનમાં સર્વસ્વ માનતું આ મગજ ઘુમરીમાં તણાય છે, ચક્કરે ચઢે છે. તેની દૃષ્ટિ સમક્ષ ઘડીએ ઘડીએ તેના ભાઈનું વદન તરવરે છે—શાંત, સુંદર અને સ્થિર. ભાઈની દૃષ્ટિમાં કર્મનો આદેશ છે. જીવનને નવીન પંથે લઈ જવાની હાકલ છે.

સ્થિર દૃષ્ટિએ દૂરદૂરની પર્વતમાળના વિકટ રસ્તે આંગળી ચીંધતો તેનો ભાઈ તેને કેટલો પ્રિય છે! ભાઈને વીંટળી વળેલી પેલી પારની પર્વતમાળ એ જોયા જ કરે છે.

તેના જીવનમાં મહાન પરિવર્તન થઈ જાય છે. ઠઠ્ઠા મશ્કરીઓ ને વિનોદ એ ભૂતકાળના સ્મરણરૂપ બની જાય છે. તે ઓરડીમાં બેસી રહે છે. ભાઈ વિશે પૂછતાં તેની પાસે એક જ જવાબ હોય છે: "એમ કરવાની તેને ફરજ પડેલી, નહિતર એમ એ કદીયે કરે જ નહિ. ભાઈ ગાંડો નથી, તેણે જે કૃત્ય કર્યું છે તેમાં ગાંડપણ ન હોઈ શકે—બુદ્ધિ ને ભાવના જ હોવાં જોઈએ."

ને આ વિચારવમળને તેના કુટુંબના મિત્રોની પોકળતા અને ઉપલા વર્ગોની કાયરતા વધુ ઘેરો બનાવે છે. કેમકે, સાશાના ધરપકડના સમાચાર આવતાં જ ઉપલા વર્ગના બધા સંબંધીઓ ને કહેવાતા મિત્રો ઓસરી જાય છે. કુટુંબનો જાણે બહિષ્કાર થઈ ગયો છે. માતાની સાથે પિટર્સબર્ગ જનાર પણ કોઈ મળતું નથી: સત્તર વર્ષનો આ જુવાન છોકરો મધ્યમ વર્ગની આ કાયરતા કદી ભૂલી શકતો નથી—તેને માફ પણ કરી શકતો નથી.

ભાઈનો કેસ શરૂ થાય છે. ભાઈ નિડરતાથી અદાલતમાં નિવેદન રજુ કરે છે: "મને મૃત્યુનો ભય નથી. અમારા પંદરની પાછળ એક આખી લાંબી વણઝાર ચાલી આવે છે ને એ આ દમનનો અંત આણશે જ." સાશને અને તેના મિત્રોને ફાંસીની સજા થાય છે. ફાંસીને માંચડે એ જ નિર્ભયતાથી પંદરે વીરો ચઢે છે.

સીમ્બર્સ્કમાં તેના સમાચાર આવે છે. લેનિનની બહેન લખે છે: "આ ક્ષણે લેનિનના મોં ઉપર પ્રગટેલા ભાવો હું કદી નહિ ભૂલી શકું. તેણે દૃઢતાપૂર્વક કહ્યું: 'આપણે એ રસ્તે નહિ જઈએ—એ રસ્તે જવાની જરૂર નથી." ભાઈના મૃત્યુ પાછળ ૧૮૭૦–૮૦ના

બુદ્ધિમાનોની ભયંકર ભૂલો તેને સ્પષ્ટ જણાઈ આવી. દેશના આવા સાહસિક અને હિંમતવાન યુવકો પોતાનાં જીવન આ રીતે વેડફી નાંખે, થોડાક અમલદારોને મારી નાંખવામાં ખરચી નાખે તે એને અસહ્ય લાગ્યું. ઝારના મોટા લશ્કર સામે, તેમના જાસુસોના જૂથ સામે ઝઝૂમવાની આ રીત ખોટી હતી. યુવકોની શક્તિનો બુદ્ધિનો અને વીરતાનો આવો મોટો બગાડ કદી ન થવો જોઈએ, એમ એને ચોક્કસ થયું. ભાઈની સજાથી બે પરિણામ સંભવી શકે: કાં તો તેનામાંથી ક્રાંતિકારી વિચારો નિર્મૂળ થાય; પણ એ તો હવે શક્ય નહોતું. બીજું તો, વેર લેવાની વૃત્તિ ઝનૂની બને; અને એ બની પણ ખરી. પરંતુ ભાઈનો રસ્તો બરાબર નથી જ એમ એની ખાત્રી થઈ. વિજય એક ધડાકે નહિ મળે, એને માટે કેટલાંય વર્ષો લગી પ્રજાની ભીતરમાં કામ કરવું પડશે, જહેમત ઉઠાવવી પડશે, એવું તેણે સ્પષ્ટ રીતે જોઈ લીધું. 'વિગ્રહ અને વિજયના રસ્તાઓ જુદા છે, કંટકમય છે, ધીરજના છે. થોડાક વીર પુરુષોથી નહિ પતે. આખી શોષિત જનતા અત્યાચારીઓને, નીચલો થર ઉપલા થરને ઉથલાવી નાંખશે ત્યારે જ પતશે." કેટલું સ્પષ્ટ અને દૃઢ દર્શન!!

આમ, રશિયાના છેલ્લા બોમ્બવાદીનો ભાઈ ત્યાંનો પ્રથમ સમાજવાદી બન્યો. જ્યાં બોમ્બ નિષ્ફળ નીવડ્યો હતો ત્યાં લેનિને શક્તિશાળી હથિયાર જોયું.

## [ ૨ ] સમાજવાદની ભૂમિકા

એલેકઝાન્ડરે સુંદર ભાવિ અને ઉજ્વળ કારકીર્દીનો ત્યાગ કરી આપખુદી સામેની ક્રાંતિકારી લડતમાં ઝુકાવ્યું તે કાંઈ અકસ્માત નહોતો. તે વખતે બુદ્ધિમાન વર્ગમાં થઈ રહેલા રાજકીય મંથનોનો તે પ્રતીકરૂપ હતો. 'પીપલ્સ વીલ' પક્ષનો તે અગ્રણી સભ્ય હતો. છતાં તેના સાથીદારો કરતાં તે મજૂરોની સમીપ વધારે હતો. તેણે માર્ક્સના પુસ્તકોનો અભ્યાસ કર્યો હતો. તે પિટર્સબર્ગના મજૂરોમાં અભ્યાસ મંડળો ચલાવતો. પરંતુ પક્ષની આજ્ઞાને વશ થઈ તેણે ઝારના ખૂનનું કાવતરું રચ્યું. એલેકઝાન્ડર, આમ, બોમ્બવાદ અને માર્ક્સવાદની વચ્ચેના રસ્તા ઉપર ઊભો હતો.

રશિયામાં ક્રાંતિકારી સમાજવાદ હજી ઊગતો હતો. યુવકોની અંદર ઝારશાહીને ઉથલાવી નાંખવાની ભાવના હતી; કારણ કે આ યુવકો શહેરના હતા ને શહેરમાં ઉદ્યોગવાદનો વિકાસ થતો હતો. આ ઉદ્યોગવાદને ઝારશાહી સાથે બહુ લેવા દેવા નહોતી કારણ કે ઝારશાહી જે સરંજામી પદ્ધતિને પોષી રહી હતી એ

મૂડીવાદના વિકાસમાં અંતરાયભૂત હતી. આ કારણે શહેરના યુવકો ક્રાંતિકારી બનવા લાગ્યા. તેમાંથી કેટલાક ગામડાંઓમાં જતા ને ત્યાં ઉશ્કેરણી ફેલાવતા; પરંતુ આ જાતની મુલાકાતોને સમૂહ-ધોરણે લાવવા તથા ક્રાંતિકારી ચળવળને સંગઠિત કરવા ૧૮૭૮માં "લેન્ડ એન્ડ ફ્રીડમ સોસાયટી" (જમીન અને સ્વતંત્રતા માટેની મંડળી) સ્થપાઈ. તેના સૂત્રધારો બે હતા. લાવરોવ અને ચેરનીસેવ્સ્કી. લાવરોવનો આદર્શ હતો: "ચિંતનશીલ વ્યક્તિ"—જે ધીમે ધીમે ક્રાંતિકારી બને અને પછી સાથીદારોને પ્રેરણારૂપ થઈ પડે. ચેરનીસેવ્સ્કી હેગલના મતનો હતો. ને એ કારણે જનતાની વધુ નજીક હતો. "ચિંતનશીલ વ્યક્તિ" એ તરત જોયું કે એવા વિચારો ધરાવવાનું અનિવાર્ય પરિણામ જેલ જ આવે છે ને નામ-માત્રના વિરોધી વિચારો દર્શાવનારને સખત શિક્ષાથી નવાજવામાં આવે છે: પોલિસની સતત સતામણી અને જનતાથી ખૂબ દૂર પડેલો હોવાને કારણે તે બોમ્બવાદ ઉપર આવી ગયો. બોમ્બનો આશ્રય લઈ તેણે ઝારશાહી સામે યુદ્ધ જાહેર કર્યું. ૧૮૭૯માં પક્ષમાં ભાગલા પડ્યા. જે લોકો સમૂહમાં કામ કરવા માગતા તેઓ જનતાના સંગઠનો બનાવવા ઇચ્છતા હતા. તેમણે કિસાનક્રાંતિ અને 'જમીનની પુનર્ વહેંચણીના કાર્યક્રમ ઉપર જ્યોર્જ પ્લેખેનોવની આગેવાની નીચે નવો પક્ષ (બ્લેક રીડિવીઝન) રચ્યો. થોડાક વર્ષો પછી આમાંથી સોશિયલ ડેમોક્રેટિક વર્કિંગમેન પાર્ટી (મજૂર પક્ષ) સ્થપાઈ. બોમ્બવાદીઓએ 'પોપ્યુલિસ્ટ વીલ' પક્ષ સ્થાપ્યો, તેનો ઉદ્દેશ કાવત્રાંઓ રચી ઝારને દૂર કરવાનો અને તે વખતે જે અંધાધૂંધી ફેલાય તો સમય સાધી રાજકીય ક્રાંતિ કરવાનો હતો. એમણે એ દિશામાં કેટલાય પ્રયત્નો કર્યા. ઝાર બીજાનું ખૂન આ પક્ષ તરફથી કરવામાં આવ્યું. સાશાનો પ્રયત્ન પણ નિષ્ફળ

નીવડયો ને એ ચળવળ એ રીતે જ મૃતપ્રાય થઈ ગઇ. રશિયાની બદલાતી જતી પરિસ્થિતિમાં એ ચળવળ થોડાક જ ચમકારા કરવાને સર્જાઈ હતી.

રશિયા એ પછાત ને ખેતીપ્રધાન દેશ હતો. પશ્ચિમના દેશો ઉદ્યોગવાદના અને એ રીતે મૂડીવાદના પંથે પ્રયાણ કરી રહ્યા હતા ત્યારે રશિયામાં પણ જૂની ઢબની ખેતી બદલાવા માંડી ને એ પછાત દેશ ઉપર પણ પશ્ચિમના બળોની અસર થવા માંડી. પિટર પહેલાએ યુરોપની લશ્કરી તથા ઔદ્યોગિક પદ્ધતિ રશિયામાં થોડા પ્રમાણમાં દાખલ કરી ને પરિણામે ખેતીના મજૂરોની ઉત્પત્તિ થઈ. જૂની ગુલામી પદ્ધતિ થોડે ઘણે અંશે નાબૂદ થઈ. પરંતુ તેને સ્થાને સર્ફ આવ્યા. પરંતુ દેશનાં વિકાસ માટે ઔદ્યોગિક પરિવર્તનની તથા રજવાડાશાહીના સદંતર નાશની જરૂર હતી, તે કાંઈ આથી સધાઈ નહિ. પિટર પહેલાના સુધારાએ ઝારશાહીની પકડ ઊલટી સખત બનાવી. રશિયામાં રજવાડાશાહી પણ પછાત સ્થિતિમાં રહી હતી કારણ કે તેને પોષવા પૂરતાં પણ મોટાં નગરો નહોતાં. પ્રાચીન રશિયન શહેરો એ ઉત્પાદનના કેન્દ્રો નહોતાં, ત્યાં માત્ર વેપાર જ ચાલતો ને તે કારણે પરદેશ સાથેનો વેપાર પણ પશ્ચિમના મૂડીદારોના હાથમાં આવી પડ્યો હતો. એ રીતે રશિયાની સ્થિતિ સંસ્થાન જેવી થઈ ગઈ હતી. ખેડૂતોની સ્થિતિ ખરાબ થતી જતી હતી કારણ કે તેઓ તો માત્ર ગુલામ જ હતા. તેમનામાં અસંતોષ વધતો જતો હતો.

ફ્રેંચ રાજ્યક્રાંતિના પંદર વર્ષ પહેલાં ખેડૂતોએ યુરલ પ્રાંતમાં હથિયારો ઉઠાવ્યા—આ બળવાને પ્યુગેચેવ બળવાને નામે ઓળખાવવામાં આવે છે. આ બળવો ક્રાંતિમાં ન પરિણમ્યો તેનું કારણ ક્રાંતિના મુખ્ય અંગનો—મજૂરવર્ગનો—અભાવ હતો.

શહેરની મજૂરચળવળ વગર કિસાનક્રાંતિનો કશો અર્થ રહે નથી. તેનું પરિણામ એ આવ્યું કે આપખુદીએ પોતાનાં હથિયા જમીનદારોના રક્ષણ માટે વધુ તીક્ષ્ણ બનાવ્યાં. યુરોપમાં સામા જિક પદ્ધતિ જે રીતે પલટાતી જતી હતી તેની અસર રશિ ઉપર પણ પડતી હતી એટલે દેશનું યુરોપીકરણ પણ આગ વધતું હતું. એટલે જે મજૂરવર્ગની હસ્તિ નહોતી તે હવે ધીમેધી ઊભો થવા લાગ્યો. ૧૮૬૧માં એલેકઝાન્ડર બીજાએ થોડા સુધારાઓ કર્યા. આ સુધારાઓથી ખેડૂતો ગુલામી પદ્ધતિમાંથ છૂટયા ને ખેતીના મજૂરો બન્યા. દેશના ઔદ્યોગીકરણ માટે અ પ્રગતિ જરૂરની હતી. આ સુધારાથી ખેડૂતોની સ્થિતિ વિપરીત બની. સારાટોવ પ્રાંતમાં જમીનના દર પહેલાં કરતાં દશ ગણા થઈ ગયા. કરવેરાનું પ્રમાણ વધ્યું અને ભાવ નીચા ગયા. આ સામે કારખાનાંઓ પણ શરૂ થયાં. આ કારખાનાંઓ જમીન-દારોની માલિકીનાં હતાં. તેમને ખેડૂતોની બગડતી જતી સ્થિતિને કારણે મજૂરો સારી રીતે મળવા લાગ્યા. ગામડાંઓમાં પંચાયતો તૂટવા લાગી કારણ કે જૂની અર્થપદ્ધતિ બદલાઈ. ગરીબ અને પૈસાદાર ખેડૂત વચ્ચેનું અંતર વધ્યું. ૧૮૯૦ સુધીમાં 'કુલક' પૈસાદાર ખેડૂતનો વર્ગ અસ્તિત્વમાં આવી ગયો. આમ મૂડીવાદે રશિયામાં ઘર કરવા માંડયું. ૧૮૯૦ સુધીમાં એક કરોડ મજૂરોનું લશ્કર દેશમાં થયું હતું. ખેડૂતની ઉત્પાદન પદ્ધતિ નવા ઉદ્યોગોથી તૂટતી જતી હતી. ને તેથી આ લશ્કરમાં વધારો થતો હતો. ૧૮૭૭થી ૧૮૯૭માં ખાણનું ઉત્પન્ન ત્રણગણું વધ્યું ને કાપડખાતાનું એવડું થયું. ૧૮૮૭થી ૧૮૯૭માં ખાણખાતાના મજૂરોની સંખ્યા ૧૦૩,૦૦૦ થી ૧૫૩,૦૦૦ ને કાપડખાતાના મજૂરોની સંખ્યા ૩૭૯,૦૦૦થી ૬૪૨,૦૦૦ ઉપર પહોંચી.

## [૩] ક્રાન્તદ્રષ્ટા

**લેનિનનો** નિશાળનો અભ્યાસ પૂરો થયો હતો. એને ઝીણવટથી અભ્યાસ કરવાની ટેવ આ કાળ દરમ્યાન બરોબર પડી હતી. તેની બ્હેને લખ્યું છે: “ મને યાદ છે કે જ્યારે હું ગામડામાં રહેતી હતી ત્યારે લાડીમીર દરરોજ સવારે ન્હા પીને એક જીર્ણ થઈ ગયેલી ધર્મશાળામાં જોડણીકોશ અને પાઠ્ય પુસ્તકો લઈને જતો. લગભગ આખો વખત આ પુસ્તકોમાં જ પૂરો કરતો.. કેમ વાંચવું જોઈએ એટલું જ નહિ પણ કેમ અભ્યાસ કરવો જોઈએ તેની રીત લાડીમીર બરોબર જાણતો હતો. તે ખૂબ ઉતારા કરતો. હું તે વખતે બીજી પરદેશી ભાષાઓ શીખવા તેની સાથે જતી. હું તે વખતે બાળક હતી છતાં તેનાં ચીવટ અને ધ્યાન મને હજી યે યાદ રહી ગયાં છે. તે વખતે પણ તેની મારા ઉપર એટલી બધી અસર થઈ ચૂકી હતી કે બીજી કશીએ લાગણી વગર તેને સંતોષવા તથા તેની સંમતિ મેળવવા દુનિયામાં ગમે તે કરવા હું તૈયાર થતી.” તેનો અભ્યાસ સુંદર હતો. એ કારણે તો તે નિશાળ-

ના શિક્ષકોની પ્રીતિ સંપાદન કરી શક્યો હતો. નિશાળ છોડતી વખતે તેના હેડમાસ્તરે સર્ટિફિકેટ ઉપર લખી આપ્યું: "બુદ્ધિમાન, અભ્યાસી અને હાજરીમાં નિયમિત." પહેલાં તો તેને સાશાના ભાઈ હોવાને કારણે યુનિવર્સિટીમાં દાખલ થવામાં અડચણ આવી. પરંતુ તેના પિતાની પ્રતિષ્ઠા તથા નિશાળમાં તેની સારી કારકિર્દી હોવાને કારણે તેને જગ્યા મળી ગઈ.

૧૮૮૭ના ઑગસ્ટ માસની પાંચમી તારીખે તે કઝનની યુનિવર્સિટીમાં દાખલ થયો. ડિસેમ્બરની ૧૭મી એ તેને રુખસદ મળી ગઈ.

મોસ્કોમાં વિદ્યાર્થીઓએ તેમને પડતી અગવડો સામે દેખાવો કર્યા ને તેનો પડઘો ડિસેમ્બરની સોળમીએ કઝનમાં પણ પડ્યો. વિદ્યાર્થીઓ યુનિવર્સિટીમાં એકત્ર થયા અને તેમના ઈન્સ્પેક્ટર માટે માંગણી કરી. એ અમલદાર આવતાં જ તેમણે પોતાની માંગણીઓ રજૂ કરી. તેમાં કેટલીક રાજકીય પણ હતી. બીજે દિવસે લેનિનના ઘર ઉપર દરોડો પડ્યો, લેનિનનો ભાઈ રાજ્યદ્રોહી હતો એટલે લેનિન ઉપર પણ દેખરેખ હતી જ. તેના ઉપર સંપૂર્ણ ધ્યાન અપાતું. કુલ ૪૦ ધરપકડો થઈ અને લેનિનને તેની માતા સાથે તેના ગામમાં રહેવાની શિક્ષા કરવામાં આવી. તેને મેજીસ્ટ્રેટ સમક્ષ લાવવામાં આવ્યો ત્યારે મમતા દર્શાવતો હોય તેમ એ અમલદારે કહ્યું: "આવાં તોફાનો શા માટે કરતો ફરે છે? તને ખબર છે કે તારી સામે દીવાલ ઊભી છે."

જુવાનનો ઉત્તર એટલો જ સ્પષ્ટ હોય છે: "હા, દીવાલ છે પણ જર્જરિત. તેને ધક્કો મારો ને તે તૂટી પડવાની." સજાએ તેનો રાહ સ્પષ્ટ કરી દીધો.

તેના ગામમાં તેણે આખો ઉનાળો ગાળ્યો. ભવિષ્યના

ભણતરનો પ્રશ્ન માતા તથા પુત્ર બન્નેને મૂંઝવતો હતો. ઝારશાહી રશિયામાં ભણ્યા વગર રળવાના સંજોગો બહુ થોડા હતા. આ ભણતરથી વંચિત થવામાં લેનિનનો વાંક એટલો જ હતો કે તે સાશા જેવા ફાંસીની સજા પામેલા ગુનેગારનો ભાઈ હતો. મે માસની આખરમાં લેનિને યુનિવર્સિટીમાં દાખલ થવાની અરજી કરી ને તે નકારવામાં આવી. તેની માતાએ પણ એક કાગળ લખી પતિની સેવાનો ઉલ્લેખ કર્યો. પત્રનો ઉત્તર જ મળ્યો નહિ. લેનિને પોતાને પરદેશ જવા દેવા માટે માંગણી કરી તેની પણ ના પાડવામાં આવી.

ઑક્ટોબર માસમાં તેમને કઝન આવવાની રજા મળી. ત્યાં તે સવારના કાયદાનાં પુસ્તકો વાંચતો ને બપોરે તથા સાંજે સમાજવાદ અને અર્થશાસ્ત્રના પુસ્તકો વાંચતો. અહીંયાં તેણે 'કૅપીટલ' પૂરું કર્યું અને બીજાં પુસ્તકો પણ વાંચવા માંડ્યાં ને એમાંથી બરોબર ગ્રહણ કરવા માંડ્યું. જો કે સમાજવાદનો અભ્યાસ કરનાર તે વખતે પણ તે એકલો ન હતો, દેશમાંથી બીજા પણ કેટલાક તેમાં પરોવાયેલા હતા.

માર્ક્સ અને એન્ગલ્સ બન્ને જણા રશિયન ક્રાંતિની શક્યતા વિશે આશાવંત હતા. એન્ગલ્સે એક પત્રમાં તેનો નિર્દેશ પણ કર્યો છે. એન્ગલ્સ આ કાળે જીવતો હતો ને તે રશિયન સમાજવાદીઓ[૫] સાથે પત્રવ્યવહાર પણ કરતો. 'પ્રથમ આંતરરાષ્ટ્રીય'માં રશિયન વિભાગ હતો, તેના મંત્રી તરીકે માર્ક્સ પોતે કામ કરતો. જાણીતા અરાજકવાદી બાકુનીને ૧૮૬૦માં કમ્યુનિસ્ટ મેનિફેસ્ટોનો અનુવાદ કર્યો હતો. માર્ક્સ અને એન્ગલ્સ બન્ને રશિયન સમાજ-વાદીઓ, જેવાકે ડેનિયલસન, લોપાટીન, વેરા માસુલિચ અને 'પીપલ્સ વીલ' મધ્યસ્થ સમિતિ—સાથે પત્રવ્યવહાર કરતા. પરંતુ વધુ નીકટનો

સંબંધ પ્લેખેનોવ (૧૮૫૭–૧૯૧૮) સાથે હતો. પ્લેખેનોવ રશિયાની મજૂર ચળવળનો સ્થાપક હતો. તેણે માર્કસના દૃષ્ટિબિંદુથી રશિયન પરિસ્થિતિનો અભ્યાસ કરી પોપ્યુલિસ્ટોના રાજકીય તથા આર્થિક વિચારોની પોકળતા દર્શાવીને એવું અનુમાન બાંધ્યું કે રશિયામાં પણ મૂડીવાદ તથા મજૂરવાદ અનિવાર્ય છે. ૧૮૮૩માં તેણે "મજૂર મુક્તિમંડળ" સ્થાપ્યું હતું ને ૧૮૮૯ માં રશિયા તરફથી ૬'બીજી આંતરરાષ્ટ્રીય'માં તેણે હાજરી આપી હતી.

રશિયાના મોટા શહેરોમાં—કઝનમાં પણ માર્કસનો અભ્યાસ કરનારાં છૂટાંછવાયાં મંડળો હતાં. આમાંનું એક મોટું મંડળ ફીડોસેવેવ નામનો માર્કસવાદી ચલાવતો. તેના હસ્તલિખિત લખાણો આતુરતાથી વંચાતા. કઝનમાં એજ વખતે પ્યેસકોવ નામનો એક ભઠિયારો રહેતો હતો. જ્યારે જ્યારે વખત મળતો ત્યારે તે માર્કસના સાહિત્યનો અભ્યાસ કરતો. પાછળથી મેકિસમ ગોર્કીના નામે એ વિશ્વપ્રસિદ્ધ થયો.

૧૮૮૯ના મે માસમાં લેનિન તેના કુટુંબ સાથે સમારા આવ્યો. થોડાં જ અઠવાડિયાં પછી તેને સમાચાર મળ્યા કે આખા ફીડોસેવેવ મંડળને ગિરફતાર કરવામાં આવ્યું હતું. સમારામાં લેનિને યુવાનોની મૈત્રી સાધી અને પોપ્યુલિસ્ટો તથા તેમના લેખક નિખેલોવ્સ્કી સામે લડત ચલાવવી શરૂ કરી. રશિયાની સામાજિક સ્થિતિમાં કયા કયા ફેરફારો થતા હતા તે વિશે વિગતવાર આંકડાઓ મેળવવા તેણે ત્યાંનું આખું પુસ્તકાલય ખૂંદી નાંખ્યું. આ સાથે ત્યાં રહેતા દેશનિકાલીઓ સાથે તેણે ઓળખાણ કરવા માંડી. આ દેશનિકાલીઓ બોમ્બવાદીઓ હતા. તેમને એલેકઝાન્ડર સાશાના ભાઈ તરીકે આ યુવાન તરફ આદર હતો. લેનિન તેમના રાજકીય વિચારો ઉપર સખત પ્રહાર કરતો પરંતુ તે સાથે ક્રાંતિકારી કાર્ય ચલાવવાની રીતો આદરપૂર્વક શીખી લેતો.

લેનિને અહીંયાં રશિયન ખેડૂત વિશે અભ્યાસ કર્યો. આ અભ્યાસ તેને પાછળથી ખૂબ કામમાં આવી ગયો. સમારા છોડચા પછી તેને આ પ્રજા સાથે સીધા સંબંધમાં આવવાની એકે તક સાંપડી નહોતી. તે પોતાના બનેવીના ખેતરે જતો અને ખેડૂતો સાથે વાત ચલાવતો.

હજી વધારે વિશાળ ને વ્યવહારુ જ્ઞાન તેને તેના કાયદાના અભ્યાસથી મળ્યું. પ્રથમ તો બહારના વિદ્યાર્થી તરીકે પણ તેને પરીક્ષામાં બેસવાની મંજૂરી ન મળી પરંતુ તેની માતાને કારણે ૧૮૯૦માં આવી સંમતિ મળી. ૧૮૯૧માં આ પરીક્ષા તેણે પસાર કરી. તે પ્રથમ શ્રેણીમાં આવ્યો હતો. ૧૮૯૨માં સમારામાં તેણે વકીલાત શરૂ કરી, ત્યાં તેને અમૂલ્ય અનુભવ મળ્યો. તે એક પોતાના મિત્ર સાથે ગામે ગામ રખડતો ને જમીનની તકરારો સાંભળતો. એક વર્ષ દરમ્યાન દશ કેસો તેણે ચલાવ્યા. આ બધા કેસો ગરીબ ખેડૂતોના હતા. તેમના ઉપર અનાજ ચોરવાનો આરોપ હતો. લેનિનના બધા અસીલોને સજા થતી. પરંતુ તેમાંથી એ બીજો પાઠ ભણ્યો કે ખાનગી મિલ્કતના અબાધિત હક્કો સામે ઝગડનારે ન્યાયની કે દયાની કશી આશા રાખવી જ નહિ.

આ દિવસો દરમ્યાન તેના પરિચયમાં આવેલ એક વ્યક્તિ તેને આ પ્રમાણે વર્ણવે છેઃ “૧૮૯૨માં નીચા કદનો પણ સુદૃઢ બાંધાનો નવતર અને બરછટ ચહેરાવાળો, સહેજ લાલ એવી નાની દાઢી મૂછ અને કપાળથી જરાક ઊંચે રાતા વાળ ધારણ કરેલો એ યુવાન હતો. તેના મોટા માથા તથા વિસ્તારિત ભૃકુટિથી તેની આંખ જુદી તરી આવતી. તેની દૃષ્ટિ ગંભીર વિચારશીલ અને અન્વેષક હતી. તેના પાતળા હોઠ ઉપર કટાક્ષયુક્ત હાસ્ય તરવરી રહેતું...” આ વિચિત્ર જુવાનને વકીલાતના ધંધા તરફ બિલકુલ આદર

ન હતો. તેના ભવ્ય જીવનકાર્ય માટેનો સમય જાણે હવે નજીક આવી પહોંચ્યો હતો.

૧૮૯૧માં પડેલા દુકાળે તેને હલાવી નાંખ્યો. દેશ કયા રસ્તે કૂચકદમ કરતો એ તેણે સ્પષ્ટ જોઈ લીધું. સમારા આ દુકાળ-ગ્રસ્ત વિસ્તારનું કેન્દ્ર હતું. બધા પરોપકારી બુદ્ધિમાનો સરકારી કમિશનને મદદ દેવા દોડયા. એક ન ગયો લેનિન. તે બાજુએ ઊભો રહ્યો. ખેડૂતોની અવર્ણનીય હાડમારીઓ તરફ તેને સહાનુ-ભૂતિ કે દયા નહોતાં એવું નહોતું પરંતુ લાખો માણસોને વર્ષભર ભૂખમરા ને વિનાશના જડબામાં ધકેલ્યે રાખનાર અને કુદરતી આપત્તિ આવે ત્યારે આંખમાં આંસુ સાથે મદદ કરવા દોડનારની પદ્ધતિમાં માત્ર દંભ ભરેલો તેને લાગ્યો. લેનિન માનવજાતને દુઃખમાંથી મુક્ત કરવાનો રસ્તો વિચારવા લાગ્યો ને એના જ ચિંતનમાં તે દિનપ્રતિદિન વધારે ને વધારે રત બન્યો.

સમારા એને માટે કેદખાના જેવું થઈ પડયું હતું. તેનામાં પ્રચંડ શક્તિનો ધોધ ધૂધવાટ કરતો હતો ને તેને માર્ગ જોઈતો હતો. પરંતુ હજી સુધી માતાનો ખ્યાલ તેને ત્યાં ને ત્યાં જકડી રાખતો હતો. એજ અરસામાં લેનિનની નાની બહેન ઓલ્ગા મરી ગઈ. આખા કુટુંબે મોસ્કો જવાનું નક્કી કર્યું. પરંતુ લેનિન ગયો સીધો પિટર્સબર્ગ તરફ.

પિટર્સબર્ગમાં તે આવ્યો ત્યારે પોલીસ તેની ચળવળ ઉપર દેખરેખ રાખતી હતી એટલે દેખાવ પૂરતો તેણે વકીલાતનો ધંધો શરૂ કર્યો. તેનો રસ્તો સ્પષ્ટ થઈ ગયો હતો. નાતાલની રજા માતા સાથે ગાળવા તે મોસ્કો ગયો અને ત્યાં માર્કસવાદના કટ્ટર અનુયાયી તરીકે ખ્યાતિમાં આવવાનો પ્રસંગ બની ગયો. તે વખતે પોપ્યુલિસ્ટો ક્રાન્તિકારી હોવાનો દાવો ધરાવતા ને તેમનું જોર પણ

વધારે હતું. "સોશિયલ ડેમોક્રેટ" સંખ્યામાં થોડાક જ હતા. મોસ્કોની અંદર પૉપ્યુલિસ્ટોની એક ખાનગી સભા હતી. આ સભામાં પૉપ્યુલિસ્ટોનો પ્રખર નેતા અને માર્ક્સવાદીઓનો કટ્ટો વૈરી વોરોન્સ્ટોવ બોલવાનો હતો. લેનિન પણ ત્યાં આવી પહોંચ્યો હતો. તે બહુ જાણીતો નહોતો. મુખ્ય વક્તાએ પોતાનું ભાષણ પૂરું કર્યું અને લેનિને તેનો વિરોધ કર્યો. વ્યક્તિઓ વિશે તેને માન નહોતું. શબ્દોના છળમાં તેને શ્રદ્ધા નહોતી. પ્રતિસ્પર્ધીની વય અને વિદ્વત્તાએ તે અંજાય તેમ નહોતો. તેણે માર્ક્સવાદના ઊંડા જ્ઞાનના ધોધદ્વારા પૉપ્યુલિઝમના કાંગરા ખેરવી નાંખ્યા; તેનું ભાષણ પૂરું થતાંની સાથે જ સભામાં સખત વિવાદ થયો. કોઈને બીજા કોઈના ભાષણમાં રસ જ રહ્યો નહોતો.

તેના આ કાર્યથી પિટર્સબર્ગના માર્ક્સવાદીઓમાં તેનું માન વધ્યું; તેમના નેતા તરીકે તેનું સ્થાન નિયત થઈ ગયું. પરંતુ આવા શાબ્દિક વિજયથી તેને સંતોષ નહોતો; તેણે આખો ઉનાળો પૉપ્યુલિઝમના સિદ્ધાંતો ઉપર પ્રહારો કરવામાં ગાળ્યો. પૉપ્યુલિઝમ પાછળ ત્રણ ભૂલભરેલા વિચારો હતા. એક તો, રશિયામાં મૂડીવાદની જે પ્રગતિ થતી હતી તે અવનતિનું ચિહ્ન છે અને તેથી મૂડીવાદ ઉપર "નિયંત્રણ" મૂકવાની અને રશિયાની ગ્રામપંચાયતોને તૂટતી અટકાવવાની જરૂર તેઓ માનતા હતા. બીજું, રશિયાની આર્થિક પદ્ધતિ અને તેની ગ્રામ પંચાયતો રશિયા માટે વિશિષ્ટ પ્રકારનાં છે એવી ધારણા તેઓ ધરાવતા હતા. ને ત્રીજું, વર્ગોનાં ચોક્કસ હિત અને દેશની રાજકીય, કાયદેસરની સંસ્થાઓ તથા બુદ્ધિમાનો વચ્ચેના સંબંધનું ખોટું મૂલ્યાંકન તેઓ આંકતા હતા. પૉપ્યુલિસ્ટો એમ માનતા કે બુદ્ધિમાન વ્યક્તિ ઇતિહાસને નવા માર્ગે લઈ જવાના કાર્યમાં પ્રચંડ શક્તિરૂપ છે. લેનિનને વર્ગ અને

વ્યક્તિ વચ્ચેના સંબંધનો સ્પષ્ટ ખ્યાલ હોવાથી તે આ વિચારને મશ્કરીમાં ઉડાવતો.

આ જાતના પક્ષના વિગ્રહો એકલા રશિયામાં જ ઊભા થયા હતા એવું નથી. બીજા દેશોમાં એવી જ પરિસ્થિતિ ઊભી થાય છે. લેનિનના વિચારોનું મૂળ જો માર્ક્સ અને એન્ગલ્સમાં શોધી શકાય તો પૉપ્યુલિસ્ટોની વિચારસરણીનું મૂળ શીશમોન્ડીના વિચારોમાં જણાય છે. ઇંગ્લૅન્ડમાં ૧૮૩૦—૧૮૪૦માં "યંગ ઇંગ્લૅન્ડ"ની જે ચળવળ ચાલી હતી તે આ જ ઢબની હતી. જર્કોર્લાઇલ તેના વ્યક્તિવાદી તત્વજ્ઞાન ને કારણે આ પૉપ્યુલિસ્ટોથી બહુ દૂર જાય તેમ નથી. હિંદમાં ગાંધીવાદના તત્વોનું મૂળ મૂડીવાદી વિચાર-સરણીમાંથી મળી આવે છે છતાં પૉપ્યુલિઝમના ભારોભાર પડઘા તેમાં સંભળાય છે. હિંદમાંથી રજવાડી પદ્ધતિનો હજી નાશ નથી થયો અને મૂડીવાદનું આક્રમણ હજી આરંભાયું છે ત્યાં આપણી "આર્થિક વિશિષ્ટ પદ્ધતિ," આપણા "પુરાણા ગૃહ ઉદ્યોગો," આપણી "ગ્રામ પંચાયતો"—એ બધી વાતો પૉપ્યુલિઝમના જેવી જ છે. રજવાડી પદ્ધતિમાંથી સીધા સમાજવાદી પદ્ધતિમાં ગુલાંટ ખાઈ શકાય એવી ખોટી માન્યતામાંથી આનો ઉદ્ભવ થયો છે. ગાંધીજી કરતાં તિલક આ પૉપ્યુલિસ્ટોની વધુ નજીક છે. તેમણે તો પૉપ્યુલિસ્ટોના જેવી જ રીતો અખત્યાર કરવા હાકલ કરી હતી. જો કે, પૉપ્યુલિસ્ટો બૉમ્બવાદી હતા ખરા.

પૉપ્યુલિઝમનો પ્રતિકાર કરતું [૭]એક પુસ્તક લેનિને લખ્યું. એમાં તેણે તેના સિદ્ધાંતોનો પ્રત્યાઘાતી સ્વભાવ ખુલ્લો પાડી દીધો. લેનિન એમ નહોતો કહેતો કે યુરોપમાં સામાજિક ઉત્પાદન પદ્ધતિના અંગ તરીકે મૂડીવાદ આવ્યો હોવાથી રશિયામાં તે જરૂર આવવો જ જોઈએ; ઊલટું રશિયામાં મૂડીવાદ આવતો જ જતો હતો

કારણ કે રજવાડી પદ્ધતિના વિરોધો સંપૂર્ણ વિકાસ પામ્યા હતા ને તેનું પરિણામ મૂડીવાદમાં જ આવે. જો કે, મૂડીવાદની સાથે સાથે તેના વિરોધો પણ વિકસે છે. જેમકે, જે મજૂર વર્ગ આ મૂડીવાદને કારણે જ જન્મેલો હોય છે તે જ તેને ઉથલાવી નાંખે છે એટલું જ નહિ પરંતુ પોતાના મુક્તિ માર્ગે આગળ કૂચ કરે છે અને વર્ગ-વિહીન સમાજરચનાની સ્થાપના કરે છે.

રશિયામાં માર્કસની દષ્ટિએ લખાયેલું આ પહેલું પુસ્તક હતું. વાચકો ઉપર તેની ઊંડી અસર પડી. આ ચોવીસ વર્ષના જુવાનને ભાવિ લડતની નીતિરીતિ વિશે સ્પષ્ટ ખ્યાલ હતો તે આ પુસ્તકમાં સૂચવવામાં આવેલા કાર્યક્રમથી ચોક્કસ થઈ ગયું. બહુ થોડા માણસો આ પુસ્તક વાંચી શક્યા. પાછળથી તેનો પ્રતિસ્પર્ધી બનનાર માર્ટોવ લખે છે કે: "જે તત્વોમાંથી પક્ષના નેતાઓ સર્જાય છે તેવાં તત્વોવાળી વ્યક્તિના પરિપક્વ રાજકીય વિચારનું તેમાં દર્શન થાય છે."

આવા પુસ્તકને છાપવાનું કામ ઘણું મુશ્કેલ થઈ પડે ને તે માટે ગેરકાયદેસર રસ્તાઓ શોધવા જ પડે. પિટર્સબર્ગના સોશિયલ ડેમોક્રેટોના ગેરકાનુની મંડળે આ પ્રકાશનનું કામ માથે લીધું. તેની કેટલીક હસ્તપ્રતો કરવામાં આવી. આખરે આ પુસ્તક બીજાના નામ નીચે પ્રસિદ્ધ થયું.

લેનિને આ પુસ્તકમાં જે કાર્યો સૂચવ્યાં હતાં તે વ્યવહારુ હતાં. વ્યવહાર અને આદર્શની એકતા એ માર્કસવાદના સિદ્ધાંતોનું વિશિષ્ટ મુખ્ય તત્વ છે એવું તે દૃઢપણે માનતો હતો. તે અનુસાર તેણે ગોળી છોડી અને નિશાન બરોબર તકાયું. આમ, નેતા તરીકે લેનિન ઘડાતો જતો હતો.

માર્કસના સમાજવાદની સ્થિતિ તે આવ્યો ત્યારે રશિયામાં જરાયે સંતોષકારક નહોતી. લેનિનના પોતાના જ શબ્દોમાં કહીએ તો તે

માર્કસવાદીઓની શોધમાં રસ્તાઓ ઉપર રખડતો. ખૂબ ખાનગી રીતે તે વખતે એક મંડળ કામ કરતું. તેના સભ્યોમાં ઘણાખરા વિદ્યાર્થીઓ હતા; ક્રુપ્સ્કાયા, જેને પાછળથી લેનિનની પત્ની તરીકે આપણે ઓળખતા થઈશું, તેના જેવા કેટલાક શિક્ષકો પણ હતા. તેઓ મજૂરોમાં કેળવણીનું કાર્ય કરતા, માર્કસના પુસ્તકો વાંચતા ને તે વિશે ચર્ચા ચલાવતા. પરંતુ તેમનો એકે નિશ્ચિતપક્ષ નહોતો. તેમ જ તેમની પાસે કોઈ વ્યવહારુ કાર્યક્રમ કે પ્રવૃત્તિ પણ નહોતાં. આ મંડળ મોટાંઓનું મંડળ કહેવાતું. લેનિન તેનો સૂત્રધાર બન્યો. બીજું મંડળ જુવાન વિદ્યાર્થીઓનું હતું. તે મોટે ભાગે ખુલ્લી રીતે કામ કરતું અને તેનો ઉદ્દેશ ઈંગ્લેંડની મજૂર ચળવળની માફક મજૂરોને આર્થિક સુધારાઓ મળે તે જાતના પ્રયત્નો કરવાનો હતો. આ મંડળ નાનાંઓનું મંડળ કહેવાતું.

મજૂરો સાથે સંબંધ બાંધવામાં પણ અનેક મુશ્કેલીઓ નડતી. મજૂર સાથે વાત કરતા જણાતા યુવક ઉપર પોલીસની આંખ ફરી જતી. આ બન્ને વર્ગો શહેરના જુદા જુદા ભાગોમાં—ના જુદા જુદા શહેરોમાં જ—રહેતા હતા. શહેર સુશોભિત હતું પણ તેની સરહદ ઉપર વસતા આ લોકોના આવાસો દુર્ગંધ મારતા હતા. તેમના રહેઠાણોના રસ્તા ખરાબ, દીવાબત્તીનું ઠેકાણું નહિ. આ કારણે માર્કસવાદીઓને બે મંડળો ચલાવવાં પડતાં—એક મજૂરો માટે અને બીજું બુદ્ધિમાનો માટે. મજૂરો ગંધાતી ચાલીમાં એકઠા થતા, બુદ્ધિમાનો દોસ્તદારોની ઓરડીમાં ભેગા મળતા. મજૂરમંડળમાં સભ્યોની ભરતી તેમને માટે ખોલવામાં આવેલાં પુસ્તકાલયો ને નિશાળોમાંથી કરવામાં આવતી. લેનિને આવા જુદા જુદા મંડળોને એક કરવા તરફ ધ્યાન આપવા માંડ્યું. આવું મધ્યસ્થમંડળ પોતાનું સાહિત્ય પ્રકાશન કરે ને ગેરકાયદેસર છાપા માટે તૈયારી કરે એ

તેનો ઊંડો ખ્યાલ હતો. સામાન્ય પરિસ્થિતિ અનુકૂળ હતી. કારખાનાંઓમાં પગારના દર ઘટાડવા પ્રયત્ન થઈ રહ્યા હતા ને એકવાર આવા મજૂરો સાથે સંબંધ બંધાય ને માહિતી એકઠી થઈ જાય તો તેમનામાં ચળવળ ચલાવવામાં બહુ મુશ્કેલી ન પડે. હડતાલ પડાવવા માટે હકીકતો, આંકડા અને વિગતો વિના અપીલ કરવામાં લેનિન માનતો નહોતો ને વિગતો મેળવવાનું કામ સરળ પણ નહોતું. તેના પ્રથમ પ્રયાસ વિશે તે પોતે જ લખે છેઃ “મને મારો પહેલો અખતરો બરોબર યાદ આવે છે. મેં અઠવાડિયાંઓ સુધી મારી મુલાકાતે આવનાર એક મજૂરના કારખાનાની સ્થિતિ વિશે તપાસ શરૂ કરી. ઘણા પ્રયત્ને હું એક કારખાના વિશે માહિતી મેળવી શક્યો. પરંતુ દરેક મુલાકાતને અંતે પેલો મજૂર પરસેવો લૂછી નાંખી એક જ ઉત્તર આપતોઃ “આના કરતાં તો વધારે કામ કરવું હું પસંદ કરું.”

લેનિનની કામ કરવાની રીત વિશે એક મજૂરે લખ્યું છેઃ “નિયત કરેલા સમયે કોઈકે મારું બારણું ખખડાવ્યું. ઉઘાડતાં જ, ટૂંકી દાઢી, ગોળ મોં ને ચકોર આંખોવાળા એક માણસને ઉનાળો હોવા છતાં ઓવરકોટમાં સજ્જ થઈને આવી ઊભેલો જોયો. ન વર્ણવી શકાય તેવા માણસોમાં તેની ગણના થઈ શકે. તેની દૃષ્ટિ એવી ગંભીર અને અધિકારયુક્ત હતી કે તેના શબ્દો સાંભળતાં જ તમે વશ થઈ જાવ. તે બે કલાક સુધી બોલ્યો; સરળતાથી અને સ્પષ્ટતાથી તેણે મુશ્કેલીઓ સમજાવી. તેણે દરેકને પ્રશ્નો પૂછ્યાઃ ‘તમે ક્યાં કામ કરો છો? ત્યાં સ્થિતિ કેવી છે? કારખાનાંના મજૂરોની પ્રગતિ શી છે? તેમનાં દૃષ્ટિબિંદુ કેવાં છે? સમાજવાદી વિચારો પચાવવા સમર્થ છે કે કેમ? તેમને રસ શેમાં છે? શું વાંચે છે?’ વગેરે.” તેની વાત કરવાની રીત બીજા બુદ્ધિમાનો

કરતાં જુદી હતી. બીજી સભા માટે દિવસ મુકરર કરીને એ જ્યારે જતો ત્યારે સહુ કોઈ પૂછતા: "કોણ છે એ? જરાય ખચકાયા, ગભરાયા વગર વાતો કરે છે!"

લેનિન તેના વિશ્વાસપાત્ર મિત્રો પાસેથી બરોબર કામ અદા કરતો. તેઓ તેને વહાલમાં "બુઝર્ગ" એવા નામે સંબોધતા. તેના દોસ્તોમાં મર્યો ત્યાં સુધી એ નામ પ્રચલિત રહ્યું.

પોતે શું કરતો હતો તે વિશે તેને સ્પષ્ટ ખ્યાલ હતો. આગળ વધેલા મજૂરોમાં પ્રચાર માટે અભ્યાસમંડળો સારાં સાધનરૂપ હતાં. પરંતુ મજૂરલડત ચલાવવા માટે તેમનામાં સીધી ચળવળ ચલાવવાની જરૂર હતી. તે પ્લેખેનોવના એક વાક્યને વારંવાર ટાંકતો: "પ્રચારદ્વારા અનેક વિચારો નાનાં નાનાં મંડળોને આપી શકાય; ચળવળથી એક વિચાર અનેક માણસોમાં એક સામટો ઘુસાડી શકાય." તેમના કામમાં મુશ્કેલીઓ અનેક હતી. ક્રુપ્સ્કાયા અને મંડળના બીજા સભ્યો મજૂર-સ્ત્રીઓના વેશમાં મજૂરોની લાગણીઓ જાણવા કારખાનાંઓમાં જતાં. રાતે જ્યારે મજૂરો થાકીને ઘેર જતા ત્યારે તેમની પાછળ જઈ તેઓ ક્યાં રહે છે તેની તપાસ કરી લાવી તેમના ઓરડામાં પત્રિકા નાંખી આવતાં. વાતો કરવાનું ઘણું મુશ્કેલીએ બની શકતું. પરંતુ તેમના આ સૂક્ષ્મ અને સતત કામનું પરિણામ એક વર્ષમાં જ જણાયું.

ઈશ્વર અને ઝારમાં માનનાર પછાત મજૂરોએ આગળ કેવી રીતે વધવું જોઈએ તે વિશે પોતાની બહેનને સમજાવતાં લેનિન લખે છે: "અત્યારે તમે વર્તમાન પદ્ધતિ અને ઝાર સામે માત્ર સીધા પ્રહારો શરૂ કરશો તો મજૂરો જ તમને સાંભળ્યા વિના હાંકી કાઢશે. પરંતુ મજૂરોનું નિત્ય જીવન રાજકારણ સાથે જોડાયેલું છે. પોલીસોની, મૅજીસ્ટ્રેટોની અને અમલદારોની પજવણી અને

સતામણી વખતે તથા માલિકો સાથેની તકરારમાં માલિકોની વતી લડત તોડવા માટે કરવામાં આવતા સરકારી પ્રયાસો ઉપરથી, મજૂરને આખી વર્તમાન પદ્ધતિનું સ્વરૂપ તથા સરકારી શાસન કોની તરફનું છે તેનું સ્પષ્ટ ભાન જલ્દીથી થાય છે. પ્રસંગો સાધીને આ વસ્તુ છાપાંઓમાં અને લેખોમાં વારંવાર બતાવવી જોઈએ. આ રીતે જ મજૂરોનો આગળ વિકાસ થાય છે. એક વસ્તુ શરૂઆતથી જ અગત્યની છે અને તે એ કે, માત્ર કારખાનાંના માલિકો સાથેની લડતમાંથી કશું મળવાનું નથી એ વાત ઉપર ભાર મુકાવો જોઈએ. દાખલા તરીકે મજૂરોને લગતો એક નવો કાયદો થયો હોય. તે કાયદાને બરોબર સમજાવવો જોઈએ. મજૂરોના હિતમાં ક્યાં સુધી છે ને માલિકના હિતમાં ક્યાં સુધી છે તેની બરોબર સમજ આપવી જોઈએ. અને ત્યારપછી આપણે આપણા છાપામાં એક લેખ લખીશું: “પ્રધાનમંડળ મજૂરોની કેવી દરકાર રાખે છે?” જેમાં વર્તમાન વહીવટ કેવો છે અને કોના હિતનું રક્ષણ કરે છે તે બતાવીશું. આપણે ઝારનું નામ દીધા વગર તેના પ્રધાનમંડળની વિનયપૂર્વક વાતો કરીશું. પરંતુ આ લેખ રાજકીય થશે. અને દરેક અગ્રલેખ એવો જ હોવો જોઈએ, જેથી છાપાદ્વારા મજૂરોમાં રાજકીય જાગૃતિ આણી શકાય.”

લેનિનની વ્યક્તિગત સલાહ બધા બોલ્શેવિકો આખા પક્ષ તરીકે સ્વીકારી લેતા થયા અને એની દોરવણીના ધોરણ ઉપર તો તેમણે ભવિષ્યમાં ક્રાન્તિ કરી. ૧૮૯૫માં આ પક્ષનો પાયો નંખાવાની તૈયારી થઈ. લેનિને તેને માટે પરદેશમાં વસતા રશિયન સમાજવાદીઓ સાથે—ખાસ કરીને તેમના નેતા પ્લેખેનોવ સાથે—સંબંધ બાંધવાની તૈયારી કરવા માંડી. આ માટે તબિયતનું બહાનું કાઢી તેણે પરદેશ ભણી પ્રયાણ કર્યું. જીનીવામાં આવી તે પ્લેખે-

નોવને મળ્યો. પરંતુ આ પ્રથમ મુલાકાતનો કશો અહેવાલ મળતો નથી. ત્યાંથી તે ઝ્યુરીચ ગયો અને ત્યાં પ્લેખેનોવના સાથી એક્ષેલરોલ્ડને મળ્યો. લેનિનની બુદ્ધિ, તથા રશિયન પરિસ્થિતિ વિશેનું પૃથક્કરણ જોઈ એક્ષેલરોલ્ડ છક થઈ ગયો. લેનિનના લેખના તેણે વખાણ કર્યા પરંતુ તેમાં દર્શાવવામાં આવેલા અભિપ્રાય સાથે અસંમતિ દર્શાવી. લેનિનના લેખમાં વિવાદાસ્પદ પ્રશ્ન 'દમન સંબંધે વિનીતો અને મજૂરપક્ષ વચ્ચે કેવો સંબંધ હોઈ શકે' તે હતો. લેનિન સ્ટ્રુવે જેવા વિનીત નેતાઓ સાથે સારા અંગત સંબંધમાં હોવા છતાં એવા મતવાળા માણસો સાથે રાજકીય જોડાણની વિરુદ્ધ હતો. એક્ષેલરોલ્ડ અને પ્લેખેનોવ ઝારના જુલ્મ સામે પ્રગતિકારક બળોના સંયુક્ત સામનાની તરફેણમાં હતા. પર્વતો ઉપર ફરતાં ફરતાં તેમણે આ સબંધમાં ખૂબ ચર્ચા કરી. પોતે અને પ્લેખેનોવ સાચા હતા એમ પોતાના નવા શિષ્ય લેનિનને ઠસાવવા એક્ષેલરોલ્ડે બહુ કર્યું. પરંતુ દમનનો વિરોધ કરવા માટે સંયુક્ત સામનો કરવાનો અર્થ લેનિને પોતાની રીત મુજબ જ કર્યો ને એ કારણે ૧૯૦૫માં એક્ષેલરોલ્ડ અને પ્લેખેનોવ સાથે તેને સંઘર્ષણમાં ઊતરવું પડ્યું. જો કે, એક્ષેલરોલ્ડની એક સલાહ તેણે કબૂલ રાખી અને તે મુજબ રશિયા પાછા ફર્યા પછી તરત જ બધાં અભ્યાસ-મંડળોને સાંકળી દઈ એક પક્ષ બનાવી દીધો.

ગુરુ-શિષ્ય બન્ને છૂટા પડ્યા પરંતુ પાછા મળ્યા ત્યારે તેમની વચ્ચેનું અંતર વિશાળ થયું હતું. તે વખતે બન્ને જણા વિચાર દૃષ્ટિએ વિરોધીઓ થઈ ચૂક્યા હતા. સ્વિટ્ઝર્લેન્ડથી તે પેરિસ ગયો. ત્યાં માર્કસના જમાઈ પોલ લાફાર્જને મળ્યો. રશિયન સમાજવાદીઓ કેવા ઉત્સાહથી અભ્યાસ મંડળો ચલાવે છે તે વિશે લેનિને વાત કરી.

"આ મંડળોમાં તમે શું કરો છો?" લાફાર્જે પૂછ્યું.

"અમે વાતો અને ભાષણોથી શરૂઆત કરીએ છીએ ને આગળ વધેલા મજૂરો સાથે માર્કસનું વાચન કરીએ છીએ."

"એ લોકો પછી માર્કસ વાંચે છે ખરા?"

"હા, વાંચે છે."

"સમજે છે ખરા?"

"હા સમજે છે પણ ખરા."

"ત્યાં જ તમારી ભૂલ થાય છે. અમારે ત્યાં વીસ વર્ષની સમાજવાદી ચળવળ પછી પણ કોઈ માર્કસ સમજતું નથી." લાફાર્જને લેનિનની વાતોમાં વિશ્વાસ નહોતો પડતો.

લાફાર્જની આ ટીકા લેનિનના મગજમાં બરોબર રમી રહી. સમાજવાદ કે માર્કસવાદ માત્ર પુસ્તકોના અભ્યાસથી નથી સમજાતો, ધારાસભામાં જઈ યુક્તિઓ કર્યે નથી સમજાતો, તે તો સમજાય છે લડતો દ્વારા, રોટી માટેનાં આંદોલનો દ્વારા.

પેરિસથી તે બર્લિન ગયો. ત્યાં તેણે પાછલું ચોમાસું ગાળ્યું. સવારે તે પુસ્તકાલયમાં જતો, ને સમાજવાદ ઉપરનું પરદેશી સાહિત્ય વાંચતો. સાંજે તે નાટકો જોવા જતો અથવા તો બર્લિનના રસ્તાઓ ઉપર ઘૂમતો. તે મજૂરોની સભાઓમાં પણ જતો. ત્યાં તેનું આરોગ્ય સારું રહેતું હોવાથી તેની માતાએ તેને પરદેશ રહેવા આગ્રહ કર્યો. દેશમાં તો પકડાઈ જવાની પણ ધાસ્તી હતી. જવાબમાં તેણે લખ્યું: "અહીંયાં લાંબો વખત રહેવા વિચાર નથી. ત્યાં રહેવાનું વધારે માફક છે." તે કાંઈ ફરવા કે મઝા કરવા બર્લિન નહોતો આવ્યો. તેને તો ઘેર જઈ આખી ચળવળ વ્યવસ્થિત ધોરણે મૂકવી હતી.

પાછા ફરતાં પહેલાં લંડન જવાનો તેનો ઇરાદો હતો. કારણ

કે તે વખતે ત્યાં એંગલ્સ હતો. પરંતુ પોતે ઊપડે તે પહેલાં ઑગસ્ટની પાંચમી તારીખે એંગલ્સના મૃત્યુના ખબર આવ્યા. લેનિને રશિયન મજૂરો માટે તેના મૃત્યુ ઉપર એક લેખ લખ્યો. તેમાં રશિયા ઉપરના માર્કસ અને એંગલ્સે જે વિચારો દર્શાવ્યા હતા તેનાં અવતરણો હતાં. થોડા જ વખત ઉપર પૅરીસમાં પૉલ લાફાર્જે એવી શંકા દર્શાવી હતી કે માર્કસને કોઈ સાચી રીતે સમજતું હતું કે કેમ? તેણે જો આ લેખ વાંચ્યો હોત તો તેને ખાત્રી થઈ હોત કે માર્કસને સાચી રીતે સમજનાર એક વ્યક્તિ તો હતી અને તે લેનિન.

સપ્ટેમ્બરની ૧૯મી તારીખે રશિયા પાછા ફરવા માટે તેણે પેટી તૈયાર કરી. પરદેશની મુસાફરી કરી પાછા ફરનાર શોખીન યુવાન જેવો તે ન હતો અને તેની પેટી પણ સામાન્ય પેટી નહોતી. તેમાં બે પડ હતાં ને તેની વચ્ચે ગેરકાયદેસર સાહિત્ય છુપાવેલું હતું. કસ્ટમખાતાની જડતી છતાં તે સલામત રીતે પસાર થઈ ગયો ને પિટર્સબર્ગમાં પાછો આવી ગયો. ત્યાં તેણે ઓરડી ભાડે રાખી અને વકીલાત શરૂ કરવાનો વિચાર કર્યો ને ખર્ચની નોંધ રાખવા માંડી. તેના ઉદ્દેશપૂર્ણ જીવનની પાંખડીઓ હવે ખીલતી હતી.

એક્ષેરોલ્ડે તેની સાથેની મુલાકાત વિશે લખ્યું છે: "મને એમ લાગ્યું કે હું એવા માણસની નજીકમાં છું જે રશિયન ક્રાંતિનો નેતા થશે. તે માત્ર વેદિયો માર્કસવાદી જ નહોતો—એવા તો ઘણાય હતા—પરંતુ પોતે શું કરવા માંગે છે ને કેવી રીતે કરવા માંગે છે તે વિશે તે ખૂબ જ સ્પષ્ટ અને જાગૃત હતો. રશિયાની ભૂમિ સાથેનો ઘનિષ્ટ સંબંધ તેનામાં નજરે પડતો હતો."

લેનિનને સાચે જ ક્રાન્તદૃષ્ટિ પ્રાપ્ત થઈ ચૂકી હતી.

## [૪] ક્રાન્તિકારી સૌરભ

આટલી નાની કુમળી વયમાં જ લેનિને ક્રાન્તિના સિદ્ધાંતો ને તેના માર્ગો સુદ્ધાં ચોક્કસ કરી દીધા હતા, હવે તેણે એને કાર્યો દ્વારા તાવવાનું શરૂ કર્યું. તે વાસ્તવિકતાથી જરાય નિરાશ થતો નહિ—ને તેમાં જ તેના શિક્ષણનું બળ અને શક્તિનું રહસ્ય સમાયેલું છે.

પિટર્સબર્ગમાં આવીને એણે કામની શરૂઆત કરવા માંડી. મજૂરોમાં અસંતોષ હતો પરંતુ સાથે જડતા હતી. જેને શિક્ષા કરવામાં આવતી તેઓ એ સકારણ છે એમ સ્વીકારી લેતા—ટુર્ગીનેવની નોવેલોમાં આવે છે તેમ—"હું તેને લાયક હતો. આપણા દેશમાં કોઈને પણ યોગ્ય કારણ વગર શિક્ષા કરવામાં નથી આવતી." પરંતુ હવે તો ધીમેધીમે જાગૃતિ પણ આવતી જતી હતી, એકાદિ છાપેલી પત્રિકા જોઈ આંખો ચમકી ઊઠતી. નવા વિચારોનો પ્રચાર ધીમેધીમે થતો જતો હતો. ૧૮૯૨માં કેટલીક પત્રિકાઓ નીકળી હતી તેમાં નીચેની જાહેરાત કરવામાં આવી હતી: "દોસ્તો! આપણા વિજયમાં આપણી શ્રદ્ધા દૃઢ

હોવી જોઈએ—આપણે શક્તિશાળી હથિયાર સજવાં જોઈએ. આ હથિયાર તે માનવજાતની પ્રગતિના ઐતિહાસિક નિયમોનું જ્ઞાન. આ હથિયાર વડે જ આપણે શત્રુને હરાવી શકીશું." ૧૮૯૦માં પહેલો મે દિન ઉજવાયો. તે પ્રસંગેના જાહેરનામામાં તૈયારી થવાની હાકલ કરવામાં આવી હતી. તેમાં કાવ્યની બે સુંદર પંક્તિઓ હતીઃ

"જાગો લેવા સ્વરાજ
જોવા રવિનો પ્રકાશ."

સૂરજના એ સોનેરી પ્રકાશનો ઉદય કરાવવા લેનિને કમ્મર કસી.

ત્યાંના થોર્નટન કારખાનાના મજૂરોમાં સખત અસંતોષ હતો. તેમને વિશે સંપૂર્ણ માહિતી મળી શકે તો તેમને હડતાળ ઉપર લાવવામાં સફળતા મળી શકે તેમ હતું. આ માટે લેનિન અને તેના સાથીદારોએ કામ શરૂ કર્યું. મજૂરોની તપાસ શરૂ થઈ. ક્રુપ્સ્કાયા તેની એક સ્ત્રીમિત્ર સાથે છૂપી રીતે મજૂરોની ચાલીઓમાં જતી. રાત્રિશાળાઓનો બરાબર ઉપયોગ થવા માંડ્યો. આ પછી લેનિને આ મજૂરોને એક અપીલ લખી. નવેમ્બરમાં તેઓ હડતાળ ઉપર આવ્યા. મજૂરો સાથે સીધા સંબંધો બાંધવાનું કામ ઝડપભેર આગળ વધવા માંડ્યું. પત્રિકાઓ નીકળવા માંડી. નવા કાયદાની ઝાટકણી કાઢતી એક પત્રિકા પણ કાઢવામાં આવી. અને એ રીતે રશિયાના પહેલા સમાજવાદી પત્ર 'વર્કર્સ કૉઝ' (મજૂરહિત) કાઢવા માટે માહિતી એકઠી કરવામાં આવી.

હવે લેનિન ઉપર ખૂબ દેખરેખ રખાતી હતી. સાદા કપડાં-વાળા પોલીસના માણસો તેની પાછળ ફર્યા કરતા. તેમને થાપ આપવાની રમત બરાબર રમાતી હતી. તેણે પોતાના જીવનની જરૂરિયાતો પણ ઘટાડી નાંખી. ત્યારપછી તેના આખા જીવન

માટે કપડાં એ અંગ ઢાંકવા પૂરતાં જ રહેતાં, ને ખોરાક દેહ ટકાવી પ્રવૃત્તિ આગળ વધારવા માટે માત્ર સાધનરૂપ હતો. જે ઉદ્દેશ તેણે નક્કી કર્યો હતો તે માટે જીવનને સખત રીતે શિસ્તબદ્ધ કરી નાંખ્યું હતું. જો કે એ માટે તેણે કશા નિયમો નહોતા કર્યા કે પ્રતિજ્ઞાઓ નહોતી લીધી. જેટલું સાદું અને ખડતલ જીવન મજૂરો અને ખેડૂતોના નેતા માટે જરૂરનું હતું એટલું તો હવે સહજ થઈ ગયું હતું.

જે જાતની પ્રવૃત્તિમાં તે પડચો હતો તે જોતાં સરકારના મહેમાન થવાનો સમય બહુ જલદી આવશે એની તેને ખાત્રી હતી. તેણે પોતાની બહેનને એ વિષે લખી પણ દીધું હતું. માતા પિટર્સબર્ગ ન આવે તે માટે સાવધ રહેવા સૂચવ્યું હતું.

૧૮૯૫ના નવેમ્બર માસની પાંચમી તારીખે થોર્નટન મિલના કારીગરોએ હડતાળ પાડી. એ વખતે લેનિનના મંડળમાં બહુ થોડા સભ્યો હતા. પરંતુ આ હડતાળથી વેગ મળ્યો. બધા ઉત્સાહથી કામ કરવા મંડી પડચા. મજૂરોની હાડમારીઓ વિષે ફરિયાદ કરતી એક સામાન્ય અપીલ બહાર પાડવામાં આવી: "બધાંય કારખાનાંઓમાં પગાર એક માસ પછી આપવામાં આવે છે, તેમાંય અર્ધા મહિનાનો પગાર ઓફિસ ખાતે જમે રાખવામાં આવે છે. કેટલીક વાર તો પગાર તહેવારો દરમ્યાન એટલે કે આખા વર્ષમા ચાર, પાંચ, છ કે આઠ વાર જ અપાય છે. વળી રજાની નોટિસ મળવાની હરહમેશ ઝઝૂમતી અનિશ્ચિતતા મજૂરોની અસંતોષજનક પરિસ્થિતિનું એક મોટું કારણ છે. કેટલાંક કારખાનાંઓમાં તો કરારની મુદ્દત પૂરી થયે જ પગાર ચૂકવવામાં આવે છે. જેણે મજૂરોને તેમના ફાટેલા કપડાંમાં હાથમાં ટોપી લઈને પોતાના પગારની ભીખ માંગતા જોયા હશે તે સમજી શકશે કે મજૂરો પોતાની સ્થિતિ સુધારવા કેમ શક્તિમાન નથી? કેટલાક કારખાનાંઓમાં

મજૂર પોતાની નોકરી છોડી દે તો પગાર નથી આપવામાં આવતો." આ પત્રિકામાં બીજી અનેક રસદાયક વિગતો છે. કારખાનાંમાં દંડ કેમ કરવામાં આવે છે, કામ કેમ લેવામાં આવે છે તે વિષેની સંપૂર્ણ માહિતી તેમાં છે. મજૂરો તે પત્રિકા ઉત્સાહ-પૂર્વક વાંચે છે ને પરિણામે લેનિનના યૂનિયન તથા મજૂરો વચ્ચેનો સંબંધ ગાઢ બને છે. કારખાનાંઓવાળા લત્તાઓમાં, તેની નજીકમાં પ્રચાર સભાઓ શરૂ થાય છે. લેનિનના યૂનિયનના સભ્યો બધે ઘૂમી વળે છે ને હડતાળ શરૂ થાય છે.

લેનિન મજૂરોના પહેલા મુખપત્રની તૈયારી કરતો હોય છે. તેની પહેલી નકલ તૈયાર કરી તુરતજ છપાવવા માટે વાનવેલને આપે છે. ડીસેમ્બરની આઠમીએ સાંજે ક્રુપ્સ્કાયાના મકાનમાં બધા ભેગા થઈ તેનું છેલ્લું વાંચન કરી લે છે. પરંતુ તેમના મંડળમાં એક જાસુસ ઘૂસી ગયેલો છે. બીજે દિવસે સવારે લેનિન અને વાનવેલ પકડાઈ જાય છે.

પોલીસને નીરાંત વળી. એમને લાગ્યું કે નવો પક્ષ કચડાઈ ગયો. થોડા જ દિવસોમાં એમના આશ્ચર્યનો પાર નથી રહેતો— મજૂરોએ પોતે પત્રિકાઓ કાઢવી શરૂ કરી દીધી હતી ! !

કેદીઓને સજા કરતાં પહેલાં પ્રાથમિક તપાસ માટે નજરકેદમાં રાખવામાં આવતા. આ નજરકેદ એટલે બે મહિનાથી બે વરસ. લેનિનને આવી રીતે એક વર્ષ ને બે માસ રહેવું પડ્યું. તેનો જવાબ લેવા બોલાવવામાં આવ્યો પરંતુ તેણે સીફતથી જવાબ ઉડાવ્યા. સોશિયલ ડેમોક્રેટિક પક્ષ[૯] સાથે કે સરકારની વિરુદ્ધના પક્ષ સાથે સંબંધ હોવાનો તેણે સ્પષ્ટ ઇનકાર કર્યો. તેની ઓરડીમાંથી જે પત્રિકા મળી આવી હતી તે તો રસ્તામાંથી એક માણસ પાસેથી વાંચવા આણી હતી. "પણ પેલી પેટી વિષે શું?" "હા મેં

પેટી સાથે મુસાફરી કરી હતી પરંતુ અત્યારે તે ક્યાં પડી છે તેની મને કશી ખબર નથી." આવી ઝીણીઝીણી ખૂબ ઊલટ તપાસ કરવામાં આવી, પરંતુ વસુકી ગયેલી ગાય પાસેથી દૂધ ક્યાંથી મળી શકે ?

તપાસ પૂરી થયે તે તેની ઓરડીમાં પાછો ગયો. ઓરડીમાં પડયોપડયો તે "રશિયામાં મૂડીવાદની પ્રગતિનો ઇતિહાસ" લખવા માટેનો અભ્યાસ કરતો હતો અથવા પત્રો લખતો હતો. તેની ઓરડી ૧૦×૫ ફીટની અને ૬ ફીટ ઊંચી હતી. તેની સળિયાવાળી બારીમાંથી થોડુંઘણું ભૂરું આકાશ જોઈ શકાતું. ઓરડીમાંનું ફર્નિચર જૂની ઢબનું હતું. જાજરુ જવા માટે એક ઘોડી મૂકવામાં આવી હતી. પલંગ દિવાલ સાથે જડી દેવામાં આવ્યો હતો ને તે ઉપર પાથરવા એક ચટાઇ, એક ઓશીકું તથા એક કામળો તેને મળ્યાં હતાં, ટેબલની જગ્યાએ લોઢાનું એક પાટિયું ત્યાં મૂકવામાં આવ્યું હતું. દરરોજ સવારે તે પોતાની ઓરડીને બરાબર સાફ કરી નાંખતો. આ કામ રાજકીય કેદીઓ માટે ફરજિયાત નહોતું છતાંય તે કરતો. પરંતુ થોડા દિવસમાં તેનું આરોગ્ય બગડયું, તેની ચામડીનો રંગ પીળો પડતો ગયો. તેને ઉધરસ પણ થઈ.

પરંતુ જેલજીવનથી તેનો જુસ્સો કંઈ ઘટે તેમ નહોતો. જેલમાં રહ્યેરહ્યે પણ તેણે પક્ષની દોરવણી કરવા માંડી. તેણે પત્રવ્યવહારના સાધનો શોધી કાઢયા. જુદાજુદા પુસ્તકો મંગાવી તેમાં પેન્સીલથી શબ્દો ઉપર નિશાની કરવામાં આવતી. વળી સાથેસાથે તેણે દૂધમાંથી બનાવેલી 'અગોચર શાહી' શોધી કાઢી અને તે વડે લખીને સૂચનાઓ મોકલતો. બહાર તો હડતાળોનું મોજું ફરી વળ્યું હતું. ૧૮૯૬માં કેટલાય સ્થળે હડતાળો પડી. લેનિનના મંડળે તેમાં અગત્યનો ભાગ ભજવ્યો.

મે દિન નજીક આવતો જતો હતો. મજૂરોની ચળવળ તેમના નેતાઓ જેલમાં હોવા છતાં ચાલે છે તે બતાવવાની જરૂર હતી. લેનિને તે માટે એક પત્રિકા તૈયાર કરી. તેમાં તેણે સ્પષ્ટ રીતે મજૂરોની ચળવળનો અર્થ સમજાવ્યો હતો: "મૂડીવાદીઓ મજૂરોને જાણીબૂજીને અજ્ઞાનમાં રાખે છે, તેમના પગાર ઉપર કાપ મૂકે છે, કામના કલાકો વધારે છે, ઇચ્છામાં આવે ત્યારે કાઢી મૂકે છે. મજૂરોને મદદ કરનાર મજૂરો જ છે. અંદરનું સંગઠન તથા માલિકોનો વિરોધ એ જ સ્વરક્ષણનું મોટું સાધન છે. જુદા જુદા કારખાનાંઓમાં જે હડતાળો પડી રહી છે તે બતાવે છે કે મજૂરો જાગૃત થતા જાય છે. એટલા માટે 'યૂનિયન'ના સભ્યો પિટર્સબર્ગના મજૂરોને માલિકો તથા સરકારે પહેરાવેલી બેડીઓ ફગાવી દેવા હાકલ કરે છે." "જગતના મજૂરો એકત્ર થાવ" તેનું છેલ્લું વાક્ય હતું.

ને નાની અંધારી કોટડીમાં પેલી શાહીથી લેનિન એક પછી એક પાનું લખ્યે જ જાય છે. જર્મનીના, ફ્રાન્સ અને ઇંગ્લેંડના મજૂરોએ મેદિન નિમિત્તે પોતાના ભાવિ વિજય માટે કેવા દેખાવો કર્યા હતા તેનો ઇતિહાસ આપે છે: "અને એ સરઘસોમાં ચાલતા મજૂરોના કદમનું તાલબદ્ધ સંગીત મારા કાનમાં ગુંજ્યા કરે છે. અને એવો સમય આવશે જ્યારે આપણો સશક્ત હાથ ઊંચો થશે ને ગુલામીની જંજીરો ભાંગીને ભુક્કો થઈ જશે, મૂડીવાદીઓ અને સરકાર જમીનદોસ્ત થઈ જશે ને રશિયન મજૂરોના તાલબદ્ધ સંગીતથી આખું જગત ગાજશે." પત્રિકાની બે હજાર નકલો વહેંચવામાં આવી.

પિટર્સબર્ગના પુસ્તક ભંડારમાંથી તેને માટે ચોપડીઓ તથા સરકારી અહેવાલો આવતા ને તેમાંથી પોતાના પુસ્તક માટે નોંધ

કર્યે જતો હતો. સાથે સાથે તેણે પક્ષના કાર્યક્રમની રૂપરેખા પણ દોરી નાંખી.

પરંતુ આ કારાવાસનો અંત નજીક આવ્યે જતો હતો. સરકારી હુકમ આવી ગયોઃ "પોલીસ દેખરેખ નીચે પૂર્વ સાઈ-બીરિયામાં ત્રણ વર્ષ માટે દેશનિકાલની સજા."

લેનિના ક્રાંતિકારી જીવનની પાંખડીઓમાં નવી સૌરભ પુરાઈ રહી હતી.

## [૫] સાઇબીરિયામાં—

ઝારસરકારનો જરા સરખોય વિરોધ કરનારને સાઇબીરિયા જોવાની તક મળતી. સાઇબીરિયા એ ઝારનું કેદખાનું. ત્યાં દેશ-નિકાલિયાઓને રાખવામાં આવતા ને ત્યાંના એકાંતવાસની સખ્ત અસર તેમના ઉપર પડતી. લેનિનને ત્યાંની સજા થઈ. આ મુસાફરી શરૂ કરતાં અગાઉ કેદીઓને ત્રણ દિવસની છૂટ આપવામાં આવી ને તે પ્રમાણે ૨૬મી ફેબ્રુઆરીએ બધાને મુક્ત કરવામાં આવ્યા. લેનિને આ છૂટનો સંપૂર્ણ ઉપયોગ કર્યો. લેનિન એક વર્ષ કાચી જેલમાં રહ્યો તે દરમ્યાન "મોટાઓ" અને "નાનાઓ" વચ્ચેના મતભેદ વિસ્તરતા જતા હતા. આ બન્ને મંડળો વચ્ચે ઉંમરનો તફાવત મોટો નહોતો પરંતુ માર્ક્સવાદ વિશેની માન્યતામાં મોટું અંતર હતું. "નાનાઓ"નું મંડળ મજૂરોના મજબુત આર્થિક મંડળો રચી કાયદેસરની પ્રવૃત્તિ કરવામાં માનતું. રાજ-કારણમાં તેઓ વિનીતોને સાથ આપવામાં માનતા. ઈંગ્લેંડમાં સીડની વેબ જે જાતની પ્રવૃત્તિ ચલાવતો હતો તેવી જ પ્રવૃત્તિ

રશિયામાં ચાલવી જોઈએ એવી આ મંડળની માન્યતા હતી. લેનિને આ નીતિનો સખ્ત વિરોધ કર્યો. જૂની દુનિયા સાથેના આવા પ્રકારના સંબંધમાં તો નવી દુનિયાનો વિકાસ અટકી જવાનો અને મજૂરવર્ગ ક્રાંતિકારક થવાને બદલે માત્ર સુધારાવાદી બની જવાનો ભય તેણે જોઈ લીધો હતો. ઇંગ્લેંડમાં મજૂર ચળવળનું આવું જ બન્યું છે. લેનિનને આ નીતિની પોકળતા સમજાતી હતી. સાઇબીરિયા જઈ તેણે આનો વિરોધ કરતાં લખાણો લખવાનું નક્કી કર્યું.

મૉસ્કોમાં બીજા ત્રણ દિવસની છૂટ મળી. ફરી માર્ચે ત્રણ વર્ષ સારુ તે સાઇબીરિયા જવા ઊપડયો. તેને મિનુસીસ્ક નામના પ્રાંતના સુશેન્સ્કોઈ ગામમાં રહેવાનું હતું. આ ગામ મેનેસી નદીથી દૂર નહોતું. આજુબાજુ વિશાળ જંગલો ને પહાડો હતા. "કલાની દૃષ્ટિએ આ દૃશ્યમાં કાંઈક લાગે છે અને મેં અમસ્તું જ કાવ્ય નહોતું રચ્યું...પરંતુ એક કડી સિવાય આગળ ન લખી શકાયું." લેનિન કટાક્ષમાં ઘેર લખે છે. નદી કિનારાના આ નાનકડા ગામમાં તે ત્રણ વર્ષ માટે રહેવાની તૈયારી કરે છે. સાઇબીરિયાના વાતાવરણની પોતાના મગજ ઉપર અસર ન થાય અને બીજાની માફક પોતાને ગાંડો ન બનાવી દે તે માટે તેણે દૃઢ નિશ્ચયી થવાનું નક્કી કર્યું હતું. તે જીવનને વ્યવસ્થિત બનાવવા બેઠો. સરકાર તરફથી દર મહિને આઠ રુબલ (સોળ શિલિંગ) મળતા હતા. ગામડામાં જીવન સોંઘું હતું. એ સાથે સાઇબીરિયન ગામડાઓની દેશનિકાલી મંડળીઓથી પણ તે દૂર હતો. આ મંડળીઓ નિંદાના, માનસિક અવનતિના ધામરૂપ હતી. લેનિનને તો ચોક્કસ કાર્યક્રમ પ્રમાણે જીવન ગાળવું હતું, તેને તેનું ક્રાંતિકારી કાર્ય જારી રાખવું હતું. એ માટે પિટર્સબર્ગ સાથે ને એ દ્વારા પ્લેખેનોવ તથા એક્ષેલ્રોડ

સાથે સંબંધો બાંધવાના હતા. ત્યાંથી ગેરકાયદેસર સાહિત્ય પણ મેળવવાનું હતું. એ માટે ધીમેધીમે તેણે વ્યવસ્થા કરી.

પહેલો શિયાળો તેણે લગભગ એકલા જ ગાળ્યો. "મૂડીવાદના વિકાસનો ઇતિહાસ" એ પુસ્તક માટે તેણે અભ્યાસ જારી રાખ્યો હતો. પોપ્યુલિઝમ સામેની જેહાદ પણ ચાલુ હતી. તેણે રશિયન સમાજવાદી પક્ષ માટેનું બંધારણ પણ ઘડી કાઢ્યું.

લેનિને પોતાના કાયદાના જ્ઞાનનો ઉપયોગ આ સ્થળે કરવા માંડ્યો. અહીંયાં તે ખેડૂતોના વધુ પરિચયમાં આવ્યો ને તેમાં એ જ્ઞાન સારી મદદમાં આવ્યું. રવિવારે તેની પાસે આવી મફત સલાહ લેવા ઘણા માણસો આવતા. સોનાની ખાણના એક મજૂરના કેસમાં તે સફળ નીવડ્યો. આ અને બીજા કેસોને કારણે સાઇબીરિયન ખેડૂતોમાં તે આદરપાત્ર બની ગયો. ગામડાના દુકાનદારે તેને ચ્હા પીવા માટે નીમંત્ર્યો. આ દુકાનદારે રાજકીય દેશનિકાલીઓ વિશે આતુરતાથી પૂછ્યું. તેણે જુદો જ ઉત્તર વાળ્યોઃ "તમને સાઇબીરિયન ખેડૂતોને તંગી શું છે એ વિશે ખબર નથી. તમારી પાસે જોઈએ તેટલી જમીન છે પરંતુ રશિયામાં લોકો ભારે તંગીમાં છે, કેટલીક વાર તો ખેડૂત પાસે એટલી થોડી જમીન હોય છે કે કાં તો બીજી જમીન ઉપર મજૂરી કરવા જવું પડે છે, અગર જમીન ભાડે લેવી પડે છે. જ્યારે પેલા જમીનદાર પાસે હજારો એકર જમીન પડી રહેલી હોય છે." અને પછી જેમ પિટર્સબર્ગના મજૂરોની ઝીણવટથી તે તપાસ કરતો તે પ્રમાણે આ દુકાનદારને પ્રશ્નોની પરંપરા કરતો અને બધી વિગતો જાણતો. દુકાનદારનો વિશ્વાસ સંપાદન કરતાં તેને વાર ન લાગી. પછી તેને મૂડીવાદ શું છે ને સમાજ કયા બળોની અસર નીચે કામ કરે છે એ પણ સમજાવતો. એ જ દુકાનદારે લેનિનને પોલીસ તપાસમાંથી ઉગાર્યો હતો.

વર્ષને અંતે તો તેના નાના ભાઈની ધરપકડના સમાચાર આવ્યા; ને પછી તો શિયાળાની ઠંડી હિમાળી ચાદર સાઈબીરિયા ઉપર પથરાઈ ગઈ. બહારની દુનિયાના સમાચાર આ ચાદરને વીંધીને ભાગ્યે જ અંદર આવી શકતા. નવા વર્ષે ક્રુપ્સ્કાયાની ધરપકડના તથા ત્રણ વર્ષની દેશનિકાલના સમાચાર આવ્યા. ક્રુપ્સ્કાયાને લેનિન સાથે પરણવાની શરતે સાથે રહેવાની મંજુરી મળે છે. લેનિન રહેવા માટે બીજું મકાન શોધી કાઢે છે. લગ્નનો જે વિધિ કરવાનો હોય છે તે પૂરો થઈ જાય છે ને જુલાઈ માસમાં પતિ-પત્ની તરીકે તેમને જાહેર કરવામાં આવે છે. તેમનાં લગ્ન તદ્દન સાદાઈથી થયાં છે. તેમના મિત્રોને પણ હાજર રહેવા દેવાની પરવાનગી અપાઈ નથી. મધુચંદ્રરાત્રી તો આ યુગલ ક્યાંથી જ ભોગવે? સવારે બન્ને જણાં સીડની વેબના[૯] "ઇન્ડસ્ટ્રિયલ ડેમોક્રસી" નામના પુસ્તકનો અનુવાદ કરતાં. બપોરે લેનિન "મૂડીવાદના ઇતિહાસ"નું પુસ્તક લખતો. સાંજરે બધાં ફરવા જતાં ને સાથે રહેતો તેમનો વફાદાર કૂતરો.

જીવન સુંદર અને મઝાનું હતું. પરંતુ એવી રીતે જ જીવન ગાળવા લેનિન તૈયાર નહોતો. તેને માટે તો વિગ્રહ કે જેમાંથી નૂતન સમાજનું સર્જન થવાનું હતું તે જ એક સત્યજીવન હતું. સાઈબીરિયામાં પણ તે એના પડઘા સાંભળતો. મિનુસીસ્કના ગામમાં બધા દેશનિકાલીઓ વારંવાર મળતા. લેનિન આવ્યા પછી તેમાં ભાગલા પડી ગયા હતા. મોટો ભાગ પોપ્યુલિસ્ટોનો હતો. તેમને માર્ક્સ[૧૦] અને હેગલ[૧૧] જેવા જર્મન માણસોની વાત કરનારા જુવાનોમાં બહુ થોડી શ્રદ્ધા રહેતી, પરંતુ લેનિન તરફ તેમનું વર્તન જુદી તરેહનું હતું. લેનિન પોપ્યુલિઝમ સામે વારંવાર લખે છે એ વિશે તેમને બહુ ખબર નહોતી તેમ જ તે એલેકઝાંડરનો

ભાઈ હતો એ પણ એના પ્રત્યેના સદ્ભાવનું એક કારણ હતું. આ જૂના દેશનિકાલીઓનો જુસ્સો નરમ પડતો જતો હતો. ઝાર તરફનો તેમનો તિરસ્કાર કાયમ હતો પરંતુ રશિયાના ભાવિ વિશેની તેમની આશા ઓગળતી જતી હતી. રશિયા એવું જ જડ, ગુલામ ને પરાધીન રહેવા સર્જાયું હતું એમ તેઓ માનતા થઈ ગયા હતા. લેનિને નવીન આશાનો સંચાર કર્યો. તેની નીતિરીતિ એ સમજતા નહોતા છતાં તેમાં આશા વસી હતી એ તેઓ જોઈ શક્યા. પોપ્યુલિસ્ટોએ આપેલાં બલિદાન ફોગટ જવાના નહોતા પરંતુ નવો વર્ગ, નવા લોકો ઊંઘમાંથી ઊઠતા હતા ને ઉજ્જવળ ભાવિ હવે તદ્દન દૂરની વાત નહોતી. લેનિન તેમનામાં આ પ્રકારની હિંમત રેડ્યે જ જતો હતો.

પરંતુ આ જૂની નવી પ્રજા વચ્ચે બહુ મેળ ખાય તેમ નહોતો. રેઈચિંગ નામનો એક સમાજવાદી આ દેશવટામાંથી નાશી છૂટ્યો ને એ વાત ઉપર સખ્ત તકરાર થઈ. પોલીસે દેશનિકાલીઓના ઘણા અધિકાર ઉપર અંકુશ મૂક્યો. પોપ્યુલિસ્ટોને મન આ પ્રશ્ન શિસ્તભંગના દાખલારૂપ લાગ્યો. જેમ હિંદમાં જેલના કાનૂનો તોડવા એ સત્યાગ્રહીને મન સુનીતિનો ભંગ ગણાતો તેવું જ આ પોપ્યુલિસ્ટોને મન હતું. આ માટે દેશનિકાલીઓની એક અદાલત બેસાડવામાં આવી. આમાં જ પોપ્યુલિસ્ટો અને માર્કસવાદીઓ વચ્ચે ભંગાણ પડ્યું. માર્કસવાદીઓનું એવું કહેવું હતું કે પક્ષની જરૂર માટે આ રીતે નાશી જવામાં કશું ખોટું નહોતું અને તે માટે બીજાઓએ થોડીક અગવડો વેઠવી પડે તો વેઠવી જોઈએ.

સાઈબીરિયાની હેરાનગતિની દેશનિકાલીઓ ઉપર ઘણી માઠી અસરો થતી અને તેમાંના કેટલાક ગાંડા થઈ જતા અગર

આપઘાત કરતા. લેનિન પોતે સાવચેત રહેતો અને બીજાને તેમ રાખવા પ્રેરણા પાતો. એ જ અરસામાં યુરોપની સમાજવાદી ચળવળમાં જે ફેરફારો થઈ રહ્યા હતા તે વિશે તેને જાણ થવા માંડી. બર્નસ્ટીને ક્રાંતિકારી સમાજવાદનો અને માર્કસ તથા એન્ગલ્સના પદાર્થવાદી તત્ત્વજ્ઞાનનો ત્યાગ કર્યો. બર્નસ્ટીન સમાજ-વાદી ચળવળનો મોટો નેતા હતો. તેણે પોતાના વિચારો "ધ રોડ ટુ સોશિયાલીઝમ (સમાજવાદનો રસ્તો) એ નામનું પુસ્તક લખી પ્રસિદ્ધ કર્યા. લેનિને તે વાંચ્યું અને તુરત ટીકા કરી: "તદ્દન દમ વગરનું—બીજાના વિચારોની પુનરાવૃત્તિ. વ્યવહારમાં જોઈએ તો તકવાદ અને તેમાંય તદ્દન સ્વાર્થી, કાયર તકવાદ. બર્નસ્ટીન (સમાજવાદના) કાર્યક્રમને સીધી રીતે સ્પર્શ કરવા માંગતો નથી." બર્નસ્ટીનનું દૃષ્ટિબિંદુ ટૂંકામાં એવું હતું કે વર્ગવિગ્રહ એનો જૂનો વિચાર છે, અને તાત્કાલિક ઉદ્દેશ તરીકે સામાન્ય સુધારા આગળ સમાજવાદનું સ્થાન ગૌણ છે. "વર્ગ શાંતિ" અને "સુધારવાદ" એ માર્કસવાદના અવતરણો છે એવા તેના વિધાનમાં કેન્ટના[૧૨] આદર્શવાદની સ્પષ્ટ છાયા જણાઈ આવે છે. બર્નસ્ટીનના આવા વિચારોનો સ્વીકાર રશિયામાં પણ થવા માંડ્યો હતો. મોટેરાઓના મંડળની ગિરફતારી પછી રશિયન પક્ષમાં ભાગલા પડી ગયા હતા. વિનીત પક્ષના બુદ્ધિમાનોને બર્નસ્ટીનના વિચારો કબૂલ હતા. તેમણે ૧૮૯૮ના માર્ચ માસમાં એક પરિષદ બોલાવી તેવા વિચારોવાળું એક નિવેદન પ્રગટ કર્યું. આ પરિષદના સૂત્રધાર સમા પીટર સ્ટુવેએ જાહેર કર્યું: "આપણું અજ્ઞાન આપણે કબૂલવું જોઈએ અને મૂડીવાદના ચરણે બેસવું જોઈએ." આ નિવેદનમાં એવી વાતને ટેકો આપવામાં આવ્યો હતો કે મજૂરોએ રાજકારણમાં ભાગ ન લેવો જોઈએ અને એ વાત બુદ્ધિમાનોના હાથમાં મૂકી દેવી જોઈએ. મજૂરોએ માત્ર આર્થિક વિગ્રહ કરીને સંતોષ માનવો જોઈએ."

લેનિનના નેતાપદે માર્કસવાદીઓએ એક ખાનગી સભા કરી અને સત્તર દેશનિકાલીઓની સહી સાથે ઉપરોક્ત નિવેદનનો જવાબ મોકલાવ્યો. આથી રશિયામાં સમાજવાદી ચળવળ ઉપર બર્નસ્ટીનના વિઘાતક વિચારોની અસર ફેલાતી થોડીક અટકી. પરંતુ આ પુસ્તકે લેનિનને વિચાર કરતો કરી મૂક્યો. માત્ર સિદ્ધાંતોમાં જ બળવાન એવા પક્ષથી કામ નહિ સરે પરંતુ મજબુત ક્રાંતિકારી પક્ષનું સંગઠન કરવું પડશે. આ માટે તેણે યોજનાઓ કરવા માંડી. રાત ને દિવસ આ યોજના પાછળ જ તેના ચાલ્યા જાય છે. નાનામાં નાની વિગત તે ઝીણવટથી તૈયાર કરે છે. બધી શક્તિ એકાગ્ર કરી કામ કરવાનો ગુણ તો તેને સાધ્ય છે જ એટલે તે ખૂબ ઊંડો ઊતરી શકે છે. તેનો વિચાર પરદેશથી એક પત્ર શરૂ કરવાનો છે. આ પત્ર રશિયાના જુદા જુદા મંડળો વચ્ચે સંબંધ જાળવવાનું કામ કરી શકે. વિચાર અને તેની વિગતો નક્કી થયે તેણે પોતાના મિત્રો સમક્ષ તેની યોજના મૂકી.

દેશવટાના શરૂઆતના આ ભાગમાં તેણે "રશિયામાં મૂડીવાદનો વિકાસ" એ નામનું પુસ્તક પૂરું કર્યું. તેનું છેલ્લું વાક્ય ૧૮૯૯ના ફેબ્રુઆરીની અગિયારમી તારીખે લખ્યું. માર્કસનું "કેપિટલ" જેમ બ્રિટનના મૂડીવાદ માટે ગરજ સારે છે તેમ આ પુસ્તકમાં રશિયાના ખેડૂતોની જૂની આર્થિક ઉત્પાદન પદ્ધતિ કેમ તૂટતી ગઈ અને મૂડીવાદનો વિકાસ કેમ થયો તેનો ઝીણવટથી ખ્યાલ આપ્યો છે. તેમાં બૂર્ઝવાના અર્થશાસ્ત્રનો વિરોધ નહોતો. પરંતુ "બીન મૂડીવાદી" પદ્ધતિએ રશિયાનાં ગામડાંઓનો વિકાસ થયો છે એવી પોપ્યુલિસ્ટોની માન્યતા ઉપર સખ્ત ટીકા હતી. લેનિને બતાવ્યું કે રશિયાનાં ગામડાંનો વિકાસ અબાધિત રીતે મૂડીવાદી જ હતો. જે દેશમાં ખેડૂતવર્ગ મોટા પ્રમાણમાં હોય અને

સંખ્યાની દૃષ્ટિએ મજૂરવર્ગ નિર્બળ હોય ત્યાં ક્રાંતિ, પહેલાં ખેડૂતોના પ્રશ્નોનો ઉકેલ લાવશે એટલે તેનું સ્વરૂપ મૂડીવાદી પ્રજાસત્તાક (બૂર્ઝ્વા—ડેમોક્રેટિક[13]) રહેશે. પરંતુ આવી ક્રાંતિ મજૂર વર્ગની આગેવાનીથી જ થઈ શકશે. હિંદ જેવા અર્ધ-રજવાડી[14] પદ્ધતિવાળા અને ખેતીના દેશનું ચિત્ર આ પુસ્તકમાં જરૂર જોવાં મળી શકે. એટલે એ પુસ્તકની અગત્ય આજે પણ છે. આ પુસ્તકની વૈજ્ઞાનિક માહિતી અપૂર્વ છે. જેલમાં, દેશવટામાં, આ પુસ્તક માટે આંકડાઓ ને માહિતી મેળવવા ત્રણ વર્ષ તેણે કાઢ્યા હતા! તેમાંનું દરેક પાનું તે ક્રુપ્સ્કાયાને વાંચી સંભળાવતો ને તે વિશે અભિપ્રાય પૂછતો. આ પુસ્તક "વી૰ ઈલીન"ના ઉપનામે તે વખતે પ્રસિદ્ધ થયું.

આ સ્થળે તેણે અભ્યાસની બીજી એક શાળામાં ચંચુપાત કરવો શરૂ કર્યો. માર્ક્સવાદના તત્ત્વજ્ઞાનને બદલી નાંખી તેને કેન્ટના આદર્શવાદના આવરણ ચઢાવવાના બર્નસ્ટીન જેવાના પ્રયાસથી લેનિનને ખાત્રી થઈ કે તેણે તત્ત્વજ્ઞાની તરીકે પણ તૈયાર થવું જોઈએ. આદર્શવાદના વલણમાં ને ગૂંચવણવાળા તત્ત્વજ્ઞાનમાં તેના મિત્રોને તૂટી પડતા તેણે જોયા હતા. માર્ક્સવાદને કેન્ટના આદર્શવાદમાં છાઈ દેવાના પ્રયત્નોનું મૂળ એવી ભ્રમણમાં રહ્યું હતું કે માર્ક્સે સંપૂર્ણ તત્ત્વજ્ઞાની દૃષ્ટિબિંદુ આપ્યું નથી એટલા માટે તેને સારુ નવું તત્ત્વજ્ઞાન જન્માવી તેના કામને સંપૂર્ણ બનાવવું જોઈએ. લેનિન માર્ક્સવાદને "સામાજિક વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનના વર્તમાન વિકાસના અનિવાર્ય અને યોગ્ય અંગ" રૂપે ગણતો હોવાથી તે ઉપરોક્ત દૃષ્ટિબિંદુ સ્વીકારી શકે તેમ નહોતું. એણે તત્ત્વજ્ઞાનના પુસ્તકો વાંચવા માંડ્યાં. આ અભ્યાસ તેને પાછળથી ઘણો ખપમાં આવ્યો. તેણે કેન્ટ અને શોપેનહોરના તત્ત્વજ્ઞાનનો સખ્ત વિરોધ

કરી તેમના સંશયવાદની[૧૫] માર્ક્સના આશાપ્રદ, આનંદી અને ઉત્સાહપ્રેરક તત્ત્વજ્ઞાન સાથે સરખામણી કરી. તેણે પૂરવાર કર્યું કે જ્ઞાનને સીમા હોઈ શકે નહિ અને આ જ્ઞાનને તેની સર્વોચ્ચ ભૂમિકાએ પહોંચાડવું હોય તો તેને ખૂંઝવા લોકોના પંજામાંથી મુક્ત કરવું જોઈએ.

લેનિન અર્થશાસ્ત્રના અભ્યાસમાં જ રચ્યોપચ્યો નહોતો રહેતો. સાંજે જ્યારે તે થાકી જતો ત્યારે રશિયન કવિઓ ને નવલ-કથાકારોનાં પુસ્તકો વાંચતો. આમ, દેશવટાનાં વર્ષો વાચનમાં, લેખનમાં, શિકાર કરવાના વ્યવસાયમાં વીતવા માંડ્યાં. શરીરે તથા બુદ્ધિએ તે વધુ બળવાન બનવા માંડ્યો. લાંબા શિયાળાના ટૂંકા દિવસો ઝડપથી પૂરા થતા અને સંધ્યાના છેલ્લા અજવાળાની ચમક જોવામાં અનેરો આનંદ આવતો; ને પછી તો હંસના અવાજ આવતા, બરફના પહાડ ઓગળવા માંડતા. વસંતનો મૃદુ કોમલ પગરવ સહુને સંભળાતો. લેનિનથી શાંત બેસી રહેવાતું નહિ. હાથમાં બંદૂક લઈ તે શિકાર કરવા ઊપડતો.

નવા વર્ષે બધાય દેશનિકાલીઓ મિનુસીસ્કમાં એકત્ર થયા. બધાય ભેગા થઈ ગીતો ગાતા. લેનિન પણ તેના વિસંગત સૂરથી તેમાં સાથ પુરાવતો ને જ્યારે બધાય થાકતા ત્યારે તે ઊંચે સાદે ગવડાવતો:

**"આગે આગે કદમ, મઝદૂર કિસાન જન!**
**આઝાદી આજ ઘેર આવે—"**

આ ક્રાંતિકારી ગીત તેને ખૂબ પ્રિય હતું. આખો ખંડ આ કૂચગીતથી ધમધમી રહેતો ને બધાય તેને ખભા ઉપર બેસાડી ફરતા.

હમણાં, તેણે શેતરંજ રમવાની શરૂ કરી છે. કલાકોના કલાક મિત્રો સાથે તે રમ્યા કરે છે. અધૂરી રહેલી મેચ પત્ર મારફતે

પણ આગળ ચલાવે છે. દરેક પ્યાદાનું પગલું તે સંભાળપૂર્વક લે છે. શેતરંજની રમતમાં તે પારાંગત થઈ ગયો છે!

જીવનની શેતરંજ ઉપર પણ રમત રમવામાં તે એટલો જ કુશળ થઈ રહ્યો છે. બળવાન અને મચક ન આપે તેવા શત્રુ સાથે ઝગડવાના કાર્યમાં તે શેતરંજના પ્યાદા સલામતીપૂર્વક ગોઠવતો જાય છે. રશિયાના જાગૃત થતા નવા વર્ગની શક્તિમાં તેની અપૂર્વ શ્રદ્ધા જ આમાં તેને મદદરૂપ બને છે. ૧૯૦૦ના શિયાળાના છેલ્લા દિવસોમાં ત્રણ વર્ષ દેશનિકાલમાં ગાળી તેણે મોસ્કો ભણી મુખ માંડ્યું. ક્રુપ્સ્કાયા અને તેની માતાની વિદાય લીધી.

# [૬] "તણખા" થશે...

પિટર્સબર્ગમાં આવી તે વેરા ઝાસુલીચને[૧૬] મળ્યો. વેરા પહેલાં પૉપ્યુલિસ્ટ મંડળમાં હતી પરંતુ પાછળથી તે પ્લેખેનોવની સાથીદાર બની હતી. લેનિન અને એણે ભેગાં થઈ છાપું કાઢવાની યોજનાની ચર્ચા કરી. પહેલાં તો એને માટે પરદેશમાં વ્યવસ્થા કરવાની હતી અને બીજું રશિયામાં એને વહેંચવા માટે, તથા તેને માહિતી પૂરી પાડવા મંડળ સ્થાપવાનું હતું. પહેલું પગલું લેવાઈ ચૂક્યું હતું. બીજા કામ માટે તે સાકોવ ગયો. સાકોવમાં સમાજવાદી નેતાઓની પરિષદ હતી. આ પરિષદમાં છાપાની નીતિ વિશે ચર્ચા થઈ અને લેનિને લખેલી નીતિ કબુલાઈ. છાપાનું નામ "તણખો" (સ્પાર્ક) રાખવામાં આવ્યું હતું. દરેક નકલ ઉપર લખવામાં આવનાર હતું: "તણખા થશે ભડકો". પુશ્કીને આ લીટી સાઈબીરિયાના એક દેશનિકાલીને લખી મોકલી હતી અને લેનિને તે છાપા ઉપર મૂકવા માટે પસંદ કરી. આ પરિષદમાં પોટ્રે-સેવને તેની વ્યવસ્થા માટે જર્મની મોકલવાનું ઠર્યું ને લેનિનને

સોશિયલ ડેમોક્રેટિક પક્ષની બીજી પરિષદમાં પ્રતિનિધિ તરીકે ચૂંટવામાં આવ્યો. લેનિનને પરદેશ જવાનો પાસપોર્ટ મળ્યો. પરંતુ પોલીસની રજા વિના પિટર્સબર્ગ ન જવું તેવો તેને હુકમ આપવામાં આવ્યો હતો. આમ છતાં તે અને માર્ટોવ છૂપી રીતે ગયા. રસ્તા ઉપર જ તેઓ ઓળખાઈ ગયા. તેમની પાસે ૨૦૦૦ રુબલ અને પરદેશ સાથેના સંબંધોનાં નામઠેકાણાં હતાં. પરંતુ એ અદૃશ્ય સહીથી લખાયેલા હોવાથી પોલીસ કાંઈ પારખી શકી નહિ. દશ દિવસ પછી બન્ને જણાને મુક્ત કરવામાં આવ્યા.

ઓગસ્ટ માસમાં તેણે સરહદ ઓળંગી. પોટ્રેસેવ છાપાના પ્રકાશનની વ્યવસ્થા માટે જર્મની ઊપડયો. પૈસા પણ એકઠા થઈ ગયા હતા. રશિયામાં વહેંચાવાની વ્યવસ્થા પણ થઈ ગઈ હતી. માત્ર રશિયન સમાજવાદના અગ્રગણ્ય નેતા પ્લેખેનોવને મળી તેની સાથે તંત્રીખાતાની વિગતો નક્કી કરવાનું રહ્યું હતું. પરંતુ એ જ કામ તેને ભારે પડી ગયું.

પ્લેખેનોવ સ્વીટ્ઝર્લૅંડમાં રહેતો હતો. ત્યાં કોરીસોર નામના ગામડામાં બન્ને જણા મળ્યા. પ્લેખેનોવમાં અગાધ જ્ઞાન છે ને બીજી ઈન્ટરનેશનલમાં તેનું સ્થાન કોટ્સ્કી સાથેનું ગણાય છે. માર્કસ અને એંગલ્સ પછી સમાજવાદની આગેવાની આ બે જણા પાસે આવી છે એવું બધાયે કહેતા. પ્લેખેનોવ જરાક આડંબરી હતો, શિષ્યો પાસેથી માનની અપેક્ષા રાખતો. તેના સંભાષણમાં તીક્ષ્ણ કટાક્ષો આવતા. તેના શિષ્યો તેની વારંવાર પ્રશંસા કરતા. વેરા ઝાસુલીચ જેવી સ્વાર્થત્યાગી સ્ત્રી તેના " વીર ગુલામ " તરીકે કહેવડાવવાનું પસંદ કરતી.

લેનિન આનાથી અજ્ઞાત છે તેમ નથી. પાંચ વર્ષ પહેલાં આ મંદિરની મુસાફરીએ તે આવ્યો હતો. ભય અને માન સાથે તે ફરી

આ વખતે આવ્યો છે. પણ તરત જ તેના ઉત્સાહ ઉપર ઠંડું પાણી ફરી વળે છે. પાસ્કોવમાં કબુલાયેલી નીતિનો ખરડો તે પ્લેખેનોવના હાથમાં મૂકે છે. પ્લેખેનોવ જરાય ટીકા કર્યા વગર તેને ખિસ્સામાં સેરવી દે'છે, ને થોડા દિવસ પછી "તકવાદી" કહીને પાછું આપે છે. 'લેનિન ડઘાઈ જાય છે. ખૂબ સંભાળથી તૈયાર કરેલા ખરડાને સમાજવાદનો પ્રમાણભૂત મનાતો આગેવાન "તકવાદી" કહીને વખોડે એટલે બાકી શું રહ્યું? પરંતુ ખરડામાં તકવાદી શું હતું અને તેમાં શા સુધારા થવા જોઈએ તે વિશે પ્લેખેનોવ એક શબ્દ પણ ઉચ્ચારતો નથી. આ પણ એક મૂંઝવણ હતી.

ઉનાળાના ગરમીના દિવસ તથા રાત ચર્ચામાં ચાલ્યા જાય છે. પ્લેખેનોવ અંતરની વરાળ ઠાલવ્યે જ રાખે છે. શિષ્ય શાંતિથી જવાબ આપ્યે જાય છે. શિષ્યો તરફથી ટીકા થાય તે ગુરુને પસંદ નથી. ટીકા કર્યા વગર ગુરુ કહે તે શિષ્યે કબૂલ રાખવું એમ પ્લેખેનોવ માનતો હોય છે. તેના નિકટના શિષ્યો પણ તેના આ જાતના વર્તનથી મૂંઝવણમાં પડી ગયા. તેમને એમ લાગ્યું કે પ્લેખેનોવ પોતાની શરતો લાદવા માંગે છે. પરંતુ એક સાંજે પ્લેખેનોવ લેનિનના ખભા ઉપર હાથ મૂકે છે અને તેનો ખરડો પોતાને કબૂલ છે એવું જાહેર કરે છે. બધા આનંદમાં આવી જાય છે પરંતુ બીજે જ દિવસે પ્લેખેનોવ શરત મૂકે છે કે જ્યાં પોતે હોય ત્યાં તંત્રી તરીકે કોણ હોઈ શકે તે સમજી લેવું જોઈએ.

લેનિને આ અઠવાડિયામાં પોતાને થયેલા અનુભવો વિશે જણાવ્યું છે: "એ રાતે અમારી લાગણીઓ કેવી હતી તેનું વર્ણન કરવું અશક્ય છે. આ સાચે જ નાટક હતું—વર્ષો સુધી જે યોજનાનું બાળકની માફક પોષણ કર્યું, જેની સાથે ભાવિનું કાર્ય

ગૂંથ્યું હતું તેનો આમ સંપૂર્ણ ત્યાગ કરવો પડશે? અને તેનું કારણ એક જ કે અમને પ્લેખેનોવનો ખૂબ મોહ છે! જો આ મોહ અમને ન હોત અને અમે તેને વિશે તટસ્થતાથી વિચાર કરી શકતા હોત તો અમારું વર્તન કદાચ જુદું રહેત. અમને આટલી બધી નિષ્ફળતા કદાચ ન મળત.......અમને અમારા જીવનમાં એક પાઠ શીખવાનો મળ્યો છે. જુવાન બિરાદરો વડીલ બિરાદર તરફ માન અને પ્રેમની લાગણીથી જુવે છે—અને આ પ્રેમમાં તેને એકાએક કાવતરાનું વાતાવરણ દેખા દે છે. તે અમને તેના નાના ભાઈઓ તરીકે નહિ પરંતુ તેની આજ્ઞા મુજબ વર્તનાર મૂર્ખાઓ, તેની ઇચ્છા મુજબ ફરનારાં પ્યાદાઓ તરીકે મનાવવાની ફરજ પાડે છે."

બીજે દિવસે સવારે સ્મશાનયાત્રામાં જતો હોય તેમ લેનિન અને તેનો સાથીદાર નીકળે છે. વેરા, પ્લેખેનોવ સાથે નિભાવી લેવાની દલીલ કરે છે. આ પછી પ્લેખેનોવ સાથે લેનિનને બે મુલાકાત થઈ. લેનિનની દઢતા આગળ પ્લેખેનોવ ઓગળવા માંડ્યો. પત્રપ્રકાશન માટે સમજુતી થઈ ગઈ. પરંતુ પત્ર બહુ વખત ચાલ્યું નહિ. તોફાનમાંથી તેનો જન્મ ને તોફાનમાં જ તેનો અંત આવી ગયો. પરંતુ આ અંત આવતાં પહેલાં જે કાર્ય માટે તેનો જન્મ થયો હતો તે સિદ્ધ થઈ ચૂક્યું હતું. પ્લેખેનોવ સાથેના વાર્તાલાપમાં ક્રાંતિકારી પક્ષની સ્થાપના માટેના કાર્યક્રમની ચર્ચા થઈ હતી. લેનિને સ્પષ્ટ કર્યું કે મજૂરોની લડત આંતરરાષ્ટ્રીય છે જ્યારે તર્કવાદ એ આંતરરાષ્ટ્રીયરોગ છે. તેણે એ પણ સ્પષ્ટ કર્યું કે રશિયામાં ક્રાંતિકારી પરિસ્થિતિ હોવાને કારણે ત્યાંના મજૂરવર્ગને માથે જગતમાં ફેલાતા ખૂઠેલા વિચારો સામે લડત ચલાવવાનું આવ્યું હતું. "તણખા" મારફતે આ કાર્ય સિદ્ધ કરવામાં તે કાંઈક અંશે સફળ થયો હતો.

મ્યુનીચમાં તે ક્રુપ્સ્કાયાને મળ્યો. ત્યાં તેઓ એક જર્મન મજૂરના ઘરમાં રહેતાં. મજૂરના કુટુંબમાં પતિપત્ની ઉપરાંત છોકરાંઓ હતાં અને બધાં એક જ ઓરડીમાં રહેતાં હતાં ને બીજામાં લેનિન અને ક્રુપ્સ્કાયા રહેતાં. અહીંયાં તેણે બીજું પુસ્તક લખવા માંડ્યું. તેનું નામ "શું કરવું જોઈએ?" (વૉટ ઇઝ ટુ બી ડન) રાખવામાં આવ્યું. "સ્વપ્નાં સેવવા માટે પણ કાંઈક હોવું તો જોઈએ ને...?" આમ એ પુસ્તકની તે શરૂઆત કરે છે.

રાજ્ય સામે માથું ઊંચકનારા તેણે પોતાની નજર આગળ જોયા હતા. બીજા જ્યારે નિર્બળ હતા ત્યારે તેમણે બૉમ્બ ફેંકી શક્તિ રેડવા પ્રયાસ કર્યા હતા; પણ તેમના અનુયાયીઓ માત્ર સ્વપ્નસૃષ્ટા બની રહ્યા હતા. તમને વૈજ્ઞાનિક ચર્ચા–પૃથક્કરણમાંજ રસ પડતો. લેનિન આનો વિરોધી નીવડ્યો. "જો ભાવિ લડતમાં વિજય જોઇતો હોય તો એક મંડળ એકઠું કર્યા વિના છૂટકો નહોતો કે જેના સભ્યો પોતાનો સાંજનો વખત જ તેને માટે આપે એવું નહિ પરંતુ આખું જીવન તેને સમર્પી દે; એવા વિસ્તારવાળું મંડળ સ્થાપવું જોઇએ કે તેમાં આપણે જે કામો કરવા માંગીએ છીએ તે માટે ચોક્કસ વિભાગો કરી શકાય." "તણખા" ના શરૂઆતના અંકોમાં લેનિને આવું લખ્યું હતું; અને નવા પુસ્તકમાં પણ તે એ જ વિચાર આગળ ચલાવે છેઃ "રાજકીય વિચારની આજલગીની પ્રગતિએ સ્પષ્ટ કર્યું છે કે કેળવાયેલા, કસાયેલા અને વર્ષો સુધી અભ્યાસ પામેલા દશ બુદ્ધિમાન નેતાઓ વગર અત્યારના સમાજમાં કોઇપણ જાતની લડત ચલાવવાનું શક્ય નથી." સો માણસ કરતાં દશ માણસને શોધી કાઢવાનું સરળ છે તેવી દલીલ કરનારાઓને લેનિન ઉત્તર આપે છેઃ "મારે તમને કહેવું જોઇએ કે સો મૂર્ખાઓને પકડવા કરતાં દશ શક્તિશાળી માણસોને

પકડવાનું કામ મુશ્કેલ છે. શક્તિશાળી માણસોનો અર્થ વ્યવસ્થાના પ્રશ્નોના સંબંધમાં જ કહું તો ફક્ત ધંધાદારી ક્રાંતિકારીઓ—પછી તે વિદ્યાર્થી હોય કે મજૂર. મજૂરોમાં ક્રાંતિકારી રાજકીય વિચારો તેમના આર્થિક વિગ્રહોમાંથી ઉદ્ભવે છે, તેની સાથે સાથે બહારથી પણ રેડવા પડે છે. ને એ કામ માટે ધંધાદારી ક્રાંતિકારીઓ વગર ચાલી શકે નહિ. મૂડીવાદનો અંત આપમેળે આવે અને મજૂરોને શાંતિથી સત્તા સોંપી દે તેવી તો શક્યતાજ નથી. મજૂરોએ મૂડીવાદને ઉથલાવી નાંખવા માટે બળ વાપર્યા વિના છૂટકો થવાનો નથી અને આવો અંત જલ્દીથી લાવવા મજૂર વર્ગે જાગૃત થઇ પોતાનો ક્રાંતિકારી પક્ષ સ્થાપવો પડશે." આ બધા વિશે પણ લેનિનને ખાત્રી થઇ ગઈ હતી. આ ક્રાંતિકારી પક્ષ તે આજીવન ક્રાન્તિકારીઓનો પક્ષ બની રહેશે. ને એ માટે લડતોના જૂદા જૂદા પ્રકારો ખીલવવા પડશે. એ માટે મંડળ એવું બનાવવું જોઇએ, જે વ્યાપક હોવા છતાં સરકારી આંખે જલ્દી ચઢી જાય નહિ. આ પ્રકારની સ્થાનિક ચળવળ ચલાવવા માટે એક સમિતિ હોય. તેના હાથ નીચે જીલ્લા સંઘો, કલબો અને કારખાના સમિતિઓ હોય.

આમ લેનિને લડતની વીગતવાર યોજના રજુ કરી. વર્તમાન રીતો ઉપર ટીકા પણ કરી: "બને છે એવું કે કામની શરૂઆતમાંજ શરૂઆતનો પહેલો પ્રયત્ન જ પોલીસ તુરત તોડી પાડે છે. આવી પરિસ્થિતિ આવવાનું કારણ તો એ હોય છે કે આખી લાંબી લડતની વિગતવાર, વિચારશીલ યોજના પહેલાંથી તૈયાર કરી હોતી નથી. જૂની ઢબે ચાલતી આવેલી મંડળીઓની કાર્યપદ્ધતિ સ્વીકારવાનું આ પરિણામ છે......પરંતુ ગંભીર પ્રકારની લડત ઉપડતાં જ આપણી યુદ્ધ સમિતિની આ બધી તૂટીઓ ધ્યાનમાં

આવી જવી જોઈએ. અત્યારે આપણે તો હળ ઘેર મૂકીને હાથમાં માત્ર દાતરડું લઇને જતા ખેડૂતની માફક લડતમાં જઈએ છે." લેનિન આ વસ્તુ ટૂંકાણમાં આગળ સમજાવતાં લખે છેઃ "લડાયક મંડળોમાં જોડાનારે તેના બધા નિયમો તથા કાયદાઓને માન આપવું જોઇએ અને લડાઈ વખતે સેનાપતિની પરવાનગી વિના તે ઉલ્લંઘી શકાય નહિ. આપણી પાસે નિયમિત ચાલતું ટપાલખાતું હોવું જોઇએ, જે સામાન્ય વહેંચણીના કાર્યમાં જ નહિ પરંતુ વ્યક્તિ દીઠ પહોંચાડવાના કાર્યમાં નિપૂણ હોવું જોઇએ...ગેરકાયદેસર લખાણો વાંચવા માટે વાંચનાલયો અને જાસુસો ઉપર દેખરેખ રાખવા માટેના મંડળો...પ્રચારકો અને ચળવળ ચલાવનારાઓ, જેઓ વાતો કેમ શરૂ કરવી, અને કાયદામાં રહીને તેને આગળ ચલાવવી તથા શ્રોતાઓને તે રીતે આગળ વધારે તેવાં મંડળો...વિદ્યાર્થીઓ ને અમલદારોના મંડળો...અને આવાં બધાં મંડળોમાં ગુપ્તતા અને લશ્કરી શિસ્ત જળવાળાં જોઇએ...અને સૌથી મુખ્ય વાત તો લડતની આગેવાની નક્કી કરેલા ચૂંટાયેલા નાનામાં નાના મંડળના હાથમાં હોવી જોઇએ ને તેમાં કસાયેલા ક્રાંતિકારીઓ જ હોવા ઘટે." ક્રાંતિકારી પક્ષ વિશે આમાં ઘણો ખ્યાલ આવી જાય છે. પિટર્સબર્ગનાં અભ્યાસ મંડળોમાં જ તે કહેતોઃ "મને ક્રાંતિકારીઓનું મંડળ આપો અને હું તુરત રશિયા જીતી આપું." આ બડાશ નહોતી, સાચી વાત હતી.

આ જાતનું મંડળ બાંધવાનું કામ સરળ નહોતું. ઝારની પોલીસ કૈઝનના જાસુસોના સહકારથી વધુ કાર્યપ્રવૃત્ત બનતી જતી હતી. તેમણે "તણખા"ના પ્રકાશન વિશે ઝીણવટથી તપાસ કરવા માંડી હતી. એ કારણે પાછળથી સ્થળ બદલવામાં આવ્યું. રશિયાનું ક્રાન્તિપ્રેરક છાપું લંડનથી નીકળવા લાગ્યું! ઇંગ્લેંડના

સમાજવાદીઓએ એના પ્રકાશનમાં મદદ કરવાની હા પાડી. લેનિન અને ક્રુપ્સકાયાએ લંડનમાં એક મકાન રાખી લીધું. તે મકાનની માલિક બાઇએ શરૂઆતમાં આ યુગલ તરફ શંકાની દૃષ્ટિએ નિહાળવા માંડ્યું પરંતુ પછીથી કાયદેસર પગલાં લેવાની લેનિનની ધમકીથી તે સીધી થઈ ગઈ. લંડનમાં બધાંએ ભેગા થઈ એક મંડળ શરૂ કર્યું. તેમાં સંખ્યાબંધ દેશનિકાલીઓ એની મુલાકાતે આવતા. પરંતુ થોડા વખત પછી ઘરમાલિકના વિરોધને કારણે તે બંધ પડી ગયું.

લેનિનને અંગ્રેજી સાહિત્યમાં ઝાઝો રસ નહોતો. ને તે માટે તેની પાસે વખત પણ નહોતો છતાંય ત્યાંના સમાજમાં પરિવર્તન કરાવનારાં બળો સ્પષ્ટપણે જોઈ શક્યો ને તેથી તેનો નિર્દેશ તે વારંવાર કરે છે. તે મજૂરોની સભાઓમાં જતો. " અંગ્રેજ મજૂરો સમાજવાદનો શ્વાસ લઈ રહ્યા છે " એવું તેણે ક્રુપ્સકાયાને કહ્યું.

એજ વખતે લંડનમાં ટ્રૉટ્સ્કી[૧૭] આવી પહોંચ્યો. ટ્રૉટ્સ્કી તદ્દન યુવાન હતો ને સાઇબીરિયામાંથી નાશી છૂટ્યો હતો. લેનિને તેને વિશે, તેની બુદ્ધિ વિશે તથા તેનાં તીખાં તમતમતાં ભાષણો વિશે ઘણું સાંભળ્યું હતું. લેનિને આ નવા સાથીદારને આવકાર્યો. બન્ને જણા ઘણો સમય સાથે ગાળતા અને રશિયાના પ્રશ્નો વિશે વિચાર કરતા. બન્ને વચ્ચે પાછળથી કેટલાક મતભેદો ઊભા થયા પરંતુ બન્નેને એક બીજા માટેનું માન કાયમ રહ્યું. ટ્રૉટ્સ્કીએ પોતાના કરતાં ઊંચું સ્થાન લેનિનને સદાય આપ્યું છે ને લેનિને પણ ટ્રૉટ્સ્કીને હંમેશાં મહત્ત્વ આપ્યું છે.

## [૭] આરંભની અથડામણ

**૧૯૦૨ના** ઉનાળામાં લેનિન પોતાની માતાને પુનઃ મળ્યો. પેરિસ અને સ્વીટ્ઝર્લૅન્ડમાં આપેલા ભાષણોને કારણે તે રશિયા બહારની રશિયન આલમમાં જાણીતો થઈ ગયો હતો. તે વખતે પક્ષનો કાર્યક્રમ મંજૂર કરાવવા પરિષદ બોલાવવાની તૈયારીઓ ઝડપભેર ચાલી રહી હતી. બ્રસેલ્સમાં આ પરિષદ મળી. તેમાં ક્રાંતિકારી સમાજવાદી પક્ષની સ્થાપના કરવામાં આવનાર હતી ને આ પક્ષ "તણખા"માં રજૂ થયેલા કાર્યક્રમ અનુસાર થવાનો હતો. "તણખા"ના તંત્રીમંડળમાં ટ્રૉટ્સ્કીનો ઉમેરો કરવામાં આવ્યો હતો. પરંતુ લેનિનની આગેવાની નીચે ચાલતા આ પત્રમાં સ્ટ્રુવે જેવા રશિયન બુદ્ધિમાનો અને વિનીત સમાજવાદીઓ ઉપર સખ્ત ટીકા આવતી હોવાને કારણે પ્રતિનિધિઓનો એક વિભાગ ચોંકી ઊઠયો હતો.

પ્લેખેનોવ્ અને લેનિને ઘડેલા કાર્યક્રમ ઉપર સખ્ત ચર્ચા શરૂ થઈ. યુરોપના બીજા બધા સમાજવાદી પક્ષો કરતાં આ પક્ષનો

કાર્યક્રમ તદ્દન જુદો જ હતો. આ પક્ષ તદ્દન ક્રાંતિકારી હતો, જ્યારે બીજા બધા થોડેઘણે અંશે મવાલ હતા. પ્લેખેનોવે આ કાર્યક્રમ ઉપર એક નોંધવાયોગ્ય ભાષણ કરતાં કહ્યું: "ક્રાંતિની સફળતા એ જ મોટો નિયમ છે. અને જો ક્રાંતિની સફળતા માટે આપણે કોઈ પણ પ્રજાસત્તાક સિદ્ધાંતના કાર્યને મર્યાદિત કરવું પડે તો તેવું પગલું ભરતાં અચકાવું એ ગુનો છે." ઇટલીના પ્રજાસત્તાકના બૂર્ઝવા વર્ગનો દાખલો ટાંકી તેણે જણાવ્યું: "જેવી રીતે ઉપલા વર્ગો મજૂરવર્ગના રાજકીય અધિકાર ઉપર અંકુશ મૂકે છે તે પ્રમાણે ક્રાંતિકારી મજૂરવર્ગ તેમના હક્ક ઉપર અંકુશ મૂકી શકે." આનો દાખલો તો પરિષદના પ્રતિનિધિઓને તુરત મળી ગયો. પરિષદના ખંડની આજુબાજુ જાસુસો ગોઠવાયા હતા. તુરત જ બે જણાને પકડવામાં આવ્યા. પરિષદનું સ્થાન બદલવામાં આવ્યું ને પરિષદ લંડન લઈ જવામાં આવી.

ઑગસ્ટના તાપમાં ચર્ચા આગળ ચાલી. પક્ષનો સભ્ય કોણ થઈ શકે તે કલમ ઉપર સખ્ત ચર્ચા ચાલી. લેનિન સાથે "તણખા"ના તંત્રીમંડળ ઉપર કામ કરનાર તેનો મિત્ર માર્ટોવ તેની વિરુદ્ધ પડ્યો. માર્ટોવનું એવું કહેવું હતું કે પક્ષનો કાર્યક્રમ સ્વીકારનાર અથવા તેના ઉદ્દેશો માત્ર માન્ય રાખનાર દરેક જણ તેનો સભ્ય થઈ શકે. લેનિનનું એ કહેવું હતું કે પક્ષનો સભ્ય થનાર માણસ, શક્ય હોય તો, માત્ર આર્થિક જ નહિ પણ બીજી સક્રીય સીધી અંગત મદદ કરનાર અને તેના કાર્યક્રમની સિદ્ધિ માટે મહેનત લેનાર હોવો જ જોઈએ. માર્ટોવની સૂચના મુજબ તો ગમે તે માણસ સભ્ય થઈ શકે. મધ્યમવર્ગના બુદ્ધિમાનો પણ તેમાં આવી શકે. લેનિનની સૂચના પ્રમાણે સાચા કામ કરનારા જ આવી શકે. લેનિનનો ખરડો મંજૂર થયો. પરંતુ આ બન્ને વિભાગો

વચ્ચે સમાધાની શક્ય નહોતી તેની પ્રતીતિ અહીંયાં જ થવા માંડી. "તણખા"ના તંત્રીમંડળની નિમણૂક વિશે પણ સખ્ત વિરોધ થયો. માર્ટોવે તેમાં રહેવા ના પાડી.

આ પરિષદમાં જે બહુમતિમાં હતા તે બૉલ્શેવિક કહેવાયા, લઘુમતિમાં હતા તે મેન્શેવિક કહેવાયા. ધીમે ધીમે આ બન્ને તડાં વચ્ચેનો વિખવાદ વધતો જ ગયો અને ૧૯૧૭માં તો બન્ને વિરોધી જ બની ગયા. આ બન્ને તડાં વચ્ચેનો મતભેદ આ પ્રમાણે હતો. (૧) ક્રાંતિની માન્યતા—ક્રાંતિનું તાત્કાલિક ધ્યેય, ઝારશાહી અને રજવાડાશાહીને ઉથલાવી નાંખવાનું, એટલે કે યુરોપમાં પરિપૂર્ણ થયેલી મૂડીવાદી પ્રજાસત્તાક ક્રાંતિ કરવાનું હોઈ, મેન્શેવિકો એમ માનતા કે ક્રાંતિ પછી આવનાર રાજ્ય અને સરકાર મૂડીવાદી જ હોવાં ઘટે અને મજૂર વર્ગ આને ટેકો આપવા ઉપરાંત તેની પાસેથી રાહતો મેળવવા પ્રયત્ન કરશે. બૉલ્શેવિકોની એવી દલીલ હતી કે ક્રાંતિ મૂડીદાર વર્ગની આગેવાની નીચે નહિ પરંતુ ખેડૂત વર્ગના સહકારથી કામ કરતા મજૂર વર્ગની આગેવાની નીચે જ સફળ થઈ શકશે; અને મજૂર વર્ગે ઝારશાહી પછી બૂર્ઝવા રાજ્યને બદલે કામદાર-કિસાનની સરમુખત્યારી સ્થાપવા માટે પ્રયાસ કરવા જોઈએ. (૨) વિનીત બૂર્ઝવા વર્ગ સાથેનો સંબંધ—મેન્શેવિકો આ વર્ગ મજૂરોની માંગણીને ટેકો આપે તે શરતે તેની સાથે હાથ મિલાવવા તૈયાર હતા. બૉલ્શેવિકો સંજોગાનુસાર જે રીતો અજમાવવી પડે તે માટે તૈયાર હતા, પરંતુ આ બૂર્ઝવા વર્ગના પ્રત્યાઘાતી વર્તન વિશે તથા તેના સાચા ઉદ્દેશોને ખુલ્લા પાડવાની નીતિ વિષે ચોક્કસ હતા અને તે પર ભાર મૂકતા હતા. આ બન્ને મહત્ત્વના મતભેદો ઉપરાંત પક્ષમાં કોણ જોડાઈ શકે તે વિશેનો વિરોધ તો હતો જ.

આ ચર્ચાની અસર લેનિનના આરોગ્ય ઉપર આક્રમણ જેવી થઈ પડી. પરિષદ ચાલી ત્યાં સુધી તેને ઊંઘ પણ બરોબર મળતી નહિ. ખાવાનું ઠેકાણું રહેતું નહિ. આમ છતાંય બધાય પ્રતિનિધિઓમાં તે સૌથી વધારે શાંત મગજ રાખી વાત કરતો હતો એમ દરેક જણનું કહેવું હતું. પરિષદ પૂરી થયા પછી પક્ષમાં પડેલા ભંગાણને સાંધવા ને માર્ટોવને સમજાવવા તેણે પ્રયત્ન કર્યા. પરંતુ નવેમ્બર સુધી આ ચર્ચાનો અંત આવ્યો જ નહિ અને એ માસમાં રશિયાની બહાર વસતા સોશિયલ ડેમોક્રેટો (સમાજવાદીઓ)ની એક પરિષદ ભરાઈ. આ પરિષદમાંથી આવતાં એક દિવસ મેન્શેવિકોએ તેના ઉપર હુમલો કર્યો. પરંતુ લેનિનને તેના સિદ્ધાંતોમાંથી એવા હિચકારા હુમલાને જોરે ડગાવવો અશક્ય હતું. આ પરિષદમાં મેન્શેવિકોની બહુમતિ હતી. લેનિન અને તેના અનુયાયીઓ પરિષદમાંથી નીકળી ગયા પરંતુ આથીયે મોટો બીજો ઘા તેના ઉપર થયો. વિરોધપક્ષનું બળ જોઈ પ્લેખેનોવ ડગવા લાગ્યો અને તેણે બધા મેન્શેવિકોને "તણખા"ના તંત્રી મંડળ ઉપર લઈ લેવા દરખાસ્ત કરી. બન્ને તડાં વચ્ચે શાંતિ સ્થપાય તે માટે લેનિન ખૂબ આતુર હતો, પરંતુ સિદ્ધાંતોના પ્રશ્ન ઉપર તે નમતું મૂકવા તૈયાર નહોતો. તેણે આ છાપાના તંત્રીમંડળમાંથી રાજીનામું આપ્યું. જે છાપા માટે તેણે કેટલાય મહિનાઓ વિચાર અને તેની યોજના માટે વીતાવ્યા હતા તે તેના હાથમાંથી જ ચાલ્યું ગયું! પ્લેખેનોવે પણ લેનિનની નીતિનો વિરોધ કરવા માંડ્યો. ડિસેમ્બર માસમાં લેનિને આ પત્રમાં છેલ્લો લેખ લખી નાંખ્યો. આ લેખ પણ પોપ્યુલિઝમની ઝાટકણી કાઢનારો જ હતો.

પ્લેખેનોવ અને માર્ટોવ સાથે આ જાતના મતભેદો ઊભા થયાથી તેમની સાથેના અંગત સંબંધો પણ તૂટી ગયા, જો કે

લેનિનને અંગત રીતે આ બન્ને જણા તરફ માન હતું ને તેણે એ વારંવાર વ્યક્ત કર્યું છે.

૧૯૦૪નું વર્ષ તેને માટે ભારે હતું. પક્ષમાં ઊભી થયેલી નવીન પરિસ્થિતિ વિચિત્ર હતી. મેન્શેવિકો અને બૉલ્શેવિકોનો કદી મેળ ખાય તેમ નહોતું છતાંય બન્ને એક જ પક્ષમાં હતા. પરદેશના મંડળો મોટે ભાગે મેન્શેવિકોના હાથમાં હતાં, જ્યારે રશિયાની સ્થાનિક સમિતિઓમાં બૉલ્શેવિકોનું જોર હતું. મધ્યસ્થ સમિતિ નામપૂરતી બૉલ્શેવિક હતી પરંતુ તેમાંના ઘણા ખરા માર્ટોવ ને પ્લેખેનોવ જેવા પ્રતિષ્ઠિત નેતાઓ સાથે સંબંધ બાંધવા તૈયાર હતા. બીજી ઈન્ટરનૅશનલમાં લગભગ બધા જ લેનિનની વિરુદ્ધ હતા.

લેનિનને પક્ષના મજૂર સભ્યોમાં શ્રદ્ધા હતી ને એટલા માટે ત્રીજી પરિષદમાં સફળતા મેળવવાની તેને આશા હતી. આ જ અરસામાં પક્ષની મધ્યસ્થ સમિતિએ તેની વિરુદ્ધ નિવેદનપત્ર પ્રગટ કર્યું. તેને પરદેશના કાર્યમાંથી મુક્ત કરવામાં આવ્યો ને પક્ષની સંમતિ વિના કશું છપાવવું નહિ તેવો પ્રતિબંધ મૂક્યો. લેનિન માટે આ સૌથી મોટો ઘા હતો. તેનાં ઘણાં સાથીદારો તેને છોડીને ચાલ્યાં ગયાં હતાં; તેનું પત્ર તેની પાસેથી છીનવી લેવામાં આવ્યું હતું. રશિયા સાથે પત્રવ્યવહાર કરવામાં અનેક મુશ્કેલીઓ હતી. લેનિન મૂંઝાઈને આ વિકટ પરિસ્થતિને ઘડીવાર નીરખે છે. ઉત્સાહની એક લહર પણ આવે તેમ નથી. બધી જ બારીઓ બંધ છે.

મધ્યસ્થ સમિતિમાંથી રાજીનામું આપી તે ક્રુપ્સ્કાયા સાથે સ્વીટ્ઝરલૅન્ડના સરોવરો તથા ગિરિ તળેટીમાં ઘૂમવા નીકળી પડે છે. ક્રુપ્સ્કાયા લખે છે: "અમે તદ્દન જંગલી રસ્તાઓ પર ક્યાંનાં

ક્યાં ચાલ્યાં જતાં અને માનવનિવાસથી દૂર, અતિ દૂર જંગલની અંદર આરામ લેતાં મહિનાઓ સુધી અમે એમ રખડયાં છીએ. બીજે દિવસે અમે પાછાં ક્યાં હોઈશું તે વિશે આગલે દિવસે અમને કશી ખબર નહોતી રહેતી. સાંજ પડયે અમે ખૂબ થાકી જતાં અને તરત ઊંઘી જતાં. અમારી પાસે પૈસા ખૂબ થોડા હતા એટલે અમે સારું ભોજન પણ ભાગ્યે જ પામતાં."

પર્વતમાળથી આવતી પ્રફુલ્લ હવાથી લેનિનમાં નૂતન શક્તિનો સંચાર થતો. લેનિન જ્યારે કંટાળતો ને થાકતો ત્યારે કુદરતનું શરણ શોધતો ને કુદરત તેના આનંદભંડારમાંથી તેના ઉપર ઉલ્લાસપુષ્પો વેરતી. તેની કલ્પનાશક્તિ સતેજ બનતી; શ્રમિત થઈ ગયેલા તેના જ્ઞાનતંતુઓમાં નવો પ્રાણ આવતો.

"તણખા" લઈ લેવામાં આવ્યું છે—પરવા નહિ. બીજું શરૂ કરવું જોઈએ. પર્વતોમાંથી પાછા ફરતાં જૂના સાથીદારોને તેણે એકત્ર કર્યા. બહારના દેશોમાં કામ કરવાનો અધિકાર પક્ષે ખૂંચવી લીધો હતો પરંતુ એ હુકમ માનવાનું છે કોણ? ચૂનંદા બોલ્શેવિકો મળે છે ને ત્રીજી પરિષદ્ બોલાવવા આહ્વાહન કરે છે. રશિયાના મંડળો સાથે લેનિન પત્રવ્યવહાર આરંભે છે ને બોલ્શેવિક દૃષ્ટિબિંદુ સમજાવે છે. નવા પત્ર "આગે" (ફોરવર્ડ) ની તૈયારીઓ શરૂ થાય છે. અને આખરે ૧૯૦૫ના જાન્યુઆરી માસની ચોથી તારીખે "આગે" બહાર પડે છે.

પત્રના પ્રચાર માટે આજીવન કાર્ય કરનારા ઉપર લેનિન વધારે શ્રદ્ધા મૂકતો. ક્રાંતિકારીનું કાર્ય કેવું હોવું જોઈએ તે વિશે પત્ર લખતાં તે લખે છે: "ક્રાંતિકારે દરેક સ્થળે દશબાર નવા સંબંધો બાંધી તેમના હાથમાં કામ મૂકી દેવું જોઈએ અને ભાષણ દ્વારા નહિ પરંતુ કાર્ય દ્વારા તેમને ખેંચવા જોઈએ. ત્યાંથી તેણે

બીજી જગ્યાએ જવું જોઈએ અને પેલા સ્થળે કેમ કામ ચાલે છે તે જોવા માટે મહિનામાં એકવાર આંટો મારવો જોઈએ."

૧૯૦૪ના આ ભારે વર્ષમાં બીજી પણ આપત્તિ ઓછી આવી નથી. માતા સિવાયના આખા કુટુંબની ધરપકડના સમાચાર આવે છે. આમ છતાંય તેનો જુસ્સો ઘટતો નથી; ભાવિ તોફાનના જ્યારે ભણકારા વાગી રહ્યા હોય છે ત્યારે ડિસેમ્બર માસમાં તે પોતાના એક મિત્રને લખે છે:

"અમારો જુસ્સો વધતો જાય છે અને અમે સહુ કાર્યપ્રવૃત્ત છીએ. તમારો જુસ્સો પણ કાયમ રાખજો. યાદ રાખજો કે આપણે સહુ જુવાન છીએ અને "આગે કદમ" ઉપાડીએ છીએ.

**આગે કદમ આગે કદમ આગે કદમ**
**વિગ્રહ પરાજય ને વિજયના પંથ પર આગે કદમ"**

# [૮] ૧૯૦૫ની ક્રાંતિ

રશિયન મજૂરો પહેલાં કરતાં આગળ વધ્યા હતા. રોસ્ટોવ અને બીજા પ્રાંતોમાં તેમણે વિદ્યાર્થીઓના રાજકીય દેખાવોમાં સાથ આપ્યો હતો. ગેરકાયદેસર સભાઓમાં પણ તેઓ હાજરી આપતા ને ઠેરઠેર સમાજવાદી નેતાઓના ભાષણોમાં રસ લેતા. ગામડાંઓમાં પણ એવી જ પરિસ્થિતિ હતી. જમીનના ભાવ અને ભાડાના દર વધી ગયા હતા. જમીનદારોની જમીન ઉપર ખૂબ પાક થતો પરંતુ ખેડૂતો ભૂખ્યા રહેતા. બધો માલ યુરોપના બજારોમાં વેચવા માટે મોકલી દેવામાં આવતો. ખેડૂતો માથે દેવાનો મોટો ભાર હતો, ગોચરની જમીન માટે કેટલીય અગવડો વેઠવી પડતી ને તેમની જમીનના ભાગલા થઈ જવાને કારણે સારો પાક પણ ઊતરી શકતો નહિ. એક નાનો સમૂહ માલદાર બનતો હતો. તે કારખાનાંઓ કાઢતો અને જમીન વગરના થઈ ગયેલા ખેડૂતોને મજૂરીએ રોકતો. પરંતુ પ્રગતિનો આ પંથ મોટા ભાગ માટે બંધ હતો. ગુલામીની સ્થિતિ હતી ત્યારે તો સારું હતું કારણ કે ખાવા પૂરતું તો માલિક પાસેથી મળતું, પરંતુ સ્વતંત્ર

મજૂરીની સ્થિતિ આવતાં માલિકને માથે એ જવાબદારી પણ રહી નહિ. લગભગ ભૂખમરાની સ્થિતિમાં મજૂરો આવી પડચા. ગામના પટેલ, તલાટી અને મૅજીસ્ટ્રેટોનો પણ એટલો જ ત્રાસ હતો. રશિયાના સમૃદ્ધ મનાતા યુક્રેઇનના પ્રાંતમાં ૧૯૦૨માં ખેડૂતોનો બળવો થયો. જમીનદારોનાં ઘર બાળવામાં આવ્યાં ને જમીનની સમાન વહેંચણીનો પોકાર ઉઠાવવામાં આવ્યો. જો કે, હજી ખેડૂતોને ઝારના અમલમાં વિશ્વાસ હતો અને ઝાર તેમનું ભલું કરશે તેવી આશા પ્રતિ પળ સેવ્યા કરતા. પરંતુ આ બળવો કરવાને કારણે તેમના ઉપર દમન વર્ષ્યું. જમીનદારોનો પક્ષ લઈ ઝારની સરકારે આ બળવો દાબી દીધો. માણસોને સખ્ત મારવામાં આવ્યા. કેટલાયને સાઈબીરિયા ધકેલી દેવામાં આવ્યા.

આવા સંજોગોમાં જાપાન સાથેના યુદ્ધથી ક્રાંતિ માટેની ભૂમિકા મળી રહી. રશિયન સામ્રાજ્ય છેક પૂર્વમાં વિસ્તરતું હતું. પરંતુ આ વિસ્તારથી એશિયાના ઊગતા મૂડીવાદી દેશ જાપાન સાથે સંઘર્ષણમાં ઊતરવું પડચું. ૧૮૯૫માં ચીનજાપાન વિગ્રહના પરિણામ રૂપે જાપાનને મળતા લાભો લેવામાં રશિયાએ અંતરાય નાંખ્યો હતો. મંચુરિયા ઉપર અધિકાર, રેલ્વેઓનું બાંધકામ, પેસીફિક મહાસાગરની અંદર કિલ્લેબંધી—એ બધા સામે જાપાનનો વિરોધ હતો. પરંતુ રશિયા પાછળ યુરોપના મૂડીવાદી દેશોનો સાથ હોવાથી જાપાન બહુ બોલી શકતું નહોતું. એટલે ૧૯૦૫નું યુદ્ધ કદાચ અટકાવી શકાયું હોત પરંતુ ઝારે જ તેની શરૂઆત કરી આપી. ઝારનું કુટુંબ ખૂબ મોટું હતું. શાહી ખજાનામાંથી એવા પચાસ જણનું પોષણ થતું. છતાં તેમનું ખર્ચ પૂરું થતું નહિ એટલે કોરિયામાં થોડાક લાભો મેળવવાની યુક્તિઓ રચાવા માંડી. કોરિયાને તો જાપાન સંસ્થાન જેવું જ ગણતું હતું. રશિયાના

હક્કોનો તેણે વિરોધ કર્યો. ઝારે એમ ધાર્યું કે એક લશ્કરી કૂચ કરાવીશું એટલે જાપાન ઠંડું થઈ માંગણી કબૂલ કરી દેશે.

ને એ પ્રમાણે યુદ્ધનું ભારેખમ યંત્ર ગતિમાં આવ્યું. ગામડાંઓમાં તે જઈ પહોંચ્યું અને ખેડૂતોના છોકરાઓના શરીર ઉપર ભૂરા કોટ ને ખભા ઉપર રાઈફલો ચઢાવી દીધાં, ને પછી સાઈબીરિયા તરફ એ લશ્કર આગળ વધ્યું. બીજા કેળવાયેલા લશ્કરને મોકલવાની જરૂર ઝારને લાગી નહિ. માત્ર આ અણઘડ, તાલીમ વગરના નવા સિપાહીઓને મોકલવામાં આવ્યા. લડાઈ શરૂ થતાં જ પોતાને ક્રાંતિકારી મનાવતો મધ્યમવર્ગ ઢીલો થઈ ગયો. તેમનો વિરોધ શમી ગયો. તેમને લાગ્યું કે ક્રાંતિથી તેમને બહુ થોડો ફાયદો થવાનો છે અને તેમનાં કારખાનાંઓ વગેરે સલામત નહિ રહે.

લશ્કર આગળ તો ગયું પરંતુ જાપાનીસ લશ્કર આગળ ટકવું તેને માટે મુશ્કેલ હતું. જાપાનીસ આક્રમણ આગળ ઝારના નૌકાસૈન્યની પોકળતા ખુલ્લી પડી ગઈ. સેનાપતિની મૂર્ખાઈને કારણે હજારો રશિયન સિપાહીઓની કત્લ થઈ જતી. પોર્ટ આર્થર નજીક સખ્ત લડાઈ થઈ ને આખરે તે પણ હાથમાંથી ગયું. જાપાનીસો વિજયી નીવડવાના હતા તે હવે નક્કી થઈ ચૂક્યું હતું.

જીનીવામાં બેઠો બેઠો લેનિન આ બનાવોનું અવલોકન કરતો હતો. "પોર્ટ આર્થરનું પતન" એ નામનો લેખ લખી તેણે આ યુદ્ધ ઉપરનો દંભી પડદો ચીરી નાંખ્યો તથા તેની નીચે અસંતોષ તથા ક્રાંતિ સમસમી રહ્યાં હતાં તે સ્પષ્ટ જણાવી તેમાંથી વિરોધ ફાટી નીકળવાની આગાહી કરી. પોર્ટ આર્થરના પડવાથી આખા યુરોપમાં જે સનસનાટી ફેલાઈ ગઈ હતી તેનો ઉલ્લેખ કરી તે લખે છે: "રશિયાના શાસનકર્તા વર્ગ ઉપર આવી પડેલી આ

આપત્તિ યુરોપના બધા બૂર્ઝવા વર્ગને ભયંકર લાગે છે તેમાં નવાઈ નથી. આ યુદ્ધ એટલે જગતના મૂડીવાદની આગેકૂચ; અને બૂર્ઝવા લોકો બરાબર જાણે છે કે આ આગેકૂચ એટલે મજૂરક્રાંતિની પણ આગેકૂચ. આ યુદ્ધથી રશિયાની આઝાદી નજીક આવતી હતી એટલું જ નહિ પરંતુ યુરોપના મજૂરોની નવી ક્રાંતિકારી લડતનો તેમાંથી જન્મ થતો હતો. યુદ્ધનું પરિણામ યુરોપના મૂડીવાદીઓની માયાવી જાળ ઉપર આક્રમણ સમાન થઈ પડ્યું. તમે એમ માન્યા જ કરો કે જગતમાં જે છે તે બધું સારું છે અને યુરોપમાં ભલે લાખોનું શોષણ ચાલ્યા કરે, તો તે ક્યાં સુધી સહન થશે ? તેમાં ઇતિહાસ જે રીતે આગળ વધે છે તે રીત ભૂલી જવાય છે. તમારી દમનની સાંકળમાં જે નબળા આંકડા છે તેનું ધ્યાન રાખ્યા વગર, રશિયન પોલીસના દમન પાછળ જે વાસ્તવિકતા હતી તે ધ્યાનમાં રાખ્યા વગર તમે ગણત્રી કર્યા કરશો તો ઇતિહામ તમને પાઠ ભણાવશે" —લેનિન એક પછી એક બાણ છોડચે જ જાય છે.

"આવાં યુદ્ધો પ્રજામાં જાગૃતિ લાવનારાં યુદ્ધો છે. અને એ જ કારણસર યુદ્ધનો મુખ્ય હેતુ બરાબર ખુલ્લો પડે છે. તેથી હજારો અને લાખો માણસની આંખ આગળનો પડદો ખસી જાય છે ને સરકાર અને પ્રજા વચ્ચે કશી લેવાદેવા નથી તેનું તેમને ભાન થાય છે."

લશ્કરમાં ગયેલા હજારો માણસોને આ ભાન થયું હતું. તેમને કડવો પાઠ મળ્યો હતો. 'પોર્ટ આર્થરનું પતન એ ઝારશાહીના પતનની પ્રસ્તાવના છે. યુદ્ધ હજી પૂરું થયું નથી. તેમાંનું દરેક પગલું રશિયન પ્રજાના અમાપ રોષ ને અસંતોષને વધારે છે અને નવા મહાન યુદ્ધના દમન સામે ઉપાડેલી પ્રજાની લડતના,

મજૂરપક્ષની આઝાદીની લડતના પ્રસંગો વધુ નજીક આણે છે. આ લડત થોડાક જ દિવસોમાં શરૂ થવાની છે તેની લેનિનને ખબર નહોતી પરંતુ થશે તે વિષે તેને ખાત્રી હતી. જાન્યુઆરીની ૯મીના કાળા રવિવારના નામે ઓળખાતા દિવસે ઝારશાહી ઉપરથી આખો પડદો ખસી ગયો.

કેટલાક વખતથી મજૂરોનું કાયદેસરનું મંડળ સ્થપાયું હતું. આ મંડળ પોલીસોના હાથમાં હતું અને તેમના ખરીદેલા માણસોથી ચાલતું. આ ચળવળની શરૂઆત એક કર્નલ ઝુબે-ટોવ નામના અમલદારે કરી હતી. આવા મંડળોથી રશિયાના ક્રાન્તિકારીઓના જૂથમાં સનસનાટી વ્યાપી ગઈ અને બધા તેના ઉપર ટીકાની ઝડી વરસાવવા લાગ્યા. પરંતુ સોશિયલ ડેમોક્રેટોને એક વાતની ખાત્રી હતી કે આવા મંડળોથી પણ વર્ગવિગ્રહમાં ખેંચાયા વગર રહેવાવાનું નથી. ૧૯૦૩માં ઝુબેટોવની જગ્યાએ એક જુવાન પાદરી જ્યૉર્જ ગેપન આવ્યો.

યુદ્ધથી મજૂરો ભારે હાડમારીમાં મુકાયા હતા. તેમની રોજીમાં ઘટાડો થતો હતો. આ અસંતોષની અસર ઝુબેટોવ મંડળો ઉપર પણ થઈ. એક ઠેકાણેથી બે આગેવાનોને રજા મળતાં આખા શહેરમાં હડતાળ શરૂ થઈ. રશિયન–જાપાન યુદ્ધથી અસંતુષ્ઠ બનેલા કેટલાક લોકોએ મજૂરોના અસંતોષનો ઉપયોગ સરકાર ઉપર દબાણ લાવવા માટે કરવાનો વિચાર કર્યો. તેમણે ગેપનને ઝાર પાસે સરઘસ કાઢી આપવા જવા સમજાવ્યો. તેમાં કેટલાક બંધારણીય સુધારાની માંગણી કરવામાં આવી હતી.

રવિવારે પ્રભાતે વિંટર મહેલ તરફ પિટર્સબર્ગના મજૂરોની કૂચ શરૂ થઈ. તેમના નામે, ગેપન પિતાતુલ્ય ઝારને નમન કરી ભૂખ્યા ઠંડીમાં કંપતા જનસમૂહ તરફ આંગળી ચીંધી તેમના ઉપર

દયા બતાવવાની આજીજી કરવાનો હતો. ઝારના વફાદાર, તેના ઉપર મમતા રાખનાર મજૂરોનું આ સરઘસ હતું. ગલીગલીથી મંદિરના દર્શને જવા યાત્રીઓ આવ્યા. આખો રસ્તો ભરાઈ ગયો. તેમાં સ્ત્રીઓ, પુરુષો ને બાળકો હતાં. બધાંય હથિયાર વગરનાં હતાં. થોડા કલાકની કૂચ પછી વિંટર મહેલના સુશોભિત મિનારા દેખાવા માંડ્યા, મહેલની દિવાલો પાસે શસ્ત્રસજ્જ પોલીસની હાર ઊભી રહી.

લોકો સમજી શકતા નથી. તેમના મગજમાં સંશય ઊભો થાય છેઃ 'ના, ના,...પોલીસો શાહી સત્તાનું અંગ છે. એટલે આપણને આવકાર આપવા આવ્યા હશે'—તેઓ મન મનાવે છે. ત્યાં તો હુકમ છૂટે છેઃ "હટ જાઓ." લોકો તો ઊભા જ રહે છે ને સેનાપતિનો હાથ ઊંચો થાય છે. ગોળીઓનો વરસાદ વરસે છે. રસ્તાની શાંતિ તૂટી જાય છે. બધાં હાંફળાં ફાંફળાં દોડતાં હોય છે. ઘોડાઓ નીચે કેટલાંય જણ છૂંદાઈ જાય છે. લોકો વિખેરાય છે પરંતુ તેમના મુખમાંથી શબ્દો નીકળતા જાય છેઃ "હથિયારો લાવો, અમારે હથિયારો જોઈએ." પાંચ જ કલાકમાં ઝાર સાથેનો સંબંધ તૂટે છે. લોકો નવો સંબંધ બાંધે છે—ઇન્કિલાબ સાથે—તેમને સર્વસ્વનું વચન આપનાર, પ્રેરણાનાં ગીતો ગાનાર, દુઃખો ટાળનાર ઓજસ્વી ઇન્કિલાબ સાથે.

પિટર્સબર્ગનું સમાજવાદી મંડળ એક પત્રિકા બહાર પાડે છેઃ "દોસ્તો! ગઈ કાલે આપણે આપખુદ સરકારનું તાંડવ જોયું. લોહીથી ખરડાયેલા રસ્તાઓ પણ જોયા. મજૂરોની છાતી વીંધવાનું ફરમાન કોણે કાઢ્યું? ઝારે, તેના ખાંધિયાઓએ, તેના અમલદારોએ, તેના પ્રધાનોએ. એ બધાય ખૂનીઓ છે. તેમને માટે મોત જ યોગ્ય છે. હથિયાર સજો, દોસ્તો! હથિયારોની

દુકાનો કબજે કરો, દારૂગોળો કબજે કરો. પોલીસ સ્ટેશનોનો નાશ કરો. આપણે ઝારની સરકાર ઉથલાવી નાંખી આપણી સરકાર સ્થાપવી છે. ઇન્કિલાબ ઝિન્દાબાદ."

જીનીવામાં લેનિનના કાન ઉપર આ તોફાનના સમાચાર અથડાય છે. "રશિયામાં ક્રાંતિની શરૂઆત"ના મથાળા હેઠળ તે લેખ લખી નાંખે છે: "આ પાઠ સાચે જ મહાન છે. રશિયાના મજૂરો એને કદી નહિ ભૂલે. રશિયાના મજૂરોને લડતનો મોટો પાઠ મળ્યો છે." જ્યોર્જ ગેપન પિટર્સબર્ગમાં સંતાઈને મજૂરોને હાકલ કરે છે: "આપણે ઝારનું કામ નથી. ઝારની અને પ્રજાની વચ્ચે લોહીની નદી વહે છે. ઇન્કિલાબ ઝિન્દાબાદ."

"રશિયામાં યુદ્ધ જાહેર થઈ ચૂક્યું છે," લેનિન લખે છે. "ક્રાંતિ જ બધાય યુદ્ધોમાં સાચું ને વાજબી યુદ્ધ છે." અને તેમાં પિટર્સબર્ગના મજૂરો વચ્ચે થતી વાતચીતનો ઉલ્લેખ કરે છે.

"કુહાડીઓ?" એક જણ પૂછે છે.

"ના, ના, કુહાડીઓથી બેયોનેટ સામે તમે કેવી રીતે ઝગડી શકો? આપણે તો રિવોલ્વરો જોઈએ, બંદૂકો જોઈએ."

રશિયામાં અત્યાચાર થઈ ગયા પછી તુરત જ ગેપન જીનીવામાં આવી લેનિનને મળ્યો. લેનિન તેને મળવા આતુર હતો કારણ કે લોકોની ચળવળનો તે જાણ્યે અજાણ્યે પણ આગેવાન હતો. તેણે પ્રજાની ક્રાંતિમાં ભાગ લીધો હતો. બન્ને જણા એક હોટલમાં મળ્યા. લેનિને તેને લાગણીશીલ પાદરીને બદલે સૂક્ષ્મદર્શી અભ્યાસી થવાની શિખામણ આપી. લેનિને તેની પાસેથી બધી વિગતો જાણી લીધી. ગેપન પિટર્સબર્ગના મજૂરોને બંદૂકો પૂરી પાડવા માટે વ્યવસ્થા કરવા ઇચ્છતો હતો. લેનિને તેને મદદ કરવાનું વચન આપ્યું. પરંતુ માત્ર આદર્શમાં રમનારા ક્રાંતિકારીઓ

વર્તનની વાત આવતાં છટકી જતા ને પિટર્સબર્ગમાં મજૂરોને હથિયાર વગર જ રહેવું પડ્યું. ક્રુપ્સ્કાયાએ ગેપનની નિર્બળતા વર્ણવતાં લખ્યું છે: "છૂપા દેશમાં રહેવું, ભૂખ્યા ભૂખ્યા પણ રખડવું એ સભાઓ ગજવવા કરતાં જુદી તરેહનું છે. બંદૂકો પૂરી પાડવાનું કામ ગેપન કરતાં જુદા પ્રકારના ક્રાંતિકારીઓ, જેઓ ખૂબ ભોગ આપવા આતુર હોય તેઓ જ કરી શકે." અને સાચે જ એ પછી ગેપન ક્યાં અદૃશ્ય થઈ ગયો તેની કોઈને ખબર પણ પડી નહિ.

ઉનાળા દરમ્યાન લોકોની લડતે ઉગ્ર સ્વરૂપ લીધું. સ્થળેસ્થળે હડતાળો પડવા માંડી ને દેખાવો વધતા ચાલ્યા. કાળા સમુદ્રમાં રહેતાં નૌકાસૈન્યમાં "પોટેમકીન" નામની નૌકાએ જુનની સોળમી તારીખે બળવો કર્યો ને લાલ ઝંડો ફરકાવ્યો. ઓડેસામાં સામાન્ય હડતાળ ચાલતી હતી. લશ્કરે લોકો ઉપર ગોળીબાર કર્યો હતો. દરેકનો વિચાર બળવા તરફ ઢળતો હતો. ને એવે વખતે એક સવારે નૌકાસૈન્યના એક જહાજ ઉપર લાલ ઝંડો દેખાય તો તેનો અર્થ એ જ થાય ને કે નૌકાસૈન્યમાં ક્રાંતિનો ચેપ લાગી ચૂક્યો છે અને હવે તે સહેજમાં ભભૂકી ઊઠશે ?

આ સમાચાર થોડા દિવસ તો દાબી રાખવામાં આવ્યા. પરંતુ આખરે લેનિનને તે વિશે જાણ થઈ ચૂકી. જે બનાવો બન્યા હતા તેનું મહત્ત્વ તેને તુરત સમજાઈ ચૂક્યું: 'હવે, આ પગલું ભર્યા પછી ભૂલો ન થાય તે માટે સાવધ રહેવું જોઈએ, ક્રાંતિ માટેના છૂટકછૂટક પ્રયત્નોને સાંકળી લઈ રાજ્યસત્તાને ઉથલાવી નાંખવી જોઈએ.' અને તરત જ છૂપી રીતે કામ કરવામાં નિપૂણ એવા બોલ્શેવિક કાર્યકર વાસીલેવને બોલાવે છે: "કામ ઘણું ગંભીર છે. એવો ભય રહે છે કે પોટેમકીન ઉપર થયેલા

બંડનો યોગ્ય ઉપયોગ કરવામાં ઓડેસાના બિરાદરો સફળ નહિ થાય. ગમે તેમ થાય પરંતુ વહાણમાંથી થોડાક હથિયારબંધ ખલાસીઓ શહેરમાં આવે તેવી વ્યવસ્થા કરવી જ જોઈએ. કોઇપણ ઉપાયે વહાણ ઉપર નવા પ્રયત્ન કરજે અને ખલાસી-ઓને ચોક્કસ પગલાં લેવાનું સમજાવજે. સરકારી સંસ્થાઓને બોમ્બગોળાથી ઉડાવી દેવાની જરૂર પડે તોપણ અચકાઈશ નહિ. આપણે શહેરનો કબ્જો લેવો જ જોઈએ. પછી મજૂરોને હથિ-યારો પૂરાં પાડી ખેડૂતોમાં ચળવળ શરૂ કરી દેવી. જમીનદારો પાસેથી જમીન આંચકી લેવાનું સૂચવજે ને એ માટે મજૂરોની રાહબરી નીચે કામ કરવું જોઈએ તેમ કહેજે. ખેડૂતો ઉપર ખૂબ ધ્યાન આપજે......ઉપરાંત નૌકાસૈન્યનો બાકીનો ભાગ આપણા તરફ વાળવો અત્યંત આવશ્યક છે. મને ખાત્રી છે કે ઘણાખરા વહાણો પોટેમકીનને સાથ આપશે. ફક્ત દઢતાથી કામ લેવાનું છે. અને પછી મારે માટે એક હોડી મોકલજે. હું રશિયા આવું છું."

"તમને ચોક્કસ લાગે છે કે આ શક્ય છે?" વાસીલેવ ડઘાઈને પૂછે છે.

"મને તો તદ્દન શક્ય લાગે છે. ફક્ત દઢતાથી અને ઝડપથી કામ લેવાનું જરૂરી છે."

લેનિન આ શબ્દો આવેશમાં કે ઉશ્કેરણીમાં નહોતો બોલ્યો. જે બનાવો પછીથી બન્યા તે તેના વચનોની સચ્ચાઈના સાક્ષી-રૂપ છે. જો પોટેમકીન ઉપરથી થોડા ખલાસીઓ નીચે લાવી શકાયા હોત, અમલદારોને કેદ પકડ્યા હોત ને મજૂરોની સાથે તેમનો સંબંધ જોડી દીધો હોત તો લેનિને જે કલ્પ્યું હતું તે ચોક્કસ બનત. બંડખોર ખલાસીઓએ આમાંનું કશું કર્યું નહિ ને તેનો અંત એમ જ આવી ગયો એ જુદી વાત છે. ઓડેસાના

સમાજવાદીઓ આ ચળવળની આગેવાની લેવામાં નિષ્ફળ નીવડ્યા. વાસીલેવ બધું પતી ગયા પછી આવ્યો. તે વખતે તો દમન પૂર જોશમાં ચાલતું હતું.

પોટેમકીનનો બનાવ ક્રાંતિનાં વહેણ કેવાં વહેતાં હતાં તેનું સૂચન કરે છે. પ્રજાએ ક્રાંતિ પોકારી હતી. લશ્કર અને ખલાસીઓ હાલી ઊઠ્યા હતા, સરકાર ભયભીત સ્થિતિમાં હતી. પરંતુ પ્રજાને દોરનારા ચોક્કસ ઉદ્દેશોવાળા આગેવાનો નહોતા. આખરે સરકારના સંજોગો સુધર્યા ને પ્રજા ઉપર દમનનો કોરડો સખ્ત રીતે વીંઝાઈ રહ્યો ને ક્રાંતિને દાબી દીધી.

સોશિયલ ડેમોક્રેટિક પક્ષના તડાં હજી સંધાયાં નહોતાં. કાગળ ઉપર બન્ને એક હતા પરંતુ કાર્ય કરતી વખતે બન્ને જુદા પડતા. મેન્શેવિકોને મજૂરો ક્રાંતિની આગેવાની લઈ શકે એ વાતમાં વિશ્વાસ નહોતો. તેઓ તો આ ક્રાંતિને મૂડીવાદી પ્રજાસત્તાક (બૂર્ઝવા ડેમોક્રેટિક) ગણતા હોવાથી તેની આગેવાની બૂર્ઝવાવર્ગના હાથમાં હોવી જોઈએ તેમ માનતા હતા. લેનિનનું દૃષ્ટિબિંદુ એવું હતું કે આવી ક્રાંતિથી મજૂર ખેડૂતની સરમુખત્યારી સ્થાપી શકાય. બોલ્શેવિકો એ વખતે નબળી સ્થિતિમાં હતા. તેમના ઘણાખરા આગેવાનો જેલમાં હતા કે બહાર પરદેશમાં હતા; આમ છતાં તેમનું જોર વધતું હતું. એપ્રિલ માસની અંદર પક્ષની પરિષદ લંડનમાં જ મળી. આ વખતે બોલ્શેવિકો જ જોરમાં હતા. મેન્શેવિકોએ પોતાના પ્રતિનિધિઓ મોકલવાની ના પાડી. આ પરિષદમાં અગત્યના પ્રશ્નો—જેવા કે ઝારશાહી સામે સશસ્ત્ર બળવો, કામચલાઉ ક્રાંતિકારી સરકારમાં પક્ષનો સહકાર અને પક્ષનું સંગઠન—ચર્ચાયા. કામચલાઉ સરકારમાં આપણી ભાગીદારી ન હોવી જોઈએ એવું મેન્શેવિકોનું કહેવું હતું, જ્યારે

લેનિનનું એમ કહેવું હતું કે આવી સરકારમાં ભાગ લેવો જોઈએ, કારણ કે મજૂરો પોતાના હાથમાં સત્તા લેવા જેટલા સબળ હજી બન્યા નથી અને તેથી ખેડૂતોના પ્રશ્નનો ઉકેલ કામચલાઉ સરકારની સાથે રહીને કરવો. પહેલા બે મુદ્દા ઉપર લેનિનને બહુમતિએ ટેકો આપ્યો. પરંતુ ત્રીજા મુદ્દા ઉપર સંગઠનના મુદ્દા ઉપર તેની હાર થઈ. પક્ષમાં મોટે ભાગે ક્રાંતિકારી બુદ્ધિમાનો જ હતા. લેનિનની એવી માગણી હતી કે આ બંધારણ એવી રીતે ફેરવવું જોઈએ જેથી તેમાં મજૂરવર્ગની બહુમતિ રહે. મજૂરો જો ક્રાંતિની આગેવાની લેવાના હોય તો તેમને એ રીતે જવાબદાર રહેતાં શીખવાડવું જોઈએ."

રશિયામાં ક્રાંતિનાં બળો આગળ વધતાં હતાં એમ તેને લાગ્યું. તે રશિયા જવા આતુર થઈ ગયો હતો. તેણે રશિયાની સમિતિઓ ઉપર કાગળો લખવા માંડ્યા ને પોતાને માટે વ્યવસ્થા કરવાનું સૂચવ્યું. તે નવા બળોની વચ્ચે જઈ રાચવા ઝંખી રહ્યો હતો.

આખરે પોતાના બિરાદરો સાથે ક્રાંતિના મોખરે ઊભા રહેવાનો, તેના જીવનધ્યેયના એકમાત્ર લક્ષ્યને નજરોનજર નીરખવાનો પ્રસંગ આવી ગયો.

સમાજવાદીઓ આ ચળવળની આગેવાની લેવામાં નિષ્ફળ નીવડ્યા. વાસીલેવ બધું પતી ગયા પછી આવ્યો. તે વખતે તો દમન પૂર જોશમાં ચાલતું હતું.

પોટેમકીનનો બનાવ ક્રાંતિનાં વહેણ કેવાં વહેતાં હતાં તેનું સૂચન કરે છે. પ્રજાએ ક્રાંતિ પોકારી હતી. લશ્કર અને ખલાસીઓ હાલી ઊઠ્યા હતા, સરકાર ભયભીત સ્થિતિમાં હતી. પરંતુ પ્રજાને દોરનારા ચોક્કસ ઉદ્દેશોવાળા આગેવાનો નહોતા. આખરે સરકારના સંજોગો સુધર્યા ને પ્રજા ઉપર દમનનો કોરડો સખ્ત રીતે વીંઝાઈ રહ્યો ને ક્રાંતિને દાબી દીધી.

સોશિયલ ડેમોક્રેટિક પક્ષના તડાં હજી સંધાયાં નહોતાં. કાગળ ઉપર બન્ને એક હતા પરંતુ કાર્ય કરતી વખતે બન્ને જુદા પડતા. મેન્શેવિકોને મજૂરો ક્રાંતિની આગેવાની લઈ શકે એ વાતમાં વિશ્વાસ નહોતો. તેઓ તો આ ક્રાંતિને મૂડીવાદી પ્રજાસત્તાક (બૂર્ઝવા ડેમોક્રેટિક) ગણતા હોવાથી તેની આગેવાની બૂર્ઝવાવર્ગના હાથમાં હોવી જોઈએ તેમ માનતા હતા. લેનિનનું દૃષ્ટિબિંદુ એવું હતું કે આવી ક્રાંતિથી મજૂર ખેડૂતની સરમુખત્યારી સ્થાપી શકાય. બોલ્શેવિકો એ વખતે નબળી સ્થિતિમાં હતા. તેમના ઘણાખરા આગેવાનો જેલમાં હતા કે બહાર પરદેશમાં હતા; આમ છતાં તેમનું જોર વધતું હતું. એપ્રિલ માસની અંદર પક્ષની પરિષદ લંડનમાં જ મળી. આ વખતે બોલ્શેવિકો જ જોરમાં હતા. મેન્શેવિકોએ પોતાના પ્રતિનિધિઓ મોકલવાની ના પાડી. આ પરિષદમાં અગત્યના પ્રશ્નો—જેવા કે ઝારશાહી સામે સશસ્ત્ર બળવો, કામચલાઉ ક્રાંતિકારી સરકારમાં પક્ષનો સહકાર અને પક્ષનું સંગઠન—ચર્ચાયા. કામચલાઉ સરકારમાં આપણી ભાગીદારી ન હોવી જોઈએ એવું મેન્શેવિકોનું કહેવું હતું, જ્યારે

આમ, અંધારી રાતોમાં છુપાયેલો તેમના અસંતોષનો અગ્નિ વધતો જ ચાલ્યો. તેની પ્રચંડ જ્વાળાઓ આકાશને છાઈ દેવા લાગી ને રાતનો ઘોર ઘંટારવ એથી પણ વધુ કઠોર બનતો ચાલ્યો. જાણે ખેડૂતો સમગ્ર કાયદો પોતાને હાથ લઈ રહ્યા હતા !

આ જ્વાલાઓ બુઝાવવા ઝારના હુકમો નીકળે છે. પ્રજાના બંડને દાબી દેવા હથિયારબંધ ટુકડીઓ છૂટે છે. એક બે પ્રાંતોમાં તેનો વિરોધ થાય છે. અને તેની સજારૂપે ઘોડાઓના ડાબલાઓ સાથે માણસોનાં નિર્જીવ મૂડદાંઓ અથડાતાં હોય છે. ગામના ગામ ઉજ્જડ બનાવી દેવામાં આવે છે.

પરંતુ પ્રજાના બળવાને પરિણામે ઝારને કેટલીક છૂટછાટો મૂકવી પડે છે. યુનિવર્સિટીઓને સ્વાયત્તતા મળે છે. વિદ્યાર્થીઓ બધી સભાઓ ત્યાં જ ભરે છે. જુદાં જુદાં મંડળો પોલીસની દખલગીરી ન થાય ત્યાં સભાઓ યોજે છે. સરકારી પ્રતિબંધનો અનાદર કરી છૂપાં છાપાંઓ નીકળે છે.

નવેમ્બરની શરૂઆતમાં લેનિન જીનીવાથી ઊપડ્યો. અઢારમી તારીખે તે પિટર્સબર્ગમાં આવી પહોંચ્યો.

ચળવળ જ્યારે જોશ પકડતી હતી તે સમયમાં જ તે ત્યાં આવી પહોંચ્યો હતો. પિટર્સબર્ગ, મૉસ્કો અને બીજા મોટા શહેરોમાં સામાન્ય હડતાળ ઑક્ટોબરથી શરૂ થઈ ચૂકી હતી. ભઠિયારાઓ, વકીલો, વિદ્યાર્થીઓ અને સર્વે કારખાનાંના મજૂરોએ તેમાં ભાગ લીધો હતો. હડતાલની દોરવણી બધા ય મજૂરોની ચૂંટેલી એક સમિતિના હાથમાં હતી. આવી સમિતિઓ પાછળથી "સોવિયેટો" નામે પ્રસિદ્ધ થઈ. ઑક્ટોબરની ૧૭ મી તારીખે ઝારે નવું બંધારણ આપવાનું વચન આપતો એક ખરીતો બહાર પાડ્યો. પરંતુ આ ખરીતા મુજબ વર્તવાનો તેનો વિચાર ઓછો જ હતો ? એ

## [૯] અસંતોષનો અગ્નિ

પૂર્વના પ્રદેશમાં જાપાન સાથેના વિગ્રહમાં રશિયાની હાર ઉપર હાર થયે જતી હતી ને તે વખતે જ પોર્ટસ્માઉથમાં શરમજનક સંદેશાઓની શરૂઆત થઈ. રશિયામાં ઠેરઠેર બંડો થતા હતા ને હડતાળો પડતી હતી. ખેડૂતોની હડતાળો સામાન્ય થઈ ગઈ હતી. રશિયન ખેડૂત! બુદ્ધિમાનો મૂર્ખો કહી જેનો તિરસ્કાર કરતા હતા તે હવે જાગ્યો હતો. અંધારી રાતનો ઘોર ઘંટારવ વિસ્તીર્ણ ખેતરો ઉપર દૂર દૂર પથરાઈ જતો ત્યારે તેમાં અસંતોષનો આર્તધ્વનિ ઊઠતો હોય તેમ લાગતું હતું. જ્યાંત્યાં ખેડૂતોની ટોળીઓ જામતી હતી ને તેમાં થોડાક જૂના માજી સિપાઈઓ ભળતા અને સહુ એકઠા થઈ જમીનદારના ઘર ભણી કૂચ કરતા; લાગ સાધી તેનું ઘર તોડી નાંખતા, તેનો પાક લૂંટી લેતા, તેના નોકરોને રજા આપી દેતા. જમીનદારને સજારૂપે પીટતા પણ ખરા. તેનું ખૂન ભાગ્યે જ કરવામાં આવતું. ને એ બધું બરાબર યોજનાપૂર્વક થતું.

હોય છે. બંનેને શાહીવાદ—મૂડીવાદ શોષતો હોય છે. એની સામે વિરોધ કરવા માટે બંનેને કદમ તાલ મેળવવા જ પડે છે.

એક બાજુ સૈનિક-મજૂર-ખેડૂત એ શોષિત વર્ગો એકતા સાધે છે; બીજી બાજુ પડતી ઈમારત અટકાવવા પોતાની સત્તા જમાવવા મૂડીદારો અને શાહીવાદીઓ હાથમાં હાથ મેળવે છે. પોતાના દોસ્ત ઝારને મદદ કરવા માટે કૈસર લશ્કરને સજ્જ રાખવાના હુકમ છોડે છે. પરંતુ શાહીવાદ-મૂડીવાદ જેમ એકતા સાધે છે તેમ તેમના સામા દળમાં પણ એક જ દેશના કિસાન-કામદારો નથી હોતા. ઑસ્ટ્રિયામાં પુખ્ત વયના લોકો માટે સાર્વત્રિક મતાધિકાર મેળવવા સારુ હડતાલ પડે છે; બધા દેશોમાં રાજ્યસત્તાઓ પોતાને ત્યાં વ્યાપી રહેલી અશાંતિને લીધે સળવળી ઊઠેલી હોય છે. "દોસ્તો ! તમારી લડતમાં તમે એકલા નથી," લેનિન રશિયાના મજૂર-ખેડૂતને ઉદ્દેશીને લખે છે: "અને જો તમે રશિયાના જુલ્મગાર પોલીસો, જમીનદારો તથા મૂડીદારોને ઉખેડી નાખવામાં સફળ થશો તો તમારો એ વિજય જગતમાં રાજ્ય કરી રહેલા મૂડીવાદી જુલ્મગારો સામેના વિજયની નિશાની રૂપ બની રહેશે. આ વિજય માત્ર રાજકીય નહિ હોય પરંતુ જનતાને ગરીબાઈમાંથી મુક્ત કરી સમાજવાદને પંથે લઈ જનાર તથા પીડિતોને આર્થિક સ્વતંત્રતા બક્ષનાર હશે." જો ઝારની મદદે કૈસરનું લશ્કર હતું તો લેનિન પાસે તેનાથી વિશાળ મજૂર-ખેડૂતોનું સૈન્ય હતું.

આવ્યા પછી તુરત જ જુદા નામ નીચે, દાઢી બોડાવી નાંખીને લેનિન નવેંબરની ૨૭મી તારીખે પિટર્સબર્ગની સોવિયેટમાં આવ્યો. મજૂરોએ આઠ કલાકના દિવસની માગણી કરી હતી ને માલિકોએ કારખાનાંઓ બંધ કરી તેનો જવાબ આપ્યો હતો.

તો લોકોને છેતરવાની એક યુક્તિ જ હતી. મંચુરિયાથી લશ્કર પાછું આવી જાય તે માટે વાટ જોઈને ઝાર બેઠો હતો. હડતાળ ચાલુ હતી. સશસ્ત્ર બળવાના દિવસો નજીક આવતા હતા. આજ અરસામાં અર્નેસ્ટ બોમેન નામના એક પીઢ બોલ્શેવિક નેતાને મુક્તિ મળી. છૂટીને તે ઘેર આવતો હતો ત્યાં રસ્તામાં જ પોલીસના અમલદારોએ તેને ઠાર કર્યો. હજારો માણસોએ તેમની સ્મશાનયાત્રામાં ભાગ લીધો. તેની કબર આગળ ઊભી તેની વિધવાએ સશસ્ત્ર ક્રાંતિ માટે હાકલ કરી. લેનિને આ ખૂન ઉપર કડક ટીકા કરી:—

"આ બધી કહેવાતી સ્વતંત્રતાનો શો અર્થ ?"

ને સાચે જ એ સ્વતંત્રતાનો કશો અર્થ નહોતો. એ વાત લોકો પણ સમજવા લાગ્યા હતા. લશ્કરમાંથી નાસી જનારાની સંખ્યામાં રોજ ને રોજ વધારો થવા લાગ્યો. સેબાસ્ટોપોલ અને ક્રોન્સ્ટેડના ખલાસીઓમાં બળવો ફાટી નીકળ્યો. પરંતુ આ રશિયન ક્રાંતિને સાચું નેતૃત્વ આપનાર તે વખતે કોઈ નહોતું.

૧૯૦૫ના નવેમ્બર માસમાં રશિયાની આવી સ્થિતિમાં લેનિન રશિયામાં આવી પહોંચે છે. તેની સૂક્ષ્મ વ્યવહારુ ને વેધક દૃષ્ટિ બધે પહોંચી વળે છે. પક્ષ મૂંઝાઈ ગયો હોય છે. ને વર્તમાનપત્રો ગમે તેવા અહેવાલો છાપી લોકોમાં ચિત્રવિચિત્ર ખ્યાલો ઉત્પન્ન કરે છે. ક્રોન્સ્ટેડની ક્રાંતિ દફનાઇ જાય છે. સેબાસ્ટોપોલના બળવાની પણ એ જ દશા થાય તે પહેલાં લેનિન હાથમાં લગામ લઈ લે છે. તે પક્ષના તથા વર્તમાનપત્રોના સંબંધમાં આવે છે. પિટર્સબર્ગ તથા મોસ્કોમાં અશાંતિ હોય છે. પૂર્વ તરફથી સમાચાર આવે છે કે પાછા ફરતા સૈનિકો મજૂરો સાથે દોસ્તી બાંધતા બાંધતા ચાલ્યા આવે છે. મજૂરો અને સૈનિકો બન્ને સાથે જ

હોય છે. બંનેને શાહીવાદ—મૂડીવાદ શોષતો હોય છે. એની સામે વિરોધ કરવા માટે બંનેને કદમ તાલ મેળવવા જ પડે છે.

એક બાજુ સૈનિક–મજૂર–ખેડૂત એ શોષિત વર્ગો એકતા સાધે છે; બીજી બાજુ પડતી ઈમારત અટકાવવા પોતાની સત્તા જમાવવા મૂડીદારો અને શાહીવાદીઓ હાથમાં હાથ મેળવે છે. પોતાના દોસ્ત ઝારને મદદ કરવા માટે કૈસર લશ્કરને સજ્જ રાખવાના હુકમ છોડે છે. પરંતુ શાહીવાદ–મૂડીવાદ જેમ એકતા સાધે છે તેમ તેમના સામા દળમાં પણ એક જ દેશના કિસાન–કામદારો નથી હોતા. ઓસ્ટ્રિયામાં પુખ્ત વયના લોકો માટે સાર્વત્રિક મતાધિકાર મેળવવા સારુ હડતાલ પડે છે; બધા દેશોમાં રાજ્યસત્તાઓ પોતાને ત્યાં વ્યાપી રહેલી અશાંતિને લીધે સળવળી ઊઠેલી હોય છે. "દોસ્તો! તમારી લડતમાં તમે એકલા નથી," લેનિન રશિયાના મજૂર–ખેડૂતને ઉદ્દેશીને લખે છે: "અને જો તમે રશિયાના જુલ્મગાર પોલીસો, જમીનદારો તથા મૂડીદારોને ઉખેડી નાખવામાં સફળ થશો તો તમારો એ વિજય જગતમાં રાજ્ય કરી રહેલા મૂડીવાદી જુલ્મગારો સામેના વિજયની નિશાની રૂપ બની રહેશે. આ વિજય માત્ર રાજકીય નહિ હોય પરંતુ જનતાને ગરીબાઈમાંથી મુક્ત કરી સમાજવાદને પંથે લઈ જનાર તથા પીડિતોને આર્થિક સ્વતંત્રતા બક્ષનાર હશે." જો ઝારની મદદે કૈસરનું લશ્કર હતું તો લેનિન પાસે તેનાથી વિશાળ મજૂર–ખેડૂતોનું સૈન્ય હતું.

આવ્યા પછી તુરત જ જુદા નામ નીચે, દાઢી બોડાવી નાંખીને લેનિન નવેંબરની ૨૭મી તારીખે પિટર્સબર્ગની સોવિયેટમાં આવ્યો. મજૂરોએ આઠ કલાકના દિવસની માગણી કરી હતી ને માલિકોએ કારખાનાંઓ બંધ કરી તેનો જવાબ આપ્યો હતો.

મધ્યમવર્ગના લોકોએ ક્રાંતિનો ત્યાગ કરી મજૂરો સામે પગલાં લેવાનું શરૂ કર્યું. લેનિને આના જવાબરૂપ રશિયાભરમાં સામાન્ય હડતાલ પાડવાની સૂચના કરી. તેની આ સૂચના સ્વીકારાઈ ખરી પણ અમલમાં ન આવી. પિટર્સબર્ગમાં પક્ષનું નેતૃત્વ નિર્બળ હતું એટલે જેમ ચાલતું હતું તેમ ચાલ્યા કર્યું.

આખા પક્ષે ક્રાંતિને માટે તૈયારી કરવા માંડી હતી પરંતુ એ તક ચાલી ગઈ હતી. જ્યારે મજૂરો અને ખેડૂતોને સાચું દિશા-સૂચન જોઈતું હતું ત્યારે તે મળ્યું જ નહિ. બંદરો ઉપર ખલાસીઓએ બળવો કર્યો હતો, શહેરોમાં પણ વારંવાર હડતાલ પડતી થઈ હતી ને સૈનિકોમાં અસંતોષ વધતો જતો હતો ત્યારે સામાન્ય હડતાલ પડાવવાની ખૂબ જરૂર હતી, અને તે દ્વારા જ સત્તાનાં સર્વ સાધનો હાથ થઈ શકયાં હોત. સરકારી દમનનો આ એક જ જવાબ હતો ને તે આપવામાં ન આવ્યો. પક્ષ નિર્બળ હતો ને તે સાથે તેમાં પડેલાં તડાં આ ક્રાંતિને જુદી જુદી રીતે વાળતા હતા. મેન્શેવિકો રશિયાની પરિસ્થિતિ જાણ્યા સમજ્યા વગર તેને માર્કસના સિદ્ધાંતો લગાડતા હતા. બીજા દેશોમાં ક્રાંતિનો વિકાસ ખીલેલી ઉદ્યોગાવસ્થામાં થયો હતો, પરંતુ મજૂરો નિર્બળ હતા. તેમનો સંગઠિત પક્ષ નહોતો એટલે પોતાની માગણીઓ નક્કી કરવાનું તેમને માટે શકય નહોતું. ત્યાંનો મૂડીદાર વર્ગ ધીમે ધીમે સંગઠિત થતો ગયો ને તેમણે પોતાના ઉદ્દેશ માટે મજૂરો તથા ખેડૂતોની ચળવળની સરદારી લઈ ઉપરછલી નામની ક્રાંતિ કરાવી લીધી. રશિયામાં પરિસ્થિતિ જુદી હતી. ૧૯૦૫માં યંત્રયુગ થોડો ઘણો આવી ગયો હતો. મજૂરવર્ગ નાનો હોવા છતાં વર્ગવિગ્રહને ધોરણે સંગઠિત થયેલો હતો. અત્યાર સુધીમાં મૂડીવાદ સામે તે અનેકવાર ઝગડી ચૂકયો

હતો. તેનો પોતાનો પક્ષ હતો, પોતાની માગણીઓ હતી. રશિયન મૂડીદાર વર્ગ ક્રાંતિની લગામ લઈ સત્તા પોતાના હાથમાં રાખી શકે તેટલો શક્તિવાન નહોતો. શાહીવાદી સરકાર ઉપર તે નભતો હતો. મજૂર–ખેડૂતની ક્રાંતિકારી લડતોથી તે વધુ ભયભીત બન્યો હતો. જાપાનને હાથે મળેલી હારથી આ ક્રાંતિને વેગ મળ્યો હતો. આવી પરિસ્થિતિમાં મજૂરવર્ગે ક્રાંતિની સરદારી લઈ લેવી જોઈતી હતી. પોતાની સાથે ખેડૂતો તથા પીડિત વર્ગને લઈ ઝારશાહીને ઉથલાવી નાખવી જોઈતી હતી. મેન્શેવિકોનું એવું કહેવું હતું કે રશિયન ક્રાંતિ એ મૂડીવાદી ક્રાંતિ હોવાથી તેની સરદારી બૂર્ઝવા (મૂડીદાર) વર્ગ જ લઈ શકે એટલે તેમાં મજૂરવર્ગ નેતાપદે રહી શકે જ નહિ. ખેડૂતવર્ગને પણ પણ બૂર્ઝવાના હાથમાં સોંપી દેવો જોઈએ. મજૂરવર્ગનું કામ માત્ર વિરોધ પક્ષ તરીકે જ રહેવાનું હોઈ શકે. આ માન્યતા ૧૯૦૫ની ક્રાંતિ માટે ભયકારક હતી કારણ કે તેમાં પરિસ્થિતિની સાચી સમજ ન હોવાથી ક્રાંતિને બીજાં બળોના હાથમાં સોંપી દેવાની વાત સ્પષ્ટ હતી. લેનિને આ માન્યતાનો સખત વિરોધ કર્યો પરંતુ ઘણું મોડું થઈ ગયું હતું. ક્રાંતિની પરિસ્થિતિ ક્યારની યે ચાલી ગઈ હતી.

ક્રાંતિ કેવી રીતે થવી જોઈએ, તેમાં કઈ કઈ રીતો અખત્યાર કરવી જોઈએ તે વિષે આ ગાળામાં લેનિને સ્પષ્ટતાપૂર્વક લખ્યું છે. તે માટેની વિગતવાર સૂચનાઓ પણ તે કરતો. પિટર્સબર્ગની યુદ્ધસમિતિને તેણે લખ્યું હતું: “યુવાનો પાસે પહોંચી જાવ. દરેક સામે મજૂરો તથા વિદ્યાર્થીઓની લડાયક ટુકડીઓ ઊભી કરો. આવી ટુકડીઓમાં બે કરતાં ગમે તેટલાં વધારે માણસો હોઈ શકે. પરંતુ તેમણે બીજા પાસેથી મદદની ભાગ્યે જ આશા

રાખવી અને પોતાનું કામ જાતે જ આગળ ધપાવવું. તેમની પાસે મશીનગનો ને લડાયક ગાડીઓ હોવી જ જોઈએ એવું કાંઈ નહિ. સાધનો અનેક પ્રકારના હોઈ શકે. રાઈફલો, રિવોલ્વરો બોમ્બ, ચપ્પુ, લાકડીઓ, ધાસલેટ છાંટેલાં ચીંથરાં, દોરડાં, દોરડાંવાળી સીડીઓ, અંતરાયો ઊભા કરવા માટે લાકડાના ટુકડાઓ, કાંટાવાળા તાર, ઘોડેસ્વારો ઉપર ફેંકવા માટે ખીલાઓ, વગેરે...ટુકડીઓ આજુબાજુના લોકોમાંથી જ બનાવી લેવી જોઈએ જેથી તેઓ વારંવાર મળી ચર્ચા કરી શકે તથા નવા નવા ઉપાયો અજમાવી શકે. તેમને યોગ્ય નિશાનીઓ શીખવાડી રાત્રે શું કરવું તેની પણ સૂચના આપી દેવી જોઈએ. સોએ નવાણું ટકા તમારે ધ્યાનમાં રાખવાનું કે તમારા પર અચાનક હુમલો થશે ને તમારે ઘણી મુશ્કેલીઓનો સામનો કરવો પડશે. હથિયારો વિના પણ આ ટુકડીઓ ઘણું કરી શકે. હડતાલિયા મજૂરો ઉપર જ્યારે પોલીસો હુમલો કરતા હોય, ઘોડેસ્વારો તેમને વિખેરી નાખવા સોટીઓ કે ગોળી ચલાવતા હોય, મજૂરોને કેદ કરીને લઈ જતા હોય, ત્યારે મજૂરોની અંદરઅંદરની આવી ટુકડીઓ જુદાજુદા ઉપાયો લઈ શકે. પોલીસો થોડા હોય ત્યારે તેમના ઉપર હુમલો કરી તેમના હથિયારો કબજે કરી લેવા ને તેમની પાસેથી કેદીઓને છોડાવી લાવવા. વધારે સંખ્યામાં હોય તો આજુબાજુના લત્તામાં ભરાઈ જઈ લશ્કર ઉપર પથરાઓ ફેંકવા, છાપરા ઉપર ચઢી જઈ નળિયાંઓનો મારો ચલાવવો, ઉપરથી ઊકળતું પાણી રેડવું. ટુકડીઓને એ રીતની કેળવણી મળવી જોઈએ. સરકારી મકાનોના નકશા બનાવી તે કેમ કબજે કરવા તેની સમજ આપવી જોઈએ. પોલીસો સાથે વારંવાર અથડામણમાં આવી કેવી રીતે હુમલો કરવો જોઈએ તે શીખી

લેવું જોઈએ. બધાય માણસો—વૃદ્ધો, સ્ત્રીઓ, યુવાનો, બાળકો, અશક્તો—બધાય આમાં એક યા બીજી રીતે ભાગ લઈ શકે છે. જે મદદ કરવા ઇચ્છતા હોય તે બધા માટે કામ પડ્યું છે.” સૌને અંતે લેનિન સૌથી મહાન મુદ્દા પર આવે છેઃ “આમાં કશી ઢીલ કરવી જોઈએ નહિ, વિચારોમાં અસ્થિરતા ન રાખવી જોઈએ નહિતર ક્રાંતિ લાંબો વખત નહિ ટકી શકે. દૃઢ નિશ્ચય, પ્રચંડ શક્તિ, જનસમુહની લાગણી જગાડવાની પ્રત્યેક તકનો ઉપયોગ. આ લાગણીનો ચોક્કસ અને નક્કી કરેલા કાર્યો માટે ઉપયોગ કરવાની દરેક ક્રાંતિકારીની આ પ્રથમ ફરજ છે.”

મોસ્કો, પિટર્સબર્ગ અને બીજા અનેક શહેરોમાં થયેલા બળવાઓને સરકારે દાબી દીધા. મોસ્કોમાં હથિયારબંધ લશ્કરની મદદની સાથે પણ હડતાલ કચડવાનું ભારે પડી ગયું. ૨૦૦૦ માણસો વ્યવસ્થિત રીતે જૂનાં બુઠ્ઠાં હથિયારો વડે લશ્કર સામે કેટલાય દિવસો સુધી લડ્યા. ક્રાંતિ નિષ્ફળ નીવડી છતાં લેનિન પકડાવામાંથી બચવા માટે સંતાતો છુપાતો બે વર્ષ રશિયામાં રહ્યો. તે પિટર્સબર્ગ અને ફિન્લેન્ડના ગામડાંઓમાં ઘૂમ્યા કરતો. તે કોઈ કોઈ વાર મોસ્કો પણ જઈ આવતો. ફિન્લેન્ડમાં આખી પ્રજાએ બળવો કર્યો હતો ને આખા રશિયામાં એ જ જગ્યા એવી હતી કે જ્યાં પોલીસોનું બહુ ચાલતું નહિ. ત્યાં વારંવાર એકઠા મળી ચર્ચા કરવાનું શક્ય બનતું. મોસ્કોની હાર પછી પણ લેનિને આશા ગુમાવી નહોતી. તેને એમ લાગ્યું હતું કે વારંવાર હડતાલો પાડી થાકેલા મજૂરો આવતે વર્ષે પુનઃ બળ મેળવી નવું આક્રમણ કરશે અને ફરીથી ખેડૂતોનો અસંતોષ ફાટી નીકળશે. ૧૯૦૫ની ક્રાંતિ અંતે મળેલી ડુમા (ધારાસભા)માંથી કશું કામનું પરિણામ આવ્યું નહોતું. જમીનનો પ્રશ્ન હવામાં જ લટકતો

હતો. બોલ્શેવિકોની ખાનગી સમિતિઓ વિખરાઈ ગઈ હતી. એ દિવસોમાં પિટર્સબર્ગના રસ્તા ઉપર બગલમાં છત્રી નાખી સ્વચ્છ કપડાં પહેરેલો એક નાનો માણસ દેખાવા લાગ્યો. કેટલાક લોકોએ તેને કારકુન કે ગુમાસ્તો માન્યો હશે, ક્રાંતિકારી કદી નહિ. પરંતુ ખોટાખોટા નામ નીચે ફરતો આ માણસ જે વિગતો કાર્યકર્તાઓ પાસેથી માંગતો, જે ઝીણવટથી તેમની ઉલટપાલટ તપાસ લેતો, તેમને જે નિશાનીઓ શીખવતો, કેવી રીતે હથિયારો ભેગા કરવા તે સમજાવતો તેથી તે તુરત ઓળખાતો.

ને જ્યારે તેને માટે ભારે તપાસ થતી ત્યારે તે ફિન્લૅન્ડમાં એકાદ સ્ટેશનની ટીકીટ લઈ રેલ્વે ગાડીમાં કોઈક ખૂણે બેસી ઊપડી જતો. દરિયા નજીક જંગલમાં એક સ્થળે તેણે રહેવાનું રાખ્યું હતું. ત્યાં દરરોજ એક માણસ છાપાંઓ ને અહેવાલો આપી જતો. પેલો માણસ ત્યાં બેસે એટલી વારમાં તે છાપાંઓ જોઈ લેતો અને બોલ્શેવિક પક્ષ માટે લેખ તૈયાર કરી આપતો અને જરાય અટક્યા વિના, લખ્યે જતો. આ સ્થળે તેને મળવા આવનારાઓમાં લશ્કરના કેટલાક બોલ્શેવિક નેતાઓ પણ હતા. કેટલાક મજૂરો ને શિક્ષિત વિદ્યાર્થીઓ હતા. બાકીના લશ્કરના સિપાઈઓ હતા. લેનિન તેમની પાસેથી બધી વિગતો જાણી લેતો. લશ્કરી શિક્ષણ માટેની ખાનગી શાળાઓ કેમ ચાલતી, લશ્કરી ટુકડીઓને બોમ્બગોળા બનાવતાં કેવી રીતે શીખવાડવી, રસ્તાઓ પર કેવી રીતે લડવું, એટલી જ બાબતો કહેવામાં તેને સંતોષ થતો નહિ પરંતુ તેની સર્વે ઝીણી વિગતોમાં તેને રસ પડતો. આ રીતે તે બધાની સરસ ઓળખાણ કરી શકતો. આથી તેની સાથે જે જે લોકો વાતો કરવા આવતા તેમનો તે વિશ્વાસ સંપાદન કરી શક્યો.

તેના આ નિવાસસ્થાને પત્રો ને કાગળિયાં લઈ કોઈક મજૂર પણ આવી ચઢે તો તેને પણ તે રસપૂર્વક બધી વાતો પૂછતો. જે કારખાનામાં તે કામ કરતો હોય ત્યાંની સ્થિતિ કેવી છે, પોલીસનો ત્રાસ કેવો છે, વગેરે બાબતો તેને પૂછે ને પોતે પણ જાતજાતની વાતો તેને સંભળાવતો, પેલો મજૂર એનો દોસ્ત થઈ જતો.

મજૂર ચળવળના વધતા જતા જુવાળમાં પક્ષના ભેદો વધુવાર ટકે તેમ નહોતું. મજૂરોમાં બોલ્શેવિકોની છાપ પડતી જતી હતી. મજૂરો પણ આ તડાં સંધાઈ જાય તેવું ઈચ્છતા હતા. ૧૯૦૬ના એપ્રિલ માસમાં બંને વિભાગો મળ્યા. મેન્શેવિકો આ વખતે બહુમતિમાં હતા. લેનિન હારી ગયો. સ્ટૅલિન આ પરિષદ વિષે લખે છે: “મેં પહેલી જ વાર લેનિનને પરાજીત સ્થિતિમાં જોયો, પણ પરાજય પછી નિરાશ ને રોતલ જેવા થઈ જતા નેતાઓ જેવો તે જરાય લાગતો નહોતો, ઊલટું આ પરાજયથી તેનામાં નૂતન શક્તિનો સંચાર થયો, આ શક્તિના દર્શનથી તેના અનુયાયીઓમાં પણ ભાવિ લડત માટે, ભાવિ વિજય માટે શ્રદ્ધા અને ધીરજ આવ્યાં. પ્રતિસ્પર્ધીઓ વિજયી જેવા જરાય લાગતા નહોતા કારણ કે લેનિનની મેન્શેવિઝમ ઉપરની કડક ટીકાથી તેઓ તદ્દન વીંધાઈ ગયા હતા. મને યાદ આવે છે કે તે વખતે બોલ્શેવિક પ્રતિનિધિઓ એક નાનું ટોળું બની લેનિનની આસપાસ વીંટાઈ વળ્યા, ને તેની સલાહ પૂછવા લાગ્યા. આ વાર્તાલાપમાં કોક પ્રતિનિધિમાં નિરાશાને નિરુત્સાહ જણાયાં. લેનિને તુરત કડક જવાબ વાળ્યો: ‘દોસ્તો! રડવાનું ન હોય. આપણે જીતવાના જ છીએ કારણ કે આપણે સાચા છીએ.’ રોતલ બુદ્ધિમાનો માટે તિરસ્કાર, પોતાની શક્તિમાં શ્રદ્ધા, વિજયમાં સંપૂર્ણ વિશ્વાસ—

આ વાતો લેનિન તે સમયે અમને કરતો." પરાજયથી તે કદી ડર્યો નથી. વિજયથી તે ગર્વિષ્ઠ બન્યો નથી. પહેલા ગુણને કારણે તેનામાં શ્રદ્ધા ધરાવનાર અનેક માણસોનું જૂથ તે જમાવી શક્યો. બીજા ગુણને કારણે તે શત્રુઓના બળની પારખ કરી પક્ષને આકસ્મિક મુશ્કેલીઓના ભયમાંથી બચાવી શક્યો.

૧૯૦૬ના ઉનાળામાં ઊભી થયેલી પરિસ્થિતિને જોતાં નવી ક્રાંતિ માટેની લેનિનની આગાહી સાચી પડશે એવું લાગવા માંડયું. ખેડૂતોના અસંતોષનો પડઘો ખલાસીઓના તોફાનમાં પાછો પડવા માંડ્યો. સેબાસ્ટોપોલ અને ક્રોન્સ્ટાડમાં રમખાણો ફાટી નીકળ્યાં. તુરત લેનિન ખલાસીઓને મળ્યો અને તેમના ટકાવ માટે પિટર્સબર્ગના મજૂરોની સામાન્ય હડતાલ પાડવા પ્રયત્નો કર્યા. પરંતુ તેમાં સફળતા ન મળી.

એ સમય આવવાને હજી વાર હતી. ઝારનાં તખ્ત હજી ડોલ્યાં નહોતાં. ૧૯૦૫ના ઉનાળામાં ૬૨ જીલ્લાઓમાં હડતાલો પડી હતી. ડિસેમ્બર સુધીમાં ૧૬૦ જીલ્લાઓમાં તેનો જુવાળ ફેલાઇ ગયો હતો. ખેડૂતોએ ઘણા જમીનદારોની જમીનનો પાક થોડેઘણે અંશે લૂંટ્યો હતો. પરંતુ લેનિન કહે છે તેમ કાર્ય સંપૂર્ણપણે પાર ઉતારવામાં ન આવ્યું. ઝારની સરકારે ગામડાંઓને છૂટા પાડી ત્યાંની ચળવળને કચેડી નાંખી. આ અરસામાં થોડાક નામમાત્રના બંધારણીય સુધારા મળ્યા, તેમાં ચૂંટાયેલા પ્રતિનિધિઓની 'ડુમા' મુખ્ય હતી. ઝારના પ્રતિનિધિઓ એમ માનતા હતા કે આ પ્રતિનિધિઓ ઝારશાહી માટે મત આપશે. પરંતુ થયું તેથી ઊલટું જ. સેન્ટ પિટર્સબર્ગમાં ઉદ્દામમતવાદી ખેડૂતો જ આવવા લાગ્યા અને તેમની માગણીઓમાં એક જ સૂર હતો: "જમીન! અમારે જમીન જોઈએ."

સ્ટોલિપિન તે વખતે પ્રધાન હતો. એ પહેલાં તે સારાટોવનો ગવર્નર હતો. ખેડૂતોના બંડ દરમ્યાન તેના જેટલા જોરથી કોઈએ તલવાર નહિ વીંઝી હોય. તેના જુલમની વાતો કાનોકાન પ્રસરવા લાગી. ત્યારે તેને પ્રધાનપદે સ્થાપ્યો. ઝાર—બીજો નિકોલસ તેની સુધારાની યોજના કદાચ નહિ સમજતો હોય પણ તેની અદાલતો વિષે બરોબર સમજતો હતો. ઉપલા વર્ગોએ આ નીમણૂકને આવકાર આપ્યો અને ખેડૂતોની માગણીના ઉત્તરમાં આ જ સમયે કાઉન્ટ મીલ્યુકોવે જાહેર કર્યું: “એક તસુમાત્ર જમીન અમે નહિ આપીએ. અમારા ખેતરમાંથી ઘઉંનો એક પણ દાણો નહિ મળે. ઘાસનું એક તણખલું પણ નહિ, અમારા જંગલમાંથી લાકડાનો એક કટકો પણ નહિ મળે.” ને જાણે આ ઉત્તરના પાલન માટે પોતાની નીમણૂક થઈ હોય તેમ સ્ટોલિપિને બીજી ડુમા વખતે જાહેર કર્યું: “ઉદ્દામવાદીઓ મંત્રીમંડળને કબજે કરવાની ધમકી આપે છે. પરંતુ અમે એમ કરવાના નથી.” તેણે નવા મતદાર મંડળો સ્થાપ્યાં. તેમાં ખેડૂતો, મજૂરો ને વિદ્યાર્થીઓને ભોગે મોટા જમીનદારો, ઉદ્યોગપતિઓ, મકાનમાલિકો તથા વેપારીઓને મતો આપવામાં આવ્યા. બધા પ્રાંતોના ગવર્નરો પર તેણે કહેણ મોકલ્યાં કે મતદાર પત્રકો તમારી ઈચ્છામાં આવે તેમ તૈયાર કરજો ને તે એવી રીતે બનાવજો કે સરકારને વફાદાર હોય એવા લોકો જ ચૂંટાઈ શકે.

બીજી અને ત્રીજી ડુમા વચ્ચેની રાત્રિઓ અતિ ભીષણ બની. આવી ભયંકર રાતો રશિયાએ કદી જોઈ નહોતી. સરમુખત્યારે પોતાની નીતિ જાહેર કરી: “દેશમાં વ્યવસ્થા સ્થાપ્યા પછી બંધારણીય સુધારા મળશે.”

અને આ વ્યવસ્થા એટલે? ૨૫૦૦૦ ખેડૂતોને પકડવામાં

આવ્યા. તેમના પર અમાનુષી અત્યાચારો થયા ને ઘણાને દેશપાર કરવામાં આવ્યા. હજારો પત્રકારો પર કામ ચલાવવામાં આવ્યું. કેટલાય છાપાંઓ બંધ કરવામાં આવ્યાં. ૩૫૦૦ માણસોને ફાંસીને માંચડે લટકાવવામાં આવ્યા! અને બચાવમાં ફરમાન કાઢવામાં આવ્યું કેઃ 'અત્યારે સૌથી પહેલી જરૂર પોતાના હાથમાં કાયદો લઈ લેવાની પ્રજાની વૃત્તિને જડમૂળથી ઉખેડી નાખવાની છે.' તે વખતથી ફાંસીના માંચડાઓ "સ્ટૉલિપિનની નેકટાઈ"ને નામે ઓળખાવા લાગ્યા. ને પ્રજાએ પણ તેનો ઉત્તર આપવા માંડ્યો. પહેલાં થોડાક જુવાનો જ ગોળીબાર કરતા. હવે તો ખેડૂતો ને મજૂરો પણ તે કરતાં શીખી ગયા. સામુદાયિક અત્યાચાર એ જનસમૂહનું હથિયાર બની ગયું. આ અરસામાં લગભગ ૩૦૦ અમલદારોનાં ખૂન થઈ ગયાં. સુવોરિન નામના એક પ્રકાશકે આ સમય માટે લખ્યું છેઃ 'પિટર્સબર્ગ છોડનાર દરેક વ્યકિત પહેલાં રિવૉલ્વર અને પછી ટિકિટ ખરીદે છે.'

લેનિન આ સમયે તેના મિત્રો સાથે ચર્ચામાં પડ્યો હતો. આ બૉલ્શેવિક મિત્રો સ્ટૉલિપિને ઊભી કરેલી ડુમાની ચૂંટણીમાં ન ઊભા રહેવું જોઈએ તેમ માનનારા હતાઃ "આપણે પહેલી અને બીજી પાર્લામેંટનો બહિષ્કાર કર્યો છે, તો હવે આપણે આ સંકુચિત મતાધિકારવાળી ડુમાનો સ્વીકાર ન કરવો." પરંતુ તે વખતની પરિસ્થિતિ હડતાલો અને બંડ કરવાની નહોતી તે લેનિન બરોબર સમજતો હતો. જ્યારે યુદ્ધ ચાલતું હોય, ચારે દિશાથી તેની જ્વાળાઓ ભભૂકી વળતી હોય ત્યારે યુદ્ધનાદ કરવાની આપણી મુખ્ય ફરજ છે. પરંતુ જ્યાં યુદ્ધ જ ન હોય ત્યાં યુદ્ધનાદનો શો અર્થ છે? એમ તો, બૉલ્શેવિઝમનો અર્થ બહિષ્કારવાદ થશે." લેનિન સિદ્ધાંતોમાં પ્રથમની જેમ જ અવિચળ હતો. પરંતુ સાથે પરિસ્થિતિને

અનુકૂળ ફેરફારો નીતિરીતિમાં થવા જ જોઈએ એવું તે માનતો હતો. ક્રાંતિ નિષ્ફળ નીવડી હતી. દમન પૂરજોસમાં ચાલતું હતું ને તેમાં પક્ષની પ્રતિષ્ઠા ઘટે તેવો સંભવ હતો, એટલું જ નહિ પરંતુ તેને માટે કાર્ય કરવાનું મુશ્કેલ બન્યું હતું. તેવે વખતે ક્રાંતિનાં સૂત્રો ઉચ્ચારવાનો કશો અર્થ ન હતો. ૧૯૦૭ના ઑગસ્ટ માસમાં તેણે લખ્યું: " સમયાનુસાર ક્રાંતિકારી ભાગ ભજવી જનારે શબ્દોના ઉચ્ચારથી છેતરાઈ જવાની જરૂર નથી. અત્યારે જે સમયમાંથી આપણે પસાર થઈ રહ્યા છીએ, અત્યારે જ્યારે ક્રાંતિ થાક ખાવા થંભી છે, ત્યારે આપણી ફરજ નવી ક્રાંતિની તૈયારી કરવાની છે. તે શરૂ થાય ને થવી જોઈએ તે માટે ક્રાંતિના સમયમાં જ જે સૂત્રોથી ખાસ અર્થ સરતો હોય તેવાંનો ઉપયોગ અત્યારે અસ્થાને છે."

આ પરિસ્થિતિનો સ્વીકાર તેણે એ વર્ષમાં મેળવેલા અનુભવ ઉપરથી કર્યો હતો. આ ગાળામાં પ્રત્યેક દિવસ તેને નવો અનુભવ આપતો હતો ને એટલે જ ડુમાની ચૂંટણીમાં ઊભા રહેવાની તેણે પક્ષને સલાહ આપી. ડુમામાં જવાથી ક્રાંતિ નથી આવવાની તે વિષે તેને પોતાને લેશમાત્ર સંદેહ ન હતો. " ડુમામાં ભાષણ કર્યે ક્રાંતિ આવવાની નથી; પરંતુ આપણા પરાજયના પરિણામે અત્યારના પ્રત્યાઘાતી મોજાંએ આપણી સ્થિતિ વિષમ બનાવી દીધી છે, અને હજી પણ આપણને પાછળ ધકેલ્યા જ કરશે."

તો પછી ૧૯૦૫ની ક્રાંતિનો, પ્રજાના ભોગનો કશો અર્થ નહોતો રહ્યો ? લેનિનને આ દૃષ્ટિબિંદુ કબૂલ નહોતું. લેનિન માનતો કે સ્ટૉલિપિનના " સુધારા " ક્રાંતિને પરિણામે જ આવ્યા હતા. તેના સુધારાને કારણે મૂડીવાદના વિકાસને ટેકો મળ્યો હતો. પુરાણી રજવાડી પદ્ધતિને સ્ટૉલિપિન નાશ કરવા

માગતો હતો, પરંતુ જમીનદારો પાસેથી જ્યાં સુધી જમીન આંચકી લેવામાં ન આવે ત્યાં સુધી એ શક્ય નહોતું. સ્ટોલિપિન આમ કરવા નહોતો ઇચ્છતો પરંતુ જમીનદારી તોડી નાખવાના અધકચરા પ્રયત્નોમાંથી પૈસાદાર ખેડૂત વર્ગ ઊભો થયો. ઉદ્યોગ પણ આગળ ધપવા લાગ્યો. પરંતુ આ વિકાસ સાથે ખેડૂતોનો મોટો ભાગ વધારે ગરીબ બનતો જતો હતો. મજૂરોની સ્થિતિમાં કશો સુધારો થતો નહોતો અને તે સાથે બધી સત્તા ઝારના અને તેના મળતિયાઓના હાથમાં રહી હતી. પ્રજાથી આ નગ્ન સ્વરૂપ બહુવાર છૂપું રહી શકે તેમ નહોતું.

૧૯૦૫ની ક્રાંતિ તો ટ્રૉટ્સ્કી કહે છે તેમ, ૧૯૧૭ માટેની તૈયારી હતી. નૂતન રશિયાના સર્જનની હારમાળામાં એક મણકા રૂપે હતી.

## [ ૧૦ ] પ્રત્યાઘાત અને મંથન

સેંટ પિટર્સબર્ગ પાસે ફિન્લૅન્ડમાં વધુવાર રહેવાનું લેનિન માટે સરળ નહોતું. ધરપકડથી બચવાનું, પોલીસોના જાસુસોથી દૂર રહેવાનું કામ તેને માટે વધુ ને વધુ કઠીન બનતું જતું હતું. સેંટ્રલ કમિટીએ નિર્ણય કર્યો કે લેનિને ફરીથી રશિયાનો ત્યાગ કરી પરદેશ ચાલ્યા જવું. તેને સ્વિટઝર્લૅન્ડમાં એક ગેરકાયદેસર વર્તમાનપત્ર કાઢવાનું કાર્ય સોંપાયું.

દેશવટો ? અખંડ વરસ્યે જતા વરસાદની માફક નિરાશામાં ફેલાતી જતી બીજી દુનિયા ?

સ્ટૉકહોમ જવા માટેની તક શોધતો તે ગામડામાં રહે છે. પોલીસોની દેખરેખ સખ્ત હોય છે. અંધારી રાત્રે બરફ ઓળંગી ટાપુ ઉપર જઈ સ્ટીમર પકડવાનું કામ વિકટ છે. શિયાળો એટલો બધો સખ્ત નથી. બરફ હજી પૂરેપૂરો બંધાયો નથી. આખરે એ માછીમારો તેને લઈ જવાની હા ભણે છે. અંધારી રાત્રે તૂટતા બરફ વચ્ચે થઈને લેનિન અને કુપ્સ્કાયા હિમસાગરનાં બાળ જેવાં

આગળ વધે છે. સાથે પેલા માછીમારો છે. બરફ ઉપરથી એક સ્થળે પગ લપસે છે. "મરવાનો આ રસ્તો પણ કેવો મૂર્ખાઈ ભર્યો છે!" લેનિન ક્રુપ્સ્કાયાને કહે છે. બંને જણાં મહા મુશીબતે પગ ટેકવે છે.

મુસાફરી સફળ થાય છે. પરાજય ને દમનના દેશથી દૂર જતાં જતાં આ પરાજિત છતાં વિજયની આશા સેવતા ક્રાંતિકારના વિચારોમાં વિષાદની છાયા હોય છે. બે દારૂડિયા માછીમારો સાથે લગભગ મૃત્યુને ખોળે સૂવા તૈયારી કરી ગભરાતા, કંપતા સરકયે જવું! બે વર્ષની ચાલુ લડત પછી પુનઃ પાછા દેશવટા તરફ પ્રયાણ કરવું! દશ વર્ષ પહેલાં ઝારના દમનથી નાસતાં તેને દીલગીરી નહોતી થઈ; ત્યારે તેણે આનંદથી મુસાફરી કરી હતી. દેશની મુક્તિની યોજનાઓથી તેનું મન સભર હતું. અને આજે એ બધો શ્રમ પુનઃ ઉઠાવવો પડશે! બે વર્ષ પહેલાનાં ભવ્ય સ્વપ્નાંઓનો અંત આવો કરુણ હતો? પરંતુ આ વિષાદની પાછળ ક્રાંતિ અને વિજયની દૃઢ ભાવના હતી—તેર વર્ષ પછી એ જ બરફ ઉપર થઈને ઝારના સામ્રાજ્યના છેલ્લા અવશેષ રૂપ ક્રોન્સ્ટાડને છેદવા જતું લશ્કર કૂચકદમ કરવાનું હતું!

બોલ્શેવિક પક્ષનું મુખપત્ર "ધિ પ્રોલિટેરિયન" (મઝદૂર)નું કાર્યાલય બહાર ખસેડવાનું હતું. આ માટે ત્રણ મિત્રો તેની સાથે હતા. ધીમે ધીમે જીનીવા તરફ તે વળ્યો. વચ્ચે સ્ટોકહોમ અને બર્લિન ઊતર્યો. ક્રુપ્સ્કાયાને તેણે કહ્યું: "કબરમાં દટાવા જતાં હોઈએ તેમ લાગે છે." જીનીવા આવ્યા પછી તેણે પોતાની બહેનને લખ્યું: "કેટલાક દિવસથી આ શાપભૂમિ પર આવી વસ્યા છીએ. તદ્દન નકામી જગ્યા! શું થઈ શકે?"

લેનિનને ખૂબ આરામની જરૂર હતી. તેના અને તેના મિત્રોના

લખાણો હજારો રશિયનોને આનંદ કે ભયરૂપ બનતા હતા એ દિવસો હવે નહોતા. લાખ લાખ નકલો વહેંચાવાના દિવસો વહી ગયા હતા. ભૂતકાળ એ જાણે નાશ પામેલા પુસ્તકનું એક ભુલાઈ ગયેલું પ્રકરણ બની ગયો હતો.

પરંતુ, લેનિનમાંથી કાર્ય કરવાની શક્તિનો લોપ થયો નહોતો. તેણે આવીને તુરત જ ગોર્કીને પોતાના વર્તમાનપત્રને દેશમાં દાખલ કરાવવા મદદ કરવા લખ્યું: "કોઈ પણ ઉપાયે આપણે રશિયામાં વહાણો મોકલનાર મંડળના મંત્રી સાથે પરિચયમાં આવવું જોઈએ. કયા બંદરોથી ક્યાં વહાણો જવાના છે તેની તપાસ કરી લેવી જોઈએ. આપણે નિયમિત ટપાલ વ્યવહાર શરૂ કરવો જોઈએ."

પરંતુ રશિયામાં પ્રત્યાઘાતનું મોજું ફરી ગયું હતું. પક્ષના સારા સારા માણસો જેલમાં હતા. કેટલાક તો મૃત્યુશરણ થયા હતા. બધી છૂપી જગ્યાઓ દમનના પૂરમાં તણાઈ ગઈ હતી. દોસ્તો અને લડતમાં સહાનુભૂતિ દર્શાવનારા મિત્રો સુદ્ધાં "આ સમય નથી" કહી માથું હલાવતા. ક્રાંતિ પહેલાં અને ક્રાંતિ વખતે શરાફો નાણાં પૂરાં પાડતા, ઊંચા વર્ગની સ્ત્રીઓ ગેરકાયદેસર લખાણો પોતાની પાઉડરબૅગમાં છુપાવી રાખતી, અને અંધારામાં પણ દેશનિકાલીઓની વાત સાંભળવા મળતી. સરકારી નોકરો બળવાખોરોને પોતાના ઘરમાં આશ્રય આપતા. ને વિદ્યાર્થીઓ પોતાને ભાગ્યવાન માનતા. અને હવે? મદદનું ચિહ્ન પણ જણાતું નથી. આ કાળાં વાદળને રૂપેરી રેખા પણ રહી નથી? અંધારામાં આશાકિરણ પણ રહ્યાં નથી?

લેનિન પૂછ્યે જતો હતો: "એવો કોઈ સત્તાધીશ અમલદાર મળી શકે તેમ નથી, એવો કોઈ પ્રતિષ્ઠિત ગૃહસ્થ મળી શકે એમ

નથી, જેને આપણે મહિને પચાસ રુબલ આપી કામ કરાવી શકીએ? આપણે કોઈ પ્રતિષ્ઠિત ગૃહસ્થોના પરિચયમાં નથી રહ્યા...તેમાં જ આપણી મુશ્કેલીઓ છે.”

સાચી વાત તો એ હતી કે આ ચળવળના સ્થંભરૂપ બની રહેનારા થોડાક બુદ્ધિમાનો વિહ્‌વલચિત્ત બની ગયા હતા. તે હવે પૂછતા હતાઃ “આપણાં સ્વપ્નોનો આટલો જ અર્થ?” દાકતરો, લેખકો, છાપાંવાળાઓ, વિદ્યાર્થીઓ, સરકારી નોકરો બધા જ એમ માનતા હતા કે આવી ક્રાંતિકારી ચળવળ તરફ જરાતરા સમભાવ દર્શાવ્યો એટલે તેમને અંતરની શાંતિ માટેનું કાયમનું સાધન મળી જશે. લાગણીથી દોરાઈને ક્રાંતિમાં પડેલો આવો યુવક વર્ગ ક્રાંતિના વહેણ થંભી જતાં મૂંઝાઈને પાછો પડે છે ને વધારે ગમગીન બનતાં, જે આદર્શ પ્રત્યે તેનો ભાવ હોય છે, જેમાં તે પડચો હોય છે તેને જ તે ગાળો દેતો થઈ જાય છે; અગર તેમાં ચાલુ ન રહી શકવાની પોતાની અશક્તિનો ખોટી રીતે બચાવ કરવાનો પ્રયાસ કરે છે. ક્રાંતિથી તેના સુંવાળા અંગત જીવનની સુંદરતા ઉપર કડક પ્રહારો થયા છે. તેની ભ્રમણા હવે તૂટી ગઈ છે. રંગો બદલાઈ ગયા છે. જે આકર્ષણોની પહેલાં તેઓ મશ્કરી કરતા તેના તરફ જ તેઓ વળ્યા છે. કેટલાકને સુંદર લગ્નજીવનનાં સ્વપ્નાં આવે છે ને તેમાં તેઓ પોતાનાં છોકરાંઓ સાથે ગેલ કરતા ને “કેદી” કે “બિરાદર” એ શબ્દોને બદલે “બાપુ” “મોટાભાઈ” એવા લાડકા શબ્દો સાંભળવા ઝંખે છે. કેટલાકને તો ઉકેલ સામાન્ય લાગે છે અને ક્રાંતિને બદલે લગ્ન-જીવનના ને ધર્મના પ્રશ્નો જ તેઓ ચર્ચતા થઈ ગયા છે. એ જાતના સંબંધો પણ મોટા પ્રમાણમાં થવા લાગ્યા છે. આઘાત પ્રત્યાઘાતનો નિયમ સ્પષ્ટ તરી આવે છે. જૂના પંથે ઘણાય પાછા

વળી ગયા છે, ફરી ક્રાંતિનું નામ સાંભળવા માગતા નથી. "બુદ્ધિજીવી અને લાગણીથી દોરાયેલો વર્ગ ક્રાંતિનો પક્ષ છોડતો જાય છે. ફક્ત સાચા શ્રમજીવીઓ જ તેમાં રહ્યા છે અને પૈસા મેળવવાનું કાર્ય પણ કઠણ થઈ પડ્યું છે" એમ લેનિન લંડનમાં વસતા રોથેસ્ટીનને લખી નાખે છે. ૧૯૩૦ ને ૧૯૩૨ની હિંદની ચળવળો પછી યુવાન વર્ગની સ્થિતિ આ દશાનો પૂરેપૂરો ખ્યાલ આપવા બસ નથી શું?

આવા સમયમાં લેનિને હિંમતનો ત્યાગ કર્યો નહોતો. ઊલટી તેની ઇચ્છાશક્તિ પ્રબળ બની. તેની માન્યતાઓ વધુ દૃઢ થઈ. ક્રાંતિમાં મળેલી નિષ્ફળતાને કારણે તેના નિકટના મિત્રોએ પણ તેના પર દોષારોપણ કરવા માંડ્યું. લેનિને આવા એક મિત્રને અભિમાન સાથે લખ્યુંઃ "એવા પ્રસંગો કેટલીકવાર આવે છે, જ્યારે અમુક કારણોસર જનસમૂહ યુદ્ધક્ષેત્રનો ત્યાગ કરે છે અને જે સરદાર પોતાના કાર્યોનો બચાવ કરી શકતો નથી તે એકલો પડી જાય છે. ધ્વજની પવિત્રતાના રક્ષણ માટે એકલા જ ઊભા રહેવાના પ્રસંગો પણ આવે છે." નિરાશા તો લેનિનના લોહીમાં જ નથી. તે ગોર્કીને તેના નિરાશાવાદ માટે ઠપકો આપતાં લખે છેઃ "જીવન તમારે માટે ખિન્ન થઈ ગયું લાગે છે. તમે મજૂર-ચળવળ એવા દૃષ્ટિબિંદુથી, એવા સંજોગોમાં નીરખી છે કે ઘણાય બુદ્ધિમાનોની જેમ મજૂરચળવળમાં તમને બહુ ઓછી શ્રદ્ધા રહે.

"પરંતુ, આવા પ્રસંગોથી આમ ખિન્ન બની જવું તમને ન શોભે. એવા કેટલાય પ્રસંગો ઊભા થાય છે. જ્યારે મજૂર-ચળવળના આંદોલનોમાંથી જ આ જાતના વિખવાદો ને ટંટાઓ, ગાળાગાળી ને અંદર અંદરના કલેશ, જુદા જુદા પક્ષોના ઝગડાઓ ઊભા થાય જ. આવું થાય છે તેનું કારણ એ નથી કે સમાજવાદમાં

ક્ષતિઓ રહેલી છે. પરંતુ જે તત્ત્વોમાંથી મજૂર પક્ષે બળ મેળવવાનું છે તે અપરિમિત ચઢતીઊતરતી સંસ્કાર અને અણઘડતાની શ્રેણીઓથી ભરપૂર છે.

"આ પક્ષ ગમે તે રીતે બળ મેળવશે જ. રશિયામાં ક્રાંતિકારી સમાજવાદનું સર્જન થવાનું જ અને અત્યારના દેશનિકાલીની દૃષ્ટિએ જણાય છે તે કરતાં જલદીથી તે થશે એ પણ ચોક્કસ છે."

આ જ સમયમાં લેનિનને મળવા જનાર શાપાવાલોવ લખે છે: "લેનિન બાંયો ઊંચી ચઢાવીને, છાતી કાઢીને ગમે તેવો ઘા ઝીલવા તત્પર હોય તેમ ઓરડીમાં આંટા મારતો, તેની બાંય નીચે જણાતા હાથના સ્નાયુઓ હું નીરખી રહેતો. તેની ચાલવાની ને બોલવાની રીત પણ જોતો. તેના શબ્દોમાં તેની વજ્ર જેવી ઇચ્છાશક્તિના પડઘા પડતા." ક્રાંતિના નેતા થવાની લાયકાત આ રીતે જ સિદ્ધ થાય છે. ગમે તેવા વાવાઝોડામાં ને પરાજયના સમયમાં આદર્શ જાળવી રાખી કામ આગળ ધપાવવા પ્રયત્નશીલ રહેવાની તેની શક્તિ આ વર્ષોમાં જ ઘડાઈ. આવી શક્તિને કારણે તે અનેક આક્ષેપો સહન કરી શકતો, અનેક પ્રકારની વિટંબણાઓ વેઠી શકતો.

પૈસાની સખ્ત તાણ હતી. તેની સ્થિતિ તો કાંઈક ઠીક હતી. પરંતુ બીજા દેશનિકાલીઓ લગભગ ભૂખે મરતા હતા. ચોરી કરીને પૈસા મેળવવા જેવી સ્થિતિ આવી ગઈ હતી. પક્ષને તોડી નાખવાના, લોકોને ઊંધે માર્ગે દોરવવાના વગેરે અનેક જાતના આક્ષેપો લેનિન ઉપર થઈ ચૂક્યા હતા તેમાં ચોરોના વકીલનો ખિતાબ ઉમેરાયો. લિટ્વીનોફ[૧૮] અને શેમાસ્કો પશ્ચિમ યુરોપમાં, ટિફ્લીસમાં લૂંટાયેલાં રુબલો (સિક્કાઓ) સાથે પકડાયા. આવી કફોડી સ્થિતિમાં કોઈપણ રીતે પક્ષ માટે પૈસા એકઠા કરવાની

જરૂર લેનિનને લાગી. ગોર્કીના કેપ્રી બોલાવવાના આમંત્રણના ઉત્તરમાં તેણે જણાવ્યું: "ત્યાં આવવા જેટલા પૈસા હું મેળવી શકીશ કે કેમ તે વિશે મને શંકા છે......પૈસા એકત્ર કરવાના કામમાં બધાયે પડી જ જવું જોઈએ." આ મુશ્કેલીના નિવારણ માટે થોડાક માસ પહેલાં લંડનમાં એક પરિષદ્ બોલાવવામાં આવી હતી, ને મિ. જોસેફ્ફેલ્ઝ નામના એક યહુદી ઉદ્યોગપતિ પાસેથી એક સારી લોન મેળવવામાં આવી. આ લોન ૧૯૦૮ માં પાછી વાળવાની હતી. પરંતુ તે સમયે એ શક્ય નહોતું. છેવટે ૧૯૨૩માં જ્યારે બોલ્શેવિકોની સત્તા સંપૂર્ણપણે જામી ગઈ ત્યારે તે વાળવામાં આવી હતી. ટ્રોટ્સ્કીએ એ વિષે લખ્યું છે કે: "ક્રાંતિ વ્યાજ સાથે પોતાનું દેવું ચૂકવે છે."

શરદની શરૂઆતમાં તે ક્રુપ્સ્કાયા સાથે પેરિસ ગયો. અહીં તેનો મુશ્કેલીઓવાળો સમય શરૂ થયો. તેમના ઘરમાં ફર્નિચર નામનું હતું. આમ છતાંય બીજાની સરખામણીમાં તેઓ ઠીક રીતે રહેતાં હતાં. પક્ષના એક માણસે તો ભૂખમરાથી ગાંડા થઈને નદીમાં પડી આપઘાત કર્યો હતો. બીજો એમને એમ મૃત્યુ શરણ થઈ ગયો હતો.

કામ પણ ઘણું પહોચતું. રશિયામાં પક્ષના આગેવાન માણસો જેલમાં સીધાવતા તેમની જગ્યાએ નવા માણસો ગોઠવવાનું, પક્ષમાં પડતા જતા અંદરના મતભેદો અટકાવવાનું, ચોપાનિયાં તૈયાર કરવાનું, વર્તમાનપત્રો ચલાવવાનું કામ ચાલુ જ હતું. આ સાથે તેણે તત્ત્વજ્ઞાન પર કાબૂ મેળવવાનું નક્કી કર્યું. આ મોહ તેણે લંડનની મુસાફરી કરી બ્રિટિશ મ્યુઝિયમમાં જઈ તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો ઉથલાવી નાખી પૂરો કર્યો.

આ જાતનો અભ્યાસ કરવાની એક રીતે તેને જરૂર પડી.

હતી કારણકે સામ્યવાદના તત્ત્વજ્ઞાન વિષે પક્ષમાં અનેક મતભેદો ઊઠ્યા હતા. રશિયામાં ‘ આઉટલાઇન્સ ઑફ ધિ ફિલોસોફી ઑફ માર્ક્સિઝમ ’ નામનું બૉગ્ડેનોવ,[૧૯] લ્યુનાચાર્સ્કી વગેરેના નિબંધોનું પુસ્તક બહાર પડ્યું હતું. આ નિબંધોનો ઉદ્દેશ વર્ગવિગ્રહની માન્યતા તથા માનવતાના વિકાસની પદાર્થવાદી માન્યતાને જુદી દૃષ્ટિએ અવલોકવાનો હતો. ૧૯૦૫ની ક્રાંતિ પછીનાં વર્ષો આ જાતના તુક્કાઓના હતા ને તેમાં અગમ્યવાદને ઊંચું સ્થાન મળ્યું હતું. આ નિબંધો પણ આવી અગમ્યતાથી ભરપૂર હતા. લેનિનને તત્ત્વજ્ઞાનનો શોખ તો હતો જ. સાઇબીરિયામાં તેણે તેનો અભ્યાસ કર્યો હતો. તે આ નિબંધોનું પુસ્તક વાંચી ચમકી ઊઠ્યો. આ જાતનું વલણ કોઇપણ રીતે માર્ક્સવાદી નહોતું. બૉગ્ડેનોવ સાથે કઈ જાતના મતભેદો હતા તે વિષે તેણે ગૉર્કીને લખ્યું: “ મેં આ પુસ્તકના બધા નિબંધો વાંચ્યા છે ને દરેક નિબંધે મને ઉશ્કેરી મૂક્યો છે. આ જાતના વિચારો ફેલાવનાર મંડળના એક સભ્ય તરીકે રહેવા કરતાં હું તદ્દન છૂટો રહેવાનું પસંદ કરું. ”

આ અરસામાં બૉલ્શેવિકોનું વર્તમાનપત્ર “ પ્રોલિટેરિયન ” (ફેબ્રુઆરી ૧૩,૧૯૦૮) બહાર પડી ગયું હતું ને લેનિન તથા બૉગ્ડેનોવ વચ્ચેના મતભેદો તીવ્ર બન્યા. તે વખત સુધી લેનિન એમ માનતો હતો કે રાજકીય માન્યતાથી તત્ત્વજ્ઞાનની આવી માન્યતાઓ જુદી રહી શકે ને જુદી રાખવી જોઇએ. પરંતુ હવે તેને લાગવા માંડ્યું કે માનવજાતનો વિકાસ કઈ રીતે થયો તે માટેના સાચા દૃષ્ટિબિંદુ સિવાય રાજકીય પક્ષ બંધાઈ શકે જ નહિ; એટલે તેનાથી વિરુદ્ધ હોય એવા તત્ત્વજ્ઞાનને પક્ષમાં સ્થાન જ ન હોઈ શકે. અને એથી એવા વલણ સામે સખ્ત જેહાદ

ચલાવવી જ જોઈએ. ૧૯૦૮માં તેણે "મટીરિયાલિઝમ એન્ડ એમ્પીરિયો ક્રિટીસિઝમ" (પદાર્થવાદ અને અગમ્યવાદ) નામનું તત્ત્વજ્ઞાનનું પુસ્તક પૂરું કર્યું.

જીનીવા કરતાં પૅરિસનું જીવન વધારે કપરું હતું. વારંવાર તે બોલી ઊઠતો: "કયા શેતાને આપણને પૅરિસ તરફ મોકલ્યા છે?" કામનો બોજો વધતો ને તે થાકી જતો. તેનું શરીર ફિક્કું ને માંદલું થઈ ગયું હતું. તેનું માથું વારંવાર દુ:ખવા આવતું, તેની સાસુ નિરાશાથી આ જોઈ રહે છે તે પોતાના એક સંબંધીને લખે છે: "આ જીવનથી તો તે પોતાને અને નાદ્યુશા (ક્રુપ્સ્કાયા)ને મારી નાખશે." કેટલીકવાર તો એ એટલો બધો થાકી જતો કે કલાકો સુધી પથારીમાં એમને એમ પડી રહેતો. આ કંટાળામાંથી આનંદ મેળવવાનો તેનો પ્રિય ઉપાય સાઈકલ ઉપર લાંબે સુધી ફરવા જવાનો કે પાસેના જંગલમાં જઈ લટાર મારવાનો કે દરિયા કિનારે જઈને થોડોક વખત રહેવાનો હતો. તે પોતાની માતાને લખે છે: "અમે અહીં વસ્યાં છીએ પરંતુ અમે અહીંનું સાચું જીવન બહુ થોડું જોઈ શક્યાં છીએ."

પૅરિસમાં આવ્યા પછી ડિસેમ્બરમાં પક્ષની પરિષદ મળી. ગરમાગરમ ચર્ચા થયા પછી સામાન્ય નીતિ અખત્યાર કરવાનું નક્કી થયું. આખા પક્ષના છાપાં તરીકે "સોશિયલ ડેમોક્રેટને ગણવાનું નક્કી થયું, તથા તેનું તંત્રીમંડળ નક્કી થયું. તેમાં એક જ મેન્શેવિક—માર્ટોવ હતો. વર્ષમાં તેના આઠ અંક પ્રસિદ્ધ થયા હતા. પરંતુ બૉલ્શેવિક પક્ષના અંદરના મતભેદો ઉગ્ર બનતા હતા. બૉગડેનોવના અનુયાયીઓ, જે ઓટઝોવિસ્ટના નામે ઓળખાતા, તેમનો વિરોધ વધતો જ જતો હતો. ફેબ્રુઆરીમાં ભંગાણ પડ્યું. લેનિન પર આની માઠી અસર થઈ, પરંતુ તે વિના છૂટકો જ

નહોતો. જૂન માસમાં "પ્રોલિટેરિયટ"ના તંત્રીમંડળની મોટી સભા બોલાવવામાં આવી. તેમાં ઓટઝોવિસ્ટ સામે ઠરાવો થયા. આ સભામાં કેપ્રીની નિશાળનો પ્રશ્ન છેડાયો હતો. બોગડેનોવ, એલેકિસન્સ્કી, ગોર્કી[20] અને લ્યુનાચાર્સ્કીએ મજૂરોએ કેળવવા માટે કેપ્રીમાં એક નિશાળ કાઢી હતી. ૧૯૦૫ની ક્રાંતિ પછી મજૂરોને આવી કેળવણીની જરૂર ખૂબ લાગી હતી. પરંતુ પક્ષની બધી વિગતોથી જે માહિતગાર હતા તેમને ખબર હતી કે આ નિશાળથી નવા મતભેદો ઊભા થશે. એટલે આ તંત્રીમંડળે આવા નવા મતભેદો ઊભા કરવા માટેની નિશાળને વખોડી કાઢનારો ઠરાવ કર્યો. બોગડેનોવે જાહેર કર્યું કે આ નિર્ણયને હું માન નહિ આપી શકું. તેને પક્ષમાંથી કાઢી મૂકવામાં આવ્યો. બોલ્શેવિક પક્ષમાં પડતું જતું ભંગાણ સંપૂર્ણ થયું. આ પછીના વર્ષે આ નિશાળના વિદ્યાર્થીઓએ લેનિનને પોતાને ત્યાં આવી ભાષણ આપવા જણાવ્યું પરંતુ તેણે ત્યાં જવાની સ્પષ્ટ ના પાડી. કેપ્રીની નિશાળમાં જ તડાં પડ્યાં. નવેમ્બરની શરૂઆતમાં આ નિશાળના વ્યવસ્થાપક આગળ પાંચ વિદ્યાર્થીઓએ પોતાને લેનિનના અનુયાયી તરીકે જાહેર કર્યા ને તેમને તુરતજ રુખસદ મળી. આ પાંચે વિદ્યાર્થીઓ લેનિનને મળ્યા. આ પાંચમાંનો એક વીલાનોવ તો સુંદર કાર્યકર પણ હતો. તેણે પોતાના કાર્ય વિષે લેનિનને વાતો કરી.

લેનિનના મગજમાં રશિયા જ મોટે ભાગે રમતું હતું છતાં તેણે ફ્રાંસની મજૂરચળવળનો સારો અભ્યાસ કર્યો. તે વખતે ફ્રાંસનો સમાજવાદી પક્ષ સંપૂર્ણ તકવાદી[21] હતો. ૧૯૦૯ના વસંતમાં ત્યાં ટપાલીઓની મોટી હડતાળ ફાટી નીકળેલી ને આખા શહેરમાં ભારે ઉશ્કેરણી ફેલાઈ રહેલી છતાં પક્ષ તેનાથી અલગ રહેલો. "આ કામ મજૂર સંઘોનું છે, અમારું નહિ," એમ પક્ષના નેતા

કહેતા. આર્થિક વિગ્રહોમાં પક્ષ ભાગ ન લે એમાં લેનિનને મૂર્ખાઈ જ લાગતી. લેનિને ચૂંટણીના જંગ ઉપર ખાસ ધ્યાન આપ્યું. આ જંગ તાત્કાલિક રાજકીય મતભેદો અને મુદ્દા ઉપર નહોતો. તેમાં અંગત વિરોધો ને ગાળાગાળી મુખ્ય હતાં. ભાગ્યે જ કોક સભા રસદાયક બનતી. બોલનારાઓ મંજૂરોની સભામાં કાંઈક બોલતા, જ્યારે શહેરની સભામાં બીજું જ બોલતા. ક્રુપ્સ્કાયા લખે છેઃ "આ ચૂંટણીની સભાઓમાં હાજરી આપ્યા પછી મૂડીદારોના પ્રજાસત્તાક રાજ્યમાં ચૂંટણી કેવી હોય છે તેનો સ્પષ્ટ ખ્યાલ અમને આવી શક્યો."

લેનિનને પરાંઓમાં ભજવાતાં નાટકો અને ત્યાં આવતા ગરીબ પ્રેક્ષક વર્ગને જોવામાં ઘણો રસ પડતો. મોરોક્કોના યુદ્ધમાં સૈનિકોને પડેલા દુઃખોનું એક નાટક જોવા તે ગયેલો. આ નાટકમાં એક સિપાહીને મોરોક્કો મોકલવામાં આવે છે ને તેની મા ને બહેન ગરીબાઈમાં જીવન ગુજારે છે. જે ઘરમાં આ બે જણ રહે છે તેનો માલિક એક શરતે વગર ભાડે આ બન્નેને રહેવા દેવાની અનુમતિ આપે છે, અને તે શરત એ કે, સિપાહીની બહેને તેની રખાત તરીકે રહેવું. આ પ્રસંગ ભજવાતાં "નીચ" "કૂતરો" આવા અવાજો તુરત પ્રેક્ષક વર્ગમાંથી આવે છે. સિપાહીને મોરોક્કોમાં કેટલાંય કષ્ટ વેઠવાં પડે છે તેનું વર્ણન પણ આવે છે. આખરે બળવો થાય છે ને "ઈન્ટરનેશનલ" (આંતરરાષ્ટ્રીય ક્રાંતિનું ગીત) સાથે નાટક ખતમ થાય છે. આ નાટકને શહેરમાં ભજવવાની મનાઈ હતી પરંતુ મજૂર લત્તાઓમાં તે ભજવાતું ને તેને ઉત્સાહ ભર્યો આવકાર મળતો. લેનિનને આવું નાટક જોવું ગમતું.

આ અરસામાં કાર્લ માર્ક્સના જમાઈ પોલ લાફાર્જ સાથેની તેની ઓળખાણ ગાઢ થઈ. બન્ને જણાએ તત્ત્વજ્ઞાન ઉપર ખૂબ

ચર્ચા કરી. લાફાર્જ અને તેની પત્ની લૌરાએ ૧૯૧૧માં સાથે જ આપઘાત કર્યો કારણકે વૃદ્ધાવસ્થાને કારણે લડત આગળ ચલાવવા તથા તેમાં ભાગ લેવા તેઓ અશક્ત થયાં હતાં.

૧૯૧૦માં મધ્યસ્થ સમિતિની મોટી સભા મળી. પક્ષમાં પ્રત્યાઘાતનું મોજું ફરી વળ્યું હતું. રશિયામાં પક્ષને ઓગાળી નાખનારાં "દેવાળિયાઓ" (લિક્વિડેટર્સ) ની અસર પ્રબળ બનતી જતી હતી. આ લોકો બંધારણીય કામમાં જ શ્રદ્ધા ધરાવતા હતા અને છૂપું ગેરકાયદેસર કામ બંધ કરાવવા માંગતા હતા. તેની અસર તોડી નાખવા માટે લેનિન અને તેના અનુયાયીઓ સખ્ત પ્રયત્નો કરતા. ૧૯૧૦નો આ ઝગડો પક્ષની હયાતી માટેનો જ ઝગડો હતો. પક્ષમાં બોલ્શેવિકો બહુમતિમાં આવશે અને આખો પક્ષ આખરે એ જ નીતિ અખત્યાર કરશે તે વિષે લેનિનને ખાત્રી હતી. તેની તે વખતે એવી ઇચ્છા હતી કે બોલ્શેવિકોનું દળ જુદું રહે ને એક જુદો પક્ષ જ સ્થાપે ને આગળ વધે. પરંતુ લેનિનના આ વિચારને ટેકો ન મળ્યો ને સમાધાનના ધોરણે આગળ વધવાના ઠરાવો થયા. બોલ્શેવિક દળનું મુખપત્ર "પ્રોલિટેરિયટ" બંધ કરી દેવામાં આવ્યું. તેનાં નાણાં પણ સોંપી દેવામાં આવ્યાં. વિચારોના અનેક મતભેદો જાગી નીકળ્યા હતા ને તેમાં એકતા સ્થાપવાનું કામ શરૂ થયું હતું. ૧૯૧૦માં મળેલી પક્ષની મધ્યસ્થ સમિતિની બેઠક પહેલાં આટલી ખરાબ સ્થિતિ કદાચ કદી નહિ થઈ હોય. લેનિનને આવી એકતામાં શ્રદ્ધા નહોતી. આ જાતના વિખવાદો માત્ર બાહ્ય હતા ને તેનો અંત આવી એકતાથી આવવાનો નહોતો. ગોર્કીને એક પત્રમાં તે આ વિષે લખે છે: "આ જાતની ઢીલાશમાં, ટંટા ને ગલીચ આક્ષેપોમાં જીવવું કપરું લાગે છે..... આવા ટંટા એ તો ગૌણ છે. તેનો નવદશાંશ ભાગ તો બહારના

દેશનિકાલીઓમાં જ છે. પક્ષની ઉન્નતિ, આપણી આખી ચળવળની ઉન્નતિની સાથે જ થાય છે. સોશિયલ ડેમોક્રેટિક પક્ષમાંથી તેના ભયાનક વિરોધીઓ, લિક્વિડેટરો તથા ઓટઝોવિસ્ટોને રુખસદ મળવાનું કાર્ય ધીમેધીમે આગળ વધવાનું જ; એકતાના ઓઠા નીચે આ કાર્યે ઘણી પ્રગતિ કરી છે. આટઆટલી વિટંબણાઓમાં તેની પ્રતિભા જરાય ઝાંખી નથી થતી. એકતા માત્ર કાગળ ઉપર જ રહી, ને લેનિન ઉપર કેટલાય હુમલાઓ થયા. બધાનો ઉત્તર તે ધીમેધીમે પણ મક્કમતાથી વાળતો ને કાર્યને આગળ ધપાવતો. દુઃખ સહન કરવામાં તે જરાય પાછો પડે તેમ નહોતો. ક્રાંતિ તેની રગેરગમાં વ્યાપી ગઈ હતી. ગોર્કીએ તેને વિષે લખ્યું છે: "આખા રશિયાભરમાં લેનિન જેવો બીજો એક માણસ મેં જોયો નથી જે અસંતોષ, દુઃખ તથા વેદનાને આટલી મક્કમતાથી અવગણતો હોય......મારા અભિપ્રાયે લેનિન આ બાબતમાં સૌથી મહાન હતો કારણકે તેનામાં એવી પ્રચંડ શ્રદ્ધા હતી કે દુઃખ એ જીવનનું આવશ્યક ને અનિવાર્ય અંગ છે પરંતુ તેને સહી લઈ ગળી જતાં આવડવું જોઈએ."

આ શ્રદ્ધા અને ભાવનાને કારણે આ જ વર્ષોમાં તેણે લખ્યું હતું: "માલિકોએ આપણો પૂરો લાભ ઉઠાવ્યો છે; અમલદારો પહેલાંની માફક સતાવી રહ્યા છે; પરંતુ ધીરજ રાખો. ૧૯૦૫નું પુનરાવર્તન થવાનું છે......થોભો ૧૯૦૫ ફરીથી આવશે જ. મજૂર આ પરિસ્થિતિ તરફ જુદી દૃષ્ટિએ જુવે છે. મજૂરો માટે આ લડતનું વર્ષ "શું કરવું જોઈએ" તેના પાઠ રૂપ છે. બુદ્ધિમાનો તથા પ્રત્યાઘાતી મધ્યમવર્ગ માટે આ વર્ષ "શું ન કરવું જોઈએ" તેના દાખલારૂપે ભલે હોય......પરંતુ મજૂરપક્ષ તો વિજયને પંથે કદમ માંડી જ રહ્યો છે."

# [૧૧] જીવન ફિલસૂફી

આ વર્ષોમાં લેનિને પક્ષના કામને આગળ ધપાવવા ઉપરાંત જીવનના બીજા અંગોનો પણ અભ્યાસ કર્યો ને આ વિષયમાં કઈ દૃષ્ટિએ જોવું જોઈએ તે વિષે સારો પ્રકાશ નાખ્યો. તેના ફિલસૂફી વિષેના પુસ્તક "મટીરિયાલિઝમ એન્ડ એમ્પીરીયો ક્રિટિસિઝમ"માં તેણે અત્યારના બુદ્ધિવાદીઓના વહેમોને લઈને ઊભા થતા અગમ્યવાદ અને એના ફિલસૂફીના જાળાંને સ્પષ્ટ રીતે ખુલ્લાં પાડ્યાં છે.

તે પોતાના દેશનો વિકાસ સાંગોપાંગ જોઈ શક્યો હતો. બીજા દેશોને મન રશિયા એટલે દુઃખ, વેદના, અનંત ધીરજ, સૌંદર્ય, સાહિત્ય ને સંગીતનો દેશ હતો. અનેક સ્ત્રીપુરુષો પોતાને ક્રાંતિકારી કહેવડાવતા; ને આખું જીવન કુરબાન કરનારા થોડા નહોતા. ટર્જીનેવ,[૨૨] ડોસ્ટોવસ્કી, ટૉલ્સ્ટોય, ચેખોવ, પુશ્કિન વગેરે લેખકોમાં માત્ર નિરાશાવાદ ઝબકે છે એવું નથી પરંતુ તે સાથે એક પ્રચંડ શક્તિના દર્શન થાય છે. રશિયા એ દેશ નથી પૂર્વનો કે નથી પશ્ચિમનો, એ દેશ છે સ્વપ્નાં ને મહત્ત્વાકાંક્ષાનો, દુર્ગુણનો અને દમનનો;

અધ્યાયની આ માન્યતા હતી. લેનિન આટલામાં જ રશિયાનું જીવન પૂરું થાય છે તેમ નહોતો માનતો. આ હકીકતો નીચે તેણે રશિયન સ્ત્રીપુરુષોના સાચા દુ:ખી જીવન જોયાં. અનંત ધીરજ ને બેહદ વેદનાને બદલે ઘર્ષણથી ચમકતાં નવાં બળોને તેમાંથી થતું નવી માનવતાનું ઉત્થાન તેણે પારખી લીધું. "પૂર્વનો નહિ ને પશ્ચિમનો નહિ" એવો આ દેશ નહોતો પરંતુ પશ્ચિમના મૂડીવાદના હથોડા નીચે બદલાતો જતો પૂર્વનો પછાત દેશ હતો.

ઊગતા જતા મૂડીવાદના પંજા નીચે ને અર્ધ-રજવાડી પદ્ધતિ નીચે શોષાતી જનતામાં ઊભા થયેલા નવા સંબંધોમાં તેને રશિયાનો સાચો ઈતિહાસ મળ્યો. રશિયાની અમુક ખાસિયતો હશે પરંતુ ત્યાં પણ બીજા દેશો જેવો જ વિકાસ થતો હતો ને તેમાંથી તે અલગ રહી શકે તેમ નહોતું.

૧૮૪૮નો[૨૩] પ્રશ્ન એ યુરોપના બીજા દેશોમાં મૂડીવાદના વિકાસનો પ્રશ્ન હતો. તેનો તોડ આણવાના બે ઉપાયો હતા. ખેડૂતોની હિલચાલ દ્વારા જમીનદારી પદ્ધતિનો નાશ કરવો અગર નેપોલિયન બોનાપાર્ટની સરમુખત્યારીની માફક ઉપરથી મૂડીવાદી પદ્ધતિ ઠોકી બેસાડી, જમીનદારીનો અંત આણવો. બીજો રસ્તો સામાન્ય રીતે લેવાયો; પરંતુ તે સાથે બીજો ભયંકર પ્રશ્ન ઊભો થયો અને તે મજૂર માલિકના ઝગડાનો. ૧૮૪૮નું વર્ષ નિષ્ફળ નીવડ્યું નહોતું. તેવું જ ૧૯૦૫નું વર્ષ રશિયા માટે કહી શકાય. ૧૯૦૫માં રશિયામાં મૂડીવાદના સ્વતંત્ર વિકાસના કોયડાનો ઉકેલ થયો. રશિયામાં આ કોયડો ખેડૂતો સાથે વધારે જોડાયેલો હતો તે ધ્યાનમાં લેવાવું જોઈએ કારણકે પ્રજાનો મોટો ભાગ રજવાડીશાહી પદ્ધતિ નીચે હતો ને રાજ્યપદ્ધતિ પણ એ જ પ્રકારની હતી. એટલે જ્યાંસુધી તે બદલાય નહિ ત્યાં સુધી મૂડીવાદનો વિકાસ થઈ શકે તેમ

નહોતું. આ વિકાસ નહિ પામી શકવાને કારણે જન્મથી જ પ્રજાનું નેતૃત્વ પોતાને વર્યું છે એમ માનનારા બુદ્ધિમાનો ૧૯૦૫ની લડતને નિષ્ફળ માનવા લાગ્યા. જનતાના દુઃખનો આરો આવવાનો જ નથી, તેની મુક્તિ સંભવી શકે જ નહિ એવા ખ્યાલોમાં આ વર્ગ વધુને વધુ સપડાવાં લાગ્યો.

એટલે જે આ આંતરિક અશાંતિ–નિર્બળતાનો–તોડ લાવી શકે અને તે સાથે સંતોષ પણ આપી શકે તેવા તત્ત્વજ્ઞાન તરફ એક વર્ગ વધુને વધુ આકર્ષાવા લાગ્યો. માર્ક્સવાદ જીવનની કઠોર વાસ્તવિકતા ઉપર, સંજોગોના પરિવર્તન ઉપર, ને તે માટેના વિગ્રહ ઉપર વધારે ભાર મૂકતો હોવાથી તેમાં જરાક સૌમ્યતા આણવાની, તેમાં થોડાક બુદ્ધિવાદી પરિવર્તનની જરૂર આ નવા વર્ગને લાગી. એટલે જેમ આજે વિગ્રહથી કંટાળેલા હિંદના બુદ્ધિવાદી યુવકો વિવેકાનંદ, અરવિંદ ઘોષ, એડીંગ્ટન કે બર્ટ્રાન્ડ રસેલ કે થીઓસોફી તરફ કાંઈક સંતોષ મેળવવા વળે છે તેમ લેનિનના કેટલાક સાથીદારો—બોગ્ડેનોવ, બગ્નરોવ અને લ્યુનાચાર્સ્કી—ઑસ્ટ્રિયન ફિલસૂફ મૅક તરફ વળ્યા. મૅક પુરુષ અને પ્રકૃતિ (આત્મા અને તત્ત્વ) દ્વૈતને બદલે આધ્યાત્મિક, અને ભૌતિક શક્તિના આધાર રૂપ અનુભવોના પ્રાથમિક તત્ત્વો તરીકે સંસ્કારો (સૅન્સેશન) ને સ્થાન આપી નવું તત્ત્વજ્ઞાન સર્જાવવા ઇચ્છતો હતો. ભૌતિક વસ્તુઓ નહિ પણ અણુઓ, અવાજ, દબાણ, અવકાશ, સમય (જેને આપણે સામાન્યતઃ સંસ્કારોને નામે સંબોધીએ છીએ) એ જ જગતના વાસ્તવિક તત્ત્વો છે” એવું મૅકે લખ્યું છે. બીજી બધી વસ્તુઓ આ સંસ્કારોમાંથી ઉદ્ભવે છે. મૅકનું આ તત્ત્વજ્ઞાન જુદા જુદા સ્વરૂપમાં આજે ઘણા દેશોમાં દેખાય છે.

મૅકના અનુયાયીઓમાં બોગ્ડેનોવનું મંડળ એવું સાબીત કરતું

કરતું હતું કે સત્ય એ માત્ર બુદ્ધિવાદનું એક સ્વરૂપ હોવાથી બાહ્ય વસ્તુ કદી ન હોઈ શકે; તેમણે તત્ત્વ વિષે પોતાના સિદ્ધાંતો આગળ કર્યા ને લાગણીઓ જ મુખ્ય વસ્તુ છે તેવું મનાવવા માંડયું. લ્યુનાચાર્સ્કી તો એથી પણ આગળ વધ્યો. તેણે તો મજૂર વર્ગની સત્તા પછી ઉદ્ભવતી સંસ્કૃતિમાંથી સર્જાતા નિરીશ્વર વાદી ઇશ્વરની કલ્પના કરી. આ જાતના તત્ત્વજ્ઞાનથી, પરલક્ષી 'બાહ્ય' સત્યના આ ઇન્કારથી, તેના ક્ષેત્રમાં માત્ર તકવાદ આવી જાય છે; સાચી હિંમત દર્શાવવાને બદલે ખોટો આત્મસંતોષ અને આત્મપ્રતારણા ઘૂસી જાય છે. લેનિનનું સ્પષ્ટ મગજ માર્કસવાદને નવો અર્થ બક્ષવાના આ પ્રયત્નને બરોબર જોઈ શકયું. તેણે તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરી આનો સજ્જડ ઉત્તર આપ્યો: "જો બાહ્ય સત્ય જેવી વસ્તુ ન હોઈ શકે, જો સત્ય (વિજ્ઞાન સમેત) એ માનવ અનુભવનું વ્યવસ્થિત સ્વરૂપ જ માત્ર હોય તો તેથી ધર્મના સિદ્ધાંતને આપણે સ્વીકારીએ છીએ, ધાર્મિક અખતરાઓ માટેના "વ્યવસ્થિત સ્વરૂપો" માટેના દરવાજા ઉઘાડી નાખીએ છીએ."

માર્કસ અને એંગલ્સે પ્રતિપાદન કરેલી વ્યાઘાતજન્ય પદાર્થવાદની[૨૪] (ડાએલેકિટકલ મટીરિયાલિઝમ) ભૂમિકા તેણે ફરીને સમજાવી, અને પદાર્થ વિશે ઊભા થયેલા નવા સિદ્ધાંતોને સમજાવવા તેનો ઉપયોગ કર્યો. આજ લગી વિજ્ઞાને ખૂબ પ્રગતિ કરી હતી, પણ તત્ત્વજ્ઞાનનો વિકાસ અધૂરો રહ્યો હોવાથી વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન વચ્ચે વિરોધાભાસ ચાલ્યો આવતો હતો; તેમાં ખાસ કરીને પ્રાકૃતિક વિજ્ઞાને સ્વભાવિક રીતે પદાર્થવાદી દૃષ્ટિબિંદુનો સ્વીકાર કર્યો હતો. વિજ્ઞાનના મૂળ કોયડાઓ હજી ઉકેલાયા વગરના હતા. ચેતના પદાર્થથી (વ્યકિત) અલગ છે, કે મનુષ્યની માનસિક ક્રિયાનું

પ્રતિબિંબ માત્ર છે? લેનિન તેનો સ્પષ્ટ ઉત્તર આપે છે. ભૌતિક પદાર્થ એ મૂળ વસ્તુ છે, અને તે સદા ગતિમાન છે. ' ચેતના, મન, લાગણી (સંસ્કારો) વ. આ ગતિમાન પદાર્થના અતિવિકસિત ગુણો અને પરિણામો છે. ' એટલે જેમ હેગલે બતાવ્યું હતું કે ચેતના એ મૂળ વસ્તુ છે. અને પદાર્થ એ માત્ર તેના પરિણામો છે તેનાથી તદ્દન ઊલટું અને વધારે સાચું તત્ત્વદર્શન માર્ક્સે બતાવ્યું અને લેનિને તેને પ્રતિસ્થાપિત કર્યું. તે કહે છે કે: "વાસ્તવિકતા, માણસની આગળપાછળ વીંટળાઈ વળેલી પરિસ્થિતિ અને તે વિશેની ઊંડી લાગણી એ બંને એક બીજાથી જુદા હોઈ ન શકે. લાગણી એ તો હંમેશા ગતિમાન પદાર્થની ક્રિયાનો એક ભાગ છે; તે મૂળ પદાર્થથી કદી અલગ કે તેનાથી પર અથવા સ્વતંત્ર ન રહી શકે. ગાંડાની ઈસ્પિતાલમાં રહેનાર, કે આદર્શવાદી ફિલસૂફ સિવાય, સામાન્ય સમજણવાળો કોઈ પણ માણસ આ નક્કર હકીકત સમજી શકશે."

આદર્શવાદ[૨૫] અને વ્યાઘાત જન્ય પદાર્થવાદના ભેદ ખુલ્લા અને સહેલાઈથી સમજી શકાય તેમ છે. પણ જ્યારે પદાર્થવાદને નામે આદર્શવાદનો કે તેમાં રહેલા અગમ્યવાદનો સાચી પદાર્થવાદી ફિલસૂફી તરીકે પ્રચાર થાય છે ત્યારે, લેનિનની કલમ વધારે તીખી બને છે, અને ફિલસૂફીની ચર્ચામાં પણ રાજકારણની માફક તે યુદ્ધ ખેડવા તત્પર થાય છે: ૧૯૦૫ ની ક્રાન્તિમાં હાર મળ્યા પછી રશિયન બુદ્ધિવાદીઓએ સવાળ રાજકીય વિચારસરણીને ઘટાવવા ફિલસૂફીને પણ નવો બુરખો ચઢાવ્યો. સાચી પોલિટેરિયન (મજૂર) વિચારસરણીનો વિરોધ તેમનાથી શકય ત્યારે જ બની શકે તેમ હતો જો તેઓ વ્યાઘાતજન્ય પદાર્થવાદના સિદ્ધાંતોને ફેંકી દે. આથી મૅકના વિચારોનો સ્વીકાર

ઘણાકોએ કર્યો, અને યુરોપમાં કેટલાક મવાળ સમાજવાદીઓ અને મૂડીદાર વર્ગના ઉદારમતવાદીઓએ પણ તેનો સ્વીકાર કર્યો. પદાર્થવાદી ફિલસૂફીને ઠેકાણે તેમણે ગણિતશાસ્ત્ર અને તેની જડ ગણતરીઓને જ્ઞાનના પાયા તરીકે સ્વીકાર્યાં. ગણિતમાં જ મૂળ તત્ત્વ જોનાર આ ફિલસૂફોએ (બર્ટ્રાન્ડ રસલ,[૨૬] એડિંગ્ટન વ.) પરિણામે ધર્મ અને આદર્શવાદના સિદ્ધાંતોને ટેકો આપ્યો. લેનિન કહેતો: "આ બધાઓ પદાર્થના નવાં સ્વરૂપો ખોળી કાઢી તે મારફતે કોઈ નવા અગમ્ય તત્ત્વનું પ્રતિપાદન કરવા મથે છે. વિજ્ઞાને પદાર્થના નવા આકારો, તેની ગતિના નવા સ્વરૂપો ખોળી કાઢ્યા છે, એ તો તદ્દન સામાન્ય સત્ય છે."

આ નવા તત્ત્વજ્ઞાનમાં સૌથી વધારે ભયંકર લક્ષણ તો એ હતું કે, તેથી ધર્મમાં પાછલે બારણે પેસી જવા રસ્તો ઉઘાડો બનતો. આવા લોકો અગમ્યવાદી, ઈશ્વરની શોધ કરનાર, કે 'ઈશ્વરને પેદા કરનારા' થઈ જતા; ગોર્કીએ પોતાના એક લેખમાં આ વસ્તુ ઉપર કડક ટીકા કરી છે; 'અત્યારે ઈશ્વરની શોધ છોડી દેવી જોઈએ. એ વસ્તુ નકામી છે. જેની હયાતી નથી તેની શોધ કેવી રીતે હોઈ શકે? ઈશ્વર માટે શોધ કરવાની હોતી નથી, તેને પેદા કરવો પડે છે."

ધર્મને તે માનવઆત્માને પરાધીન રાખનાર, વિચારનું વિકૃત અને જંગલી સ્વરૂપ લેખતો. પ્રાચીન કાળમાં માણસો ઈશ્વરમાં માનતા, કારણ કે તેઓ કુદરતના વિકરાળ સ્વરૂપોથી બીતા. અત્યારના આગળ વધેલા મૂડીવાદી જમાનામાં, ધર્મ એ માણસ ઉપરની કુદરતની સર્વોપરિતાના ચિહ્ન તરીકે નથી રહ્યો, પણ માણસ ઉપર માણસની જ આપખુદ સત્તાની નિશાની છે. "ધર્મ, એ તો આધ્યાત્મિકતાનો કેફ છે જેમાં મૂડીના ગુલામોએ પોતાની

માનવતાને ડુબાડી છે, અને સુભગ રીતે જીવવાની કોઈ પણ ઈચ્છાઓને બુઠ્ઠી બનાવી દીધી છે. આ વિસમી સદીમાં જ્યારે વિજ્ઞાને જ્ઞાનના અગોચર કિલ્લાઓ સર કર્યા છે, પદાર્થના જુદા જુદા આકારો શોધી નવાં સ્વરૂપો પેદા કર્યાં છે, ભૌતિક સૃષ્ટિ ઉપર પણ પહેલાં કરતાં અનેકગણો કાબૂ મેળવ્યો છે, ત્યારે પણ આધિભૌતિક તત્ત્વોમાં શ્રદ્ધા રાખનારા, અને વિજ્ઞાન તથા ધર્મ એક અને અભિન્ન છે એમ સમજાવી તેમાંથી સમન્વય શોધી કાઢવા મથતા ફિલસૂફોની વાત લેનિનને ભયંકર લાગતી. બુદ્ધિમાન માણસો જે કારણે ધર્મનો આશ્રય શોધે છે તેમાં માણસની પરાધીનતા કે પ્રતિભાહાની રહેલાં છે; ધર્મના અમુક સ્વરૂપોનો સ્વીકાર આના કરતાં ઓછો દયાજનક છે."

"આ કારણો માટે અગમ્યના ખૂણાઓ શોધવા જવું પડે તેમ નથી. આધુનિક સમાજ રચનામાં જ તેઓ રહેલાં છે. આજે ધર્મના મૂળિયાં સામાજિક છે. મજૂર જનતા ઉપરના દમનમાં, રોજ–બ–રોજ ને પ્રત્યેક કલાકે, યુદ્ધ કે ધરતીકંપ જેવા અપવાદરૂપ બનાવોને લીધે વેઠવા પડતાં દુઃખો કરતાંય વધુ ભયંકર દુઃખ દેનાર મૂડીવાદનાં આંધળાં બળો[૨૭] આગળની તેમની નિઃસહાયતામાં આજે ધર્મનાં મૂળ રહેલાં છે. ભયમાંથી દેવતાઓનું સર્જન થયું છે. મૂડીના આંધળાં બળનાં આંધળાં કાર્યકારણ લોકો જોઈ શકતાં નથી. ભય વર્તમાન ઈશ્વરને સર્જે છે. આ બળ જીવનના પ્રત્યેક પગલે મજૂર અને નાના વેપારી ઉપર 'આકસ્મિક' 'ઓચિંતાં' 'અણધાર્યાં' વિનાશ ને આફત વરસાવે છે ને આ ઝડીઓના પરિણામો ભીખ, ગરીબાઈ, વેશ્યાગીરી અને ભૂખમરાને લીધે થતાં મરણો લાવે છે."

પંદર વર્ષનો તે હતો ત્યારથી જ ધર્મનું આ ભયજનક સ્વરૂપ

સમજી શક્યો હતો. ત્યારથી જ તેણે ક્રોસ પહેરવાનું અને દેવળમાં જવાનું બંધ કર્યું હતું.

લેનિન માનતો કે સમાજવાદી સમાજરચનામાં ઉત્પાદન યોજનાબદ્ધ અને નિયંત્રિત બનવાથી વર્ગભેદ ધીમેધીમે નાબૂદ થતો જશે અને પછી વર્ગીય જાળામાંથી માણસોના મગજને મુક્તિ મળશે ને માનવતા પણ પુખ્ત વયે પહોંચશે.

ધર્મ એ વ્યક્તિગત શ્રદ્ધાની વસ્તુ હોવાથી તેને સામાજિક સંસ્થાઓ કે રાજ્ય સાથે કાંઈ લેવાદેવા નહિ રહે. ત્યારે ધાર્મિક માન્યતાઓ ઉપર જુલમ કરવાની જરૂર સ્વાભાવિક રીતે જ દૂર થશે. ધાર્મિક સંસ્થાઓ દરેક માણસના તે અંગેના વ્યક્તિગત આચાર-વિચારનું પરિણામ બનશે, જો કે આવા સંજોગોમાં ધર્મ જલ્દીથી મરી જશે એ વિશે તેને ખાત્રી હતી. ફ્રાન્સના વિખ્યાત લેખક આનાતોલ ફ્રાન્સે વિશાળ વર્ગવિહીન સમાજરચનામાં[૨૮] પોપનું એક અજાણ્યા કારીગર તરીકે જે આલેખન કર્યું છે તે વર્તમાન રશિયામાં ધર્મ જે દિશાએ જઈ રહ્યો છે તે ઉપરથી વાસ્તવિક લાગે છે.

સાહિત્ય ઉપરના તેના વિચારો પણ એટલા જ સ્પષ્ટ છે. તત્ત્વજ્ઞાન, ધર્મ, સાહિત્ય એ સર્વે જીવનમાંથી કાંઈક અર્થ ખોળવા કે એવો કાંઈક અર્થ છુપાવવા માટેના પ્રયાસો છે. લેનિનને મન ક્રાંતિ એટલે માત્ર રાજકીય પરિવર્તન નહિ પરંતુ સમાજના બધા વર્ગો વચ્ચેના સંબંધોમાં, જીવનની પ્રત્યેક શાખામાં પરિવર્તન. આ જ દૃષ્ટિબિંદુથી તે સાહિત્ય તરફ જોતો. જે લેખકો પરિવર્તનમાં માનતા, જેઓ આર્થિક અને આધ્યાત્મિક ધૂંસરીમાંથી પ્રજાને મુક્ત કરવાના પ્રયાસો કરતા તે લેખકો તેને ગમતા ને તેમનાં લખાણો તે વારંવાર વાંચતો. રશિયાના લેખકોમાં હર્ઝન, પીસારેવ, ચરનિશેવસ્કી, પુશ્કિન, નેક્રાસોવ, ટોલ્સ્ટોય, ચેખોવ, ગોર્કી અને

યુરોપિયન લેખકોમાં ઝોલા, હોપ્ટમેન અને વરહેરેન તેને ગમતા. લગભગ બધાય દેશોનાં પ્રખ્યાત પુસ્તકો તેણે વાંચ્યાં હતાં.

ટૉલ્સ્ટૉય તેને ખૂબ ગમતો. લેનિન પોતાના દેશને ખૂબ ચાહતો. રશિયાની નદીઓ, જંગલો ને પર્વતો તેના લોહીમાં પ્રસરી ગયા હતા; રશિયાના ખેડૂતો, મજૂરો ને સામાન્ય પ્રજા માટે તેને અનહદ પ્રેમ હતો. ટૉલ્સ્ટૉયના લખાણમાં આ બધાનું આબેહૂબ વર્ણન આવે છે. રશિયાના ખેડૂતનું જે આલેખન ટૉલ્સ્ટૉયે કર્યું છે તેવું એક પણ લેખકે નથી કર્યું; ટૉલ્સ્ટૉયના સર્જનમાં રશિયન પ્રજાની યાતનાનું, તથા અસહ્ય બનતી જતી સામાજિક પરિસ્થિતિ સામેના વિરોધનું દર્શન થાય છે. ૧૮૬૧થી ૧૯૦૪નો સમય લેનિનના મતે ટૉલ્સ્ટૉયના સર્જનની વસંત છે. આ સમય પહેલાં અને પછી લખેલું એ ઓછું મહત્ત્વનું છે. તે ટૉલ્સ્ટૉયને "રશિયન ક્રાંતિનું દર્પણ" કહે છે. આ દર્પણમાં સરળ પ્રગતિના સુરેખ ચિત્રનું પ્રતિબિંબ પડતું નથી પરંતુ જીવનમાં ચાલતા ઊંડા બનાવોના સમૂહનું પ્રતિબિંબ પડે છે." એક બાજુ આપણી પાસે એક પ્રતિભાશાળી લેખક છે જે રશિયન જીવનનું અદ્વિતીય ચિત્ર આલેખી શકે છે એટલું જ નહિ પરંતુ દુનિયાના સાહિત્યમાં શ્રેષ્ઠ ગણી શકાય તેવું સાહિત્ય સર્જે છે, બીજી બાજુ ક્રાઇસ્ટને નામે શહીદીનો તાજ પહેરતો જમીનદાર આપણે જોઈએ છીએ ('રીસરેક્શન'માં). એક બાજુ સમાજમાં ચાલતા દંભ ને જુઠાણાં સામે સ્પષ્ટ ને પ્રખર વિરોધ જોઈએ છીએ, બીજી બાજુ "ટૉલ્સ્ટૉય" એટલે કે શ્રમિત, ગાંડો, દુઃખથી પીડાતો બુદ્ધિમાન, રશિયન જાહેરમાં છાતી કૂટતો ફરે છે ને બૂમ પાડે છે: 'હું ખરાબ છું, નીચ છું પરંતુ આત્મશુદ્ધિ માટે પ્રયત્નશીલ છું; હું માંસ નથી ખાતો પરંતુ ચોખા ઉપર જીવું છું. એક બાજુ મૂડીવાદી શોષણ

ઉપર આમ ટીકાઓ છે, સરકારી દમનનીતિને, ન્યાયની છેતરપિંડીને, રાજ્યવહીવટને ખુલ્લાં પાડવામાં આવ્યાં છે, ધનના વધારા તથા સંસ્કૃતિના વિજયો અને ગરીબાઈના વિકાસ તથા મજૂરવર્ગ ઉપરના તડામાર દમન વચ્ચેના વિરોધના ઊંડાણનું દર્શન થાય છે, બીજી બાજુ પાપ સાથે અસહકારનો આદેશ કરવામાં આવે છે. એક બાજુ છે નક્કર હકીકતો—દરેક પ્રકારના પડદાને ચીરી નાંખતી—ને બીજી બાજુ છે જગતમાં સૌથી વધારે દાંભિક અને સડી ગયેલી વસ્તુ—ધર્મનો પ્રચાર."

જે કલાકાર જીવન તરફ આંખ બંધ કરીને ઊડે છે, જે પોતાને જીવનથી પર માને છે, તે કલાકાર નથી. લેનિન તેને દંભી લેખતો. પોતાની જાતને રાજકારણથી પર લેખવી અથવા "આવી વસ્તુ" સાથે પોતાને કાંઈ સંબંધ નથી એવી માન્યતા ધરાવવી એ આધ્યાત્મિક અને બૌદ્ધિક દેવાળાની કબૂલાત છે. ટૉલ્સ્ટૉય એ મહાન કલાકાર છે કારણ કે તેનાં પાત્રો લેખકના અભિપ્રાયો જ માત્ર ઉચ્ચાર્યે નથી જતા પરંતુ તેમના સમયના જીવનનું, સામાજિક સંજોગોમાં રહેલા વિરોધોનું દર્શન કરાવે છે.

ખેતીની "ગુલામ દશા"માંથી મુક્ત બન્યા પછી પણ વિનાશ, દુકાળ ને ગરીબ નિસ્તેજ જીવનની પરંપરામાં ફેંકાયેલા છાપરાં વિનાના, શહેરોમાં આવી મજૂર બનેલા લાખો ખેડૂતોનું બદલાયેલું માનસિક જીવન આલેખવાનો ટૉલ્સ્ટૉયે આબાદ પ્રયત્ન કર્યો છે. સમાજ ઉપરની આ ટીકામાં તેની લાગણી, ભાવના, માન્યતા, નવીનતા, સચ્ચાઈ તથા મૂળ સુધી પેસી જન-સમૂહનાં દુઃખોનું સાચું કારણ શોધવાની વૃત્તિ ભરેલાં છે. સમુદાયના જીવન સાથે તેની પોતાની લાગણીઓ એટલી ગૂંચવાયેલી છે કે ટૉલ્સ્ટૉય પોતે જ આમજનતાની બાઘાઈ, રાજકારણમાંથી નાસી

જવાની વૃત્તિ, અગમ્યવાદ, ક્ષણભંગુર જગતને ત્યજી દેવાના વિચારો, 'અનિષ્ટ સામે અપ્રતિકાર,' મૂડીવાદ કે 'ધનની શક્તિ' સામે બળાપાનો ભોગ બન્યો છે. તેનાં લખાણો ખેડૂતજનતાનો વિરોધ અને નિરાશાથી ભરેલાં છે. ટૉલ્સ્ટૉયની માફક આજે આપણે નિરાશા પામવાનું કે દુઃખી થવાનું કશું નથી; જે કાંઈ આપણે કરવાનું છે તે આજની પરિસ્થિતિ સામે સખ્ત વિરોધ કરવામાં આવી જાય છે."

અનિષ્ટ સામે વિરોધ ન કરવો, નસીબનો શાંતિથી સ્વીકાર કરવો એ લેનિનના પ્રખર અને પ્રબળ આશાવાદથી તદ્દન વિરુદ્ધ હતું. આ પ્રકારનાં દૃષ્ટિબિંદુનાં મૂળ તથા રશિયન સ્થિતિ અને ખેડૂતોની ગરીબાઈ સાથેનો તેનો સંબંધ લેનિન બરોબર પારખી શક્યો હતો. ગરીબાઈની અમુક હદ નીચે જેમ નીતિની ભાવના ઓસરી જાય છે તેમ તેની નીચે જીવનનો અર્થ પણ બહુ થોડો રહે છે, તે સામે વિરોધ કરવાની કે તે માટે લડી લેવાની ઇચ્છા જડ થઈ જાય છે. હિંદના ખેડૂતો અત્યંત ગરીબાઈમાં કેવા જડ થઈ ગયા છે! તેમનાં નસીબવાદનાં મૂળ આમાં રહેલાં છે. આવા પ્રારબ્ધવાદને સમજી લીધા પછી તેનો નાશ કરનારાં બળોને સમજવાં જોઈએ અને તે રીતે ખેડૂતને જગત પ્રગતિના માંચડા ઉપર સક્રીય ફાળો આપનાર પાત્ર તરીકે ઊભો કરવો જોઈએ. ટૉલ્સ્ટૉય એમ માનતો કે પ્રગતિ એ કુદરતી કાયદો છે એવું ઇતિહાસકારોનું વિધાન "આ કહેવાતા પછાત પૂર્વ પ્રદેશ માટે" ખોટું પડે છે. "માનવતાની આગેકૂચ માટેનો એકે નિયમ નથી અને તે પૂર્વના દેશોના નિષ્ચેતન લોકોનો કૂદકે અને ભૂસકે વધતો વિનાશ પૂરવાર કરે છે." આવું નિરાશાવાદી, ભાવિમાં શ્રદ્ધા વગરનું અને અનિષ્ટ સામે પ્રતિકાર નહિ કરવા સૂચવતું દૃષ્ટિબિંદુ જૂની સામાજિક

પદ્ધતિમાં થઈ રહેલા પરિવર્તનના પરિણામરૂપ છે. ખેડૂતોનો મોટો વર્ગ ગુલામીમાં ઊછરેલો હોવાથી ને જૂની પ્રણાલિકાઓ તથા રીત-રિવાજો સાથે ગાઢો સંબંધ ધરાવતો હોવાથી આ સમજી શકતો નથી. કયા પ્રકારનો સમાજ આવશે, સમાજના કયા પ્રકારના નૂતન બળો બંધાતાં જાય છે, અને કયાં બળો અસંખ્ય દુઃખોમાંથી તેમને છોડાવવા શક્તિમાન છે તે સમજવું તેમને માટે ભારે હોય છે. આ બળો કયાં છે એ આપણે સમજી શકીએ છીએ. ૧૯૦૫ તથા ૧૯૧૭ની રશિયન ક્રાંતિએ આ બળોનું સ્વરૂપ સમજાવ્યું છે.

રશિયન સાહિત્યમાં દેશમાં ચાલી રહેલાં ઘર્ષણો, ત્યાં વ્યાપી રહેલાં તોફાન તથા અણઊકલ્યા કોયડાઓની બીજા કોઈ પણ દેશના સાહિત્ય કરતાં સૌથી વધારે છાપ જણાય છે. તે કારણે આપણે તેને સજીવ જોઈ શકીએ છીએ. આ ઘર્ષણોને બાજૂએ મૂકવાનું રશિયન લેખકો માટે અશકય હતું. હર્ઝનની શતાબ્દીની ઉજવણીના પ્રસંગે એક લેખમાં લેનિન પોતાના દેશની બૌદ્ધિક પ્રગતિનો તાગ કાઢી તેનું ભાવિ શું છે તે સ્પષ્ટ રીતે દર્શાવે છે અને રશિયન ક્રાંતિની પ્રગતિને સમજ્યા વગર રશિયન સાહિત્યને સમજવાનું કેવી રીતે અશકય છે તથા પ્રજાની મુક્તિની ચળવળ સાથે પ્રજાના માનસની મુક્તિની ચળવળ કેવી રીતે ગૂંથાયેલી છે તે સમજાવે છે.

લેનિનના આવા પ્રખર આશાવાદના કારણે તેના સમયના બીજા બુદ્ધિમાનો કરતાં તે જુદો પડે છે. આ માણસને માણસ-જાતમાં અતૂલ શ્રદ્ધા છે, તેના અમાપ સર્જક બળોમાં તેને અખૂટ વિશ્વાસ છે. ને એ રીતે તેનું જીવન માનવીના બૌદ્ધિક જીવનમાં જે પ્રાણવાન અને સુદૃઢ છે તેના અંશરૂપ, યુગોની સ્વસ્થ પ્રતિભાના પ્રતીકરૂપ બની રહે છે. પ્રગતિ જેવું કાંઈક છે તેવી

વાતો કરવી જે યુગમાં અયોગ્ય ગણાતું, પ્રજાના ઇતિહાસમાંની પ્રાણવાન અસ્મિતાથી દૂર રહેવામાં જે વખતે પુરુષાર્થ મનાતો તે વખતે બળવાન તત્ત્વ જ જીવશે, પછી ભલે આ બન્નેને અનેક ઘર્ષણોમાંથી પસાર થવું પડે; તોપણ તેની જ્યોત અખંડ રહેશે એવું પ્રતિપાદન કરવામાં અસાધારણ શક્તિ જોઈએ છે. આવી શક્તિ ને આશાવાદને કારણે લેનિન સાહિત્યના ક્ષેત્રમાં અનોખું સ્થાન માંગી લે છે.

સાહિત્ય એ જુદાજુદા સામાજિક વર્ગોના માનસનું પ્રતિબિંબ જ પાડે છે, એ પણ સત્તાધારી વર્ગના હાથમાં સાધનરૂપ જ છે તેવું વર્તમાન સાહિત્યકાર કદાચ નહિ સ્વીકારે. મૂડીવાદ પોતાની મૃત્યુપીડા સમયે ચોરલૂંટારુઓને પોતાના નેતા તરીકે સ્થાપિત કરે છે. પોતાના વર્તમાનપત્રો, ભાષણના માંચડાઓ, નાટકનાં થિયેટરો, સિનેમા, સાહિત્ય બધું એમને ચરણે ધરી દે છે. તેમને માટે ફાસિઝમ[૨૯]રૂપી નવો ડાકુઓનો ધર્મ પણ સર્જાવે છે. અત્યારનો સાહિત્યકાર વર્તમાન સમાજરચનામાં કાંઈક ખોટું છે તે જોઈ શકે છે, સંસ્કૃતિનો વારસો વર્ગયુદ્ધમાંથી, જીવનવિગ્રહમાંથી પેદા થાય છે તેની તેને ખબર પડતી નથી. આવો અસંતોષ વ્યક્ત કરતાં તે જુદે માર્ગે ચઢી જઈ સત્તાધીશ વર્ગના બચાવરૂપે જ પરિણામે બહાર આવે છે. તે પોતાની જાતને એ રીતે વેચી દે છે. સમાજમાં ચાલી રહેલા યુદ્ધથી તે સ્વાભાવિક રીતે જ પર થઈ શકતો નથી એટલે આર્થિક કારણો પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે પણ તેના ઉપર અસર કરે છે.

વાસનાઓ અને સ્ત્રીપુરુષોના શારીરિક સંબંધોની ખુલ્લી ચર્ચાઓ કરતી તેમ જ ગુનાના રોમાંચક વર્ણનવાળી વાર્તાઓ એ બધું પરોક્ષ રીતે લોકમાનસ ઉપર કઈ અસર ઉપજાવે છે? પ્રેમ

ને ઈશ્વરભક્તિનાં કાવ્યો, ઊર્મિ ને ભાવનામય આત્મલક્ષી લખાણો, જીવનવિગ્રહનો સામનો કરવાને બદલે ખોટા પ્રારબ્ધવાદ તરફ દોરી જાય છે ને જીવનને જડ બનાવી દે છે. ક્રાંતિની સુફિયાણી વાતો સંભળાવનાર લેખકો પોતાનું વર્ગીય માનસ વ્યક્ત કર્યા વિના નથી રહેતા ને ક્રાંતિ ઉપર પાણી ફેરવનારી જ વાતો કરે છે. આપણી નવલકથાનાં પાત્રો[૩૦] પણ ક્રાંતિના વહેણમાં તણાઈ આખરે વ્યક્તિગત પ્રેમપંથે પ્રયાણ કરતા બતાવવામાં આવે છે તેમાં આ વર્ગમાનસનું પ્રતિબિંબ નથી શું? અત્યારે ચાલી રહેલું ભારે આત્મમંથન ને ઈશ્વરદર્શનની વાતો તૂટતી જતી સમાજ-રચનાના પરિણામરૂપ છે તે આપણા લેખકોની ધ્યાનમાં નથી આવી શકતું, ને તે જ કારણે, સમાજમાં ચાલી રહેલું યુદ્ધ, દમનના અનેક પ્રસંગો, મજૂરોની હડતાળો ને ખેડૂતોનાં બંડ, રોજ–બ–રોજના જીવનસંગ્રામો એ બધું તેમને નિરર્થક લાગે છે. આથી સાહિત્યની સમાજ ઉપર જે અસર હોય છે તે જોતાં આ જાતનું ઊંધું આલેખન ક્રાંતિના સાચા રસ્તેથી તેને દૂર લઈ જાય છે ને લડત કરવાની તેની શક્તિ ડારી દઈ બીજા વર્ગના હાથમાં તે સાધનરૂપ બની રહે છે; જેવું ધર્મનું, તેવું જ સાહિત્યનું અને કલાનું.

લેનિને સાહિત્યની આખી વર્ગરચના ઉપર એક સ્થળે લખ્યું છે: "સાહિત્યમાં વ્યક્તિગત ઉત્સાહને, પસંદગીને, વિચાર અને કલ્પનાના વિસ્તારને તેના આકાર અને વસ્તુને સૌથી વધારે અવકાશ હોવો જોઈએ તે નિર્વિવાદ છે, પરંતુ તેનો અર્થ એવો નથી કે સાહિત્ય સંગ્રામથી કે પક્ષથી પર છે. હા, એ વાત સાચી કે પક્ષના બીજા કાર્યો સાથે તેનો સંબંધ નહિ જોડી દેવો જોઈએ. મૂડીવાદી સમાજ સાહિત્ય ઉપર બે જાતના પ્રતિબંધો મૂકે છે. એક પ્રતિબંધ સીધો ને સ્પષ્ટ હોય છે. તેમાં રાજદ્રોહના

કાયદાઓ, પુસ્તકાલય તથા તેમના પ્રતિબંધો હોય છે. તે સાથે બીજો વધારે ભયંકર પ્રતિબંધ હોય છે અને તે સમાજના દરેક ક્ષેત્રમાં વ્યાપી રહેલા વ્યાપારી સંબંધોનો પ્રતિબંધ. મજૂર વર્ગ જ આ બે જાતના પ્રતિબંધો તોડી શકે. અમે પોલીસ એકલાથી સ્વતંત્ર નહિ પરંતુ મૂડીથી સ્વતંત્ર એવું સાહિત્ય સર્જવા માગીએ છીએ ને સર્જીશું—પરંતુ એટલું જ નહિ, સાહિત્ય મૂડીવાદી વ્યક્તિવાદથી પણ બહાર હશે.”

“પરંતુ આવા સરસ શબ્દો પાછળ તમે સર્જનની વ્યક્તિગત સ્વતંત્રતા ઉપર આક્રમણ કરવા માગો છો.” એવું કોઈક સાહિત્યકાર તુરત બરાડી ઊઠશે: “સાહિત્યસર્જન જેવી વ્યક્તિગત ને વિશદ વસ્તુ તમે સમૂહમતને અધીન બનાવી દેવા ઇચ્છો છો? તમે એમ માગો છો કે મજૂરો ભેગા થઈ બહુમતિથી વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન અને નીતિશાસ્ત્રના પ્રશ્નોનું નિરાકરણ કરે? તમે આદર્શ સર્જન કરવાના વ્યક્તિના હક ઉપર તરાપ મારો છો.”

“બિરાદરો ગભરાવાની જરૂર નથી.” લેનિન જવાબ દે છે. “હું તો અમારા પક્ષના લેખકોની જ વાતો કરું છું અને પક્ષના વિચારો માન્ય રાખનારા લેખકો પાસે તે જવાબ માગવાનો અધિકાર ધરાવે છે. પરંતુ મૂડીવાદના વ્યક્તિત્વવાદીઓ! અમારે તમને બતાવવું તો જોઈએ કે પૂર્ણ સ્વરાજ્ય વિષેનાં તમારાં ભાષણો દાંભિક છે. પૈસાના જોર ઉપર ચાલતા સમાજમાં જ્યાં મોટો વર્ગ ગરીબાઈમાં સડતો હોય છે અને જૂજ માણસો પારકા ઉપર તાગડધિન્ના કરતા હોય છે ત્યાં સાચી ને સંપૂર્ણ સ્વતંત્રતા સંભવી શકતી જ નથી. લેખક સાહેબ! તમે તમારા મૂડીવાદી પ્રકાશકથી સ્વતંત્ર છો ખરા? સિનેમાની અંદર જે વેશ્યાગીરી માંગે છે, ચિત્રોમાં જે વિકારી સ્વરૂપ ઇચ્છે છે તેવા મૂડીવાદી

વર્ગથી તમે સ્વતંત્ર છો ? સંપૂર્ણ વ્યક્તિસ્વતંત્રતા એ તો મૂડીવાદી સૂત્ર છે. સમાજમાં રહેવું અને પછી તેનાથી પર રહેવાની વાતો કરવી તે અશક્ય છે. બૂર્ઝવા લેખક, કલાકાર ને નટની સ્વતંત્રતા માત્ર નાણાંની કોથળી તથા દાંભિકતા ઉપર અવલંબે છે. ”

વર્તમાન સાહિત્યકારોની નિર્જીવ કલમ પોતાના સાચા વારસા માટે લડવા અશક્ત છે. અર્ધ સત્યોમાં રાચતા તથા જીવન વિગ્રહ નહિ સમજનારા આપણા લેખકો લેનિનના જીવનની જરૂરિયાતો મેળવવા માટેના વિગ્રહની વિશદતા નહિ પિછાણી શકે કારણ કે આવો વિગ્રહ કરવા તેઓ પોતે તૈયાર હોતા નથી.

# [૧૨] લીના-અત્યાચાર

**૧૯૧૦ના** ઑગસ્ટ માસમાં કોપનહેગન ખાતે સેકન્ડ ઇન્ટરનૅશનલની પરિષદ ભરાવાની હતી. આ પરિષદમાં લેનિન રશિયાના સોશિયલ ડેમોક્રૅટોનો પ્રતિનિધિ હતો. આ પ્રતિનિધિ મંડળમાં બધાય વિચારના પ્રતિનિધિઓનો સમાવેશ થતો હતો. ૧૯૦૭માં સ્ટટગાર્ટ ખાતે જ્યારે પરિષદ મળી ત્યારે યૂરોપની મજૂર ચળવળમાં ભંગાણ પડતું સ્પષ્ટ જોઈ શકાતું હતું. રશિયામાં તાજેતરમાં થયેલા દેખાવો તથા ક્રાંતિ વખતે મજૂરોએ દાખવેલી વીરતા છતાં ઇન્ટરનૅશનલમાં લગભગ નેતૃત્વ ભોગવતા જર્મન મજૂર નેતાઓ આંતરરાષ્ટ્રીય મજૂરચળવળની વાત કરવાને બદલે ડાહ્યા રાજપુરુષોની માફક રાજ્યનીતિની જૂની સડી ગયેલી વાતો કરતા હતા. રાજ્યનીતિમાં કરોડો માનવના વિગ્રહ સામેના સૂર નહોતા પરંતુ હોદ્દા અધિકારની સુફિયાણી વાતો હતી. સ્ટટગાર્ટમાં આ સામેનો વિરોધ પ્રબળ હતો પરંતુ કોપનહેગનમાં પરિસ્થિતિ બદલાઈ હતી. રશિયામાં ક્રાંતિ નિષ્ફળ નીવડી હતી. ઇંગ્લૅંડમાં લૉઈડ જ્યૉર્જ મજૂર નેતાઓ સાથે સારાસારી રાખતો હતો ને

"સમાજવાદ"ને અમલમાં મૂકવાનો દંભ કરતો હતો ! જર્મનીમાં કૈસર મજૂર પ્રતિનિધિઓને (ધારાસભાના) ખરાબ ન લાગે તે માટે ખાસ ધ્યાન રાખતો. આ બધાય જાદુગરો નાગને ફસાવવાની બાજી રમી રહ્યા હતા તે કોઈના ધ્યાનમાં ન આવ્યું. નેતાઓનું વલણ આવું હતું ત્યારે બીજી તરફ મજૂરો નવો જુસ્સો બતાવતા થઈ ગયા હતા. રશિયામાં મજૂરોએ પુનઃ માથું ઊંચકવા માંડયું હતું. જર્મનીમાં હડતાલોનો યુગ શરૂ થયો હતો ને કેટલાક પ્રાંતોમાં લશ્કરી કાયદાઓ જાહેર કરવામાં આવ્યા હતા. ઇંગ્લેંડમાં પણ યુદ્ધ પૂર્વેનો અસંતોષ છૂપો રહી શકે તેમ નહોતું. પરંતુ મજૂરોની લડતને તેમના નેતાઓ સાચા માર્ગે વધવા દે તેમ નહોતા. લેનિને આ જાતનો વિરોધ ક્યારનોય જોયો હતો એટલે કોપનહેગન ખાતે ઉદ્દામ વિચારવાળાઓને લેનિને એકત્ર કર્યાં. પોલેન્ડ, જર્મની, હોલેન્ડ બલ્ગેરિયા વગેરે દેશોના ઉદ્દામ વિચાર ધરાવનારાઓએ લેનિનની આગેવાની નીચે ક્રાંતિકારી નીતિરીતિની ચર્ચા કરી. ૧૯૧૯માં સ્થપાનાર થઈ ઈન્ટરનેશનલનું (ત્રીજી અથવા કૉમ્યુનિસ્ટ આંતરરાષ્ટ્રીયનું) આ પ્રાથમિક સ્વરૂપ હતું. આ પરિષદ વખતે રશિયાના કેટલાક પ્રતિનિધિઓ હતા, તેમાં પ્લેખેનોવ પણ હતો, તેઓએ એકઠા થઈ "રોબોચ્યા ગેઝેટા" (મજૂરોનું વર્તમાનપત્ર) પરદેશથી શરૂ કરવાનું નક્કી કર્યું.

આ પરિષદમાંથી લેનિન સ્ટૉકહોમ ગયો. ત્યાં અગાઉની ગોઠવણ મુજબ તે પોતાની માતાને મળ્યો. આ વૃદ્ધ માતા જેણે પોતાના છોકરાઓને આઝાદીની લડતમાં હોમી દીધા હતા તેની શ્રદ્ધા અને જોમ હજીએ અવિચળ હતાં. માતાની આંખમાં મૃત્યુની છાંય હતી; અને જ્યારે માતાપુત્ર બન્ને છૂટાં પડયાં ત્યારે સ્ટીમરનો કઠેડો પકડી ઊભી રહેલી માતાની સૂકી કાયાને

લેનિન દુઃખભરી નજરે જોઈ રહ્યો. એ મિલન છેલ્લું હતું. ૧૯૧૭માં લેનિનનાં કાર્યો સિદ્ધ થતા જોવાની તક તેની માતાને ન જ સાંપડી. ૧૯૧૬માં તેણે આ જગતનો ત્યાગ કર્યો હતો.

પરિષદમાંથી લેનિન પાછો પારિસ આવી ગયો. પારિસનું મંડળ જામતું ગયું. આ મંડળમાં જે મજૂર બિરાદરો હતા તેઓ તો કયાંકથી પણ મજૂરી મેળવી લેતા પરંતુ બુદ્ધિમાનોની સ્થિતિ કફોડી હતી. એક જણાએ પુસ્તકો છપાવવાનો પ્રયત્ન કર્યો પરંતુ તેમાં તેને નિષ્ફળતા મળી. સારા ખોરાકને અભાવે તેની સ્થિતિ એટલી નબળી થઈ ગઈ કે પૈસા માટે તેણે લેનિનના કુટુંબને લખ્યું. ભૂખને લીધે ગાંડા થઈ જવાના દાખલા પણ બનતા ગયા. એક જણાએ તો આપઘાત પણ કર્યો.

આ જાતના વાતાવરણમાં એક બે વર્ષ વધારે રહેવું પડત તો વધારે નુકશાનકારક થાત, પરંતુ નિષ્ફળતા ને પ્રત્યાઘાતને સ્થાને ક્રાંતિકારી ચળવળની શરૂઆત રશિયામાં થઈ ચૂકી હતી. ટોલ્સ્ટોયના મૃત્યુ સમયે રશિયામાં દેખાવો થયા. મોસ્કોમાં એક બોલ્શેવિક છાપું પણ નીકળ્યું. લેનિન જાગૃત જ હતો. આ પ્રસંગે તેણે એક લેખ લખી મજૂરોને જોમભરી અપીલ કરીઃ "કામ શરૂ કરી દો, દોસ્તો! સ્થળેસ્થળે મંડળો જમાવો, મજૂરોની ટુકડીઓ ઊભી કરો, ને આર્થિક તથા રાજકીય ચળવળ શરૂ કરો. પહેલી રશિયન ક્રાંતિ વખતે મજૂરોએ આમજનતાને આઝાદીની લડત કેમ લડવી તે શીખવ્યું છે. બીજી ક્રાંતિ વખતે હવે તેને વિજય-માર્ગે દોરવી જોઈએ."

૧૯૧૦નું વર્ષ પૂરું થતાં જ ક્રાંતિકારી ચળવળનાં પગરણ મંડાયાં. ૧૯૧૧ થી ૧૯૧૪ સુધીનાં વર્ષોમાં મજૂર ચળવળ આગળ વધતી જ રહી. અને તેનો માર્ગ ૧૯૦૫ કરતાં જુદો

લેનિનની નીતિ મંજૂર કરવામાં આવી અને પક્ષમાંથી લિક્વિડેટરોને કાઢી મૂકવાનું નક્કી કરવામાં આવ્યું.

જે ઝડપથી બનાવો બન્યે જતા હતા તે જોતાં આ લિક્વિડેટરો સામે લડત ચલાવવાનું આવશ્યક બન્યું હતું. યુરોપના મજૂરનેતાઓ પણ આ બનાવોનું સાચું સ્વરૂપ ન પારખી શકવાથી, મજૂર-ખેડૂતોનો ઉદ્ધાર આંતરવિગ્રહમાં જ મૂડીદારો સામેના મૃત્યુ સુધીના વર્ગવિગ્રહમાં જ છે તેવું લેનિનનું સૂત્ર સ્વીકારવા તૈયાર નહોતા. તેમના લોહીમાં આ યુગના શાંતિભરી પ્રગતિના વિચારો વહેતા હતા એટલે ક્રાંતિકારી થવું તેમને પાલવે તેમ નહોતું. બંધારણવાદની લડતમાં તેમની શ્રદ્ધા વધ્યે જતી હતી. એટલે મજૂરોની લડતની આગેવાની લેવામાં તેઓ નિષ્ફળ નીવડતા હતા એટલું જ નહિ પરંતુ આવી લડતને તેઓ અટકાવવા પ્રયત્નો કરતા. લિક્વિડેટરો પણ આ જ કક્ષામાં આવતા હતા. પ્રગતિ—પરિષદથી આ જાતના વલણ સામેના વિરોધે સક્રીયરૂપ લીધું. મેન્શેવિકોએ પ્રેગના નિર્ણયોને વખોડી કાઢ્યા ને તેમણે પણ બોલ્શેવિકો સામે પ્રચારકાર્ય શરૂ કર્યું. ગોર્કીએ આવી તકરારોના સંબંધમાં લેનિનને લખ્યુંઃ ' તમે બધા ખોટા બરાડા પાડ્યા કરો છો.' આના ઉત્તરમાં લેનિને જણાવ્યુંઃ " બૂર્ઝવા લોકો અમારી તકરારો વિષે મોટા હાઉ ઊભા કરે છે ને ગંભીર પ્રશ્નો તરફ ધ્યાન આપતા નથી. આ જાતની તકરાર એ તો વિચારોના મહત્ત્વના મતભેદોની તકરાર છે. તેમની તકરારોની માફક માત્ર ઉપલકિયા કે પોકળ નથી."

૧૯૧૨ના ફેબ્રુઆરી માસમાં રશિયામાં લીનાની સોનાની ખાણમાં હડતાળ શરૂ થઈ ને આ બનાવે રશિયન મજૂરોને ફ[illegible]રાજકીય [illegible]વળમાં આણ્યા. આ હડતાલમાં રોજીનો

વ્યવસ્થાપકો ચેતી ગયા હતા, એટલે આ કાર્યમાં સફળતા ન મળી. ૧૯૧૧માં પારિસ નજીક આવી એક નિશાળ લેનિને કાઢી પરંતુ તેમાં સંખ્યા ઘણી થોડી હતી. આમ છતાં આમાંથી ઘણા સારા કાર્યકરો મેળવી શકાયા. રશિયાના મજૂર મંડળો સાથે પણ પત્રવ્યવહાર ચાલુ થઈ શક્યો.

૧૯૧૦માં જુદાંજુદાં તડાં વચ્ચે જે એકતા સધાઈ હતી તે ધીમેધીમે તૂટવા લાગી. રશિયામાં કામના નવા નવા પ્રશ્નો જેમ જેમ ઊભા થવા લાગ્યા તેમ તેમ સંયુક્ત કાર્ય અશક્ય લાગતું ગયું. કામની જરૂરિયાતો વધતાં મેન્શેવિકોના કામ પણ ખુલ્લાં પડવા લાગ્યાં અને તેમના ઉપરનો પડદો ચિરાતો ગયો. રશિયાની પરિસ્થિતિ જોતાં ત્યાંનાં મંડળોને મજબૂત બનાવવાનું કામ સૌથી વધારે મહત્ત્વનું હતું. આ કાર્ય આરંભતાં જ એકતાની કૃત્રિમતા ખુલ્લી પડી ગઈ. ૧૯૧૦ના ડિસેમ્બર માસમાં લેનિન અને તેના મિત્રોએ મધ્યસ્થ સમિતિની પેટાસમિતિને સભા બોલાવવા વિષે લખ્યું પરંતુ તેનો ઈન્કાર કરવામાં આવ્યો. આ સમિતિમાં મેન્શેવિકોની બહુમતી હતી. બોલ્શેવિકોએ પરદેશમાં વસતા આવા પ્રતિનિધિઓની સભા બોલાવી ને પક્ષની પરિષદ બોલાવવા વિષે ચર્ચા કરી. આ પરિષદ છેક ૧૯૧૨માં મળી. આ સાથે પક્ષમાં બહુમતિ મેળવી રહેલા તકવાદી તથા પ્રત્યાઘાતી તત્ત્વો સામેનું યુદ્ધ જારી રહ્યું. ૧૯૧૧નું આખું વર્ષ તેણે આની તૈયારીઓ કરવામાં ગાળ્યું.

ઝેકોસ્લોવેકિયામાં પ્રેગ ખાતે આવી પરિષદ મળી. રશિયામાંથી ચોરી છૂપીથી, ખોટા નામે કેટલાય માણસો આવ્યા હતા. પક્ષના કાર્ય વિષે, દેશની પરિસ્થિતિ વિષે, ડુમાની ચૂંટણી વિષે, દુકાળ સામેની સોશિયલ ડેમોક્રેટોની લડત વિષે ઠરાવો થયા. પરિષદમાં

સરહદ નજીક આવેલા ક્રેકોમાં તે ક્રુપ્સ્કાયા સાથે આવ્યો. રશિયાની તદ્દન નજીક હોવાને કારણે ત્યાંની ચળવળ સાથે ગાઢ સંબંધ બાંધવાનું શક્ય બન્યું. ગોર્કીને તે લખે છે: "ઑસ્ટ્રિયામાં શા માટે આવ્યો છું તે વિષે તમે પૂછો છો. અમારી અને મધ્યસ્થ સમિતિ વચ્ચે અમે અહીં સારો સંબંધ બાંધી શક્યા છીએ. પિટર્સબર્ગની નિકટ હોવાને કારણે દર ત્રીજે દિવસે અમે છાપાં મેળવી શકીએ છીએ. ત્યાંનાં છાપાંઓ માટે લખવાનું પણ અહીંથી સુગમ પડે છે." રશિયામાં આ વખતે બોલ્શેવિકોના જાણીતા પત્ર 'પ્રવદ' ની સ્થાપના થઈ ચૂકી હતી. તેને માટે લેનિન રોજ લેખો લખતો. પત્રવ્યવહાર સારી રીતે ચાલુ થઈ ગયો. રશિયામાંથી ખેડૂતોની સ્ત્રીઓ ક્રેકોના બજારમાં માલ વેચવા આવતી અને તેઓ થોડાક પૈસા લઈ કાગળો લઈ જતી અને રશિયાની ટપાલપેટીમાં નાંખી આવતી. પરદેશી સ્ટાંપ વગરના આ કાગળો ઉપર પોલીસનું બહુ થોડું ધ્યાન રહેતું.

ક્રેકોમાં તે વખતે પોલેંડના ૪૦૦૦ દેશનિકાલીઓ રહેતા હતા. આ શહેરનું વાતાવરણ લેનિનને ખૂબ માફક આવી ગયું. પારિસના કંટાળાજનક વાતાવરણમાંથી આવ્યા પછી લેનિન ખૂબ આનંદી રહેતો. ત્યાંના દૂધ અને 'મોટસ્ના સ્ટાકા' અનાજનો એક જાતનો દારૂ તેને ખૂબ ગમતો.

રશિયાના ઘણા કાર્યકરો આવતા અને તેમની સાથે મંત્રણાઓ ચાલતી. ૧૯૧૨માં થનાર ચોથી ડુમાની ચૂંટણી વિશે તૈયારી કરવા સફારોવે પિટર્સબર્ગ જવાનું નક્કી કર્યું. સફારોવને તેણે મેન્શેવિકો અને બોલ્શેવિકો વચ્ચે જે મતભેદો હતા તે સીધા મજૂરો કને ન મૂકવાની સલાહ આપી કારણ કે મજૂરોને તો એકતા જ જોઈએ છે, એટલે આવી એકતા મજૂરોની અંદર અંદરની હોવી

પ્રશ્ન નહોતો પરંતુ કામ કરવાની ખરાબ સ્થિતિનો પ્રશ્ન હતો. રહેવાની જગ્યા તથા ડાકટરી રાહત વિષે કાંઈ કહેવા જેવું રહ્યું જ નહોતું. સ્ત્રીઓની અછતને લઈને મજૂરોની સ્ત્રીઓને માલિકો તથા અધિકારીઓને ઘેર નોકર તથા રખાતોનું કામ કરવા જવું પડતું. ખોરાક તદ્દન ગંદો આવતો. ફરિયાદ નોંધાવવા જતાં એક જ ઉત્તર મળતો—કારાવાસ. જાન્યુઆરી માસમાં સરકાર સાથે સંદેશા ચલાવતી હડતાલ-સમિતિને પકડવામાં આવી. બીજે દિવસે આના વિરોધમાં તથા તેના છૂટકારાની માંગણી કરવા માટે મજૂરોએ શાંત દેખાવો કર્યા. સોલ્જરોએ તેમના ઉપર ગોળીબાર કર્યો. ૨૭૦ માર્યા ગયા ને ૨૫૦ ઘાયલ થયા. આ ભયંકર કતલના સમાચારથી આખા દેશમાં સનસનાટી ફેલાઈ ગઈ, ને મજૂરોમાં તે સામે ભારે રોષ વ્યાપ્યો; આ ક્રોધ ડુમામાં પ્રધાનના ઉત્તર—“આમ હતું ને આમ જ બનશે”—થી સોગણો વધી ગયો.

સરકારે મજૂરવર્ગ સાથે લડત શરૂ કરી હતી. મજૂરોએ હડતાલથી તેનો જવાબ આપવા માંડ્યો. એપ્રિલમાં ૩,૦૦,૦૦૦ મજૂરોએ આ હત્યાકાંડ સામે વિરોધ દર્શાવવા હડતાલ પાડી, અને મેદિન નિમિત્તેના દેખાવોમાં ૫૦,૦૦૦ મજૂરોએ ભાગ લીધો. આ દેખાવોનું સ્વરૂપ રાજકીય હતું અને તેમાં બોલ્શેવિક સૂત્રો—આઠ કલાકનો દિવસ, જમીનદારોની જમીનની જપ્તી, શાહીવાદી સરકારનો નાશ—સ્વીકારાતાં ગયાં. સભાઓને અંતે “સમાજ-વાદની જય”થી સભા સ્થળો ગાજી ઊઠતાં. ૧૯૧૭ના પડછાયા સામ્રાજ્યની શેરીઓ ઉપર પડતા હતા.

રશિયાની પરિસ્થિતિમાં જે ફેરફાર થયે જતો હતો તે જોતાં પારિસનું નિવાસસ્થાન બદલવું લેનિનને જરૂરનું લાગ્યું. ઑસ્ટ્રિયન

સરહદ નજીક આવેલા ક્રેકોમાં તે ક્રુપ્સ્કાયા સાથે આવ્યો. રશિયાની તદ્દન નજીક હોવાને કારણે ત્યાંની ચળવળ સાથે ગાઢ સંબંધ બાંધવાનું શકય બન્યું. ગોર્કીને તે લખે છેઃ "ઑસ્ટ્રિયામાં શા માટે આવ્યો છું તે વિષે તમે પૂછો છો. અમારી અને મધ્યસ્થ સમિતિ વચ્ચે અમે અહીં સારો સંબંધ બાંધી શકયા છીએ. પિટર્સબર્ગની નિકટ હોવાને કારણે દર ત્રીજે દિવસે અમે છાપાં મેળવી શકીએ છીએ. ત્યાંનાં છાપાંઓ માટે લખવાનું પણ અહીંથી સુગમ પડે છે." રશિયામાં આ વખતે બોલ્શેવિકોના જાણીતા પત્ર 'પ્રવદ' ની સ્થાપના થઈ ચૂકી હતી. તેને માટે લેનિન રોજ લેખો લખતો. પત્રવ્યવહાર સારી રીતે ચાલુ થઈ ગયો. રશિયામાંથી ખેડૂતોની સ્ત્રીઓ ક્રેકોના બજારમાં માલ વેચવા આવતી અને તેઓ થોડાક પૈસા લઈ કાગળો લઈ જતી અને રશિયાની ટપાલપેટીમાં નાંખી આવતી. પરદેશી સ્ટાંપ વગરના આ કાગળો ઉપર પોલીસનું બહુ થોડું ધ્યાન રહેતું.

ક્રેકોમાં તે વખતે પોલેંડના ૪૦૦૦ દેશનિકાલીઓ રહેતા હતા. આ શહેરનું વાતાવરણ લેનિનને ખૂબ માફક આવી ગયું. પારિસના કંટાળાજનક વાતાવરણમાંથી આવ્યા પછી લેનિન ખૂબ આનંદી રહેતો. ત્યાંના દૂધ અને 'મોટસ્ના સ્ટાકા' અનાજનો એક જાતનો દારૂ તેને ખૂબ ગમતો.

રશિયાના ઘણા કાર્યકરો આવતા અને તેમની સાથે મંત્રણાઓ ચાલતી. ૧૯૧૨માં થનાર ચોથી ડુમાની ચૂંટણી વિશે તૈયારી કરવા સફારોવે પિટર્સબર્ગ જવાનું નક્કી કર્યું. સફારોવને તેણે મેન્શેવિકો અને બોલ્શેવિકો વચ્ચે જે મતભેદો હતા તે સીધા મજૂરો કને ન મૂકવાની સલાહ આપી કારણ કે મજૂરોને તો એકતા જ જોઈએ છે, એટલે આવી એકતા મજૂરોની અંદર અંદરની હોવી

જોઈએ, અને પછી તેમને જાતે જ લાગવું જોઈએ કે લિક્વિડેટરો સાથે એકતા અશક્ય છે. ચૂંટણીમાં ૭ બોલ્શેવિકો અને સાત મેન્શેવિકો આવ્યા પરંતુ મતગણત્રી જોતાં બોલ્શેવિકોની અસર વધારે હતી તે સ્પષ્ટ જણાઈ આવતું હતું.

આ ક્રૅકોના સમય દરમ્યાન લેનિને હકુમતી રાજ્યોના પ્રશ્ન ઉપર ખૂબ ધ્યાન આપવા માંડ્યું. નાનપણમાં જ બીજી પ્રજાને પરાધીન રાખવા કરતાં બીજી કોઈ પણ આપત્તિ મોટી નથી તેવા માર્ક્સના વચનને તેણે હૃદયમાં કોતરી રાખ્યું હતું. યુદ્ધનાં વાદળ ઘેરાતાં જતાં હતાં. બૂર્ઝ્વા લોકોનો રાષ્ટ્રીય જુસ્સો જાગૃત થતો હતો. તેમણે રાષ્ટ્રીય જુસ્સા મારફતે બીજા દેશો સામે વૈરભાવ ખીલવવા માંડ્યો. ભાવિ યુદ્ધમાં નિર્બળ રાષ્ટ્રોનું દમન અને તેમની સ્વતંત્રતા ઉપર આક્રમણ તો થવાનું જ પરંતુ સાથે સાથે ક્રાંતિ પણ થવાની. દબાયેલી પ્રજા પોતાની સ્વતંત્રતા માટે લડવાની. ૧૮૯૬ માં લંડન ખાતે ભરાયેલી આંતરરાષ્ટ્રીય સમાજવાદી પરિષદે આ અધિકાર કબૂલ કર્યો હતો. ૧૯૧૨ અને ૧૯૧૩માં જ્યારે આવા યુદ્ધના ભણકારા વાગી રહ્યા હોય ત્યારે સ્વરાજ માટેની રાષ્ટ્રોની લડતનું ઓછું મૂલ્ય આંકવું તે લેનિન માટે આકરું હતું. આ પ્રશ્ન ઉપર તે ઘણાની સાથે લડ્યો. પોલેંડનો પ્રશ્ન તે વખતે ઉગ્ર બન્યો હતો. રોઝા લકસમ્બર્ગ અને બીજાઓનું કહેવું એવું હતું કે સ્વરાજ માટે રાષ્ટ્રોની લડતનો અર્થ જુદાજુદા રાજ્યોની સ્થાપના માટેની લડત, એવો ન કરવો જોઈએ. પોલેંડવાસીઓનું કહેવું જુદું હતું. તેમને ઝારશાહી સામે પ્રખર વિરોધ હતો. પોલેંડનો સમાજવાદી પક્ષ પોલેંડની જ સ્વતંત્રતાનો વિચાર કરતો હતો. આ પક્ષનું વલણ બીજા પક્ષો કરતાં જુદું પડતું જતું હતું, કારણ કે તેમાં બૂર્ઝ્વા વિચારવાળા લોકો બહુમતિ મેળવ્યે જતા હતા.

પોલેંડના સોશિયલ ડેમોક્રેટો રશિયાથી છૂટા પડવાની વિરુદ્ધમાં હતા. લેનિન પોલેંડના સમાજવાદી પક્ષના સભ્યોને મળ્યો. તેમના વિચારોનો આદર કરતાં તેણે કહ્યું: "આપણે પોલેંડ લોકોના દૃષ્ટિ બિંદુથી જ રાષ્ટ્રોના સ્વરાજ માટેના હક્કનો પ્રશ્ન નહિ જોઈએ; રાષ્ટ્રો એ તો માત્ર ભૌગોલિક વિભાગો છે. તેમાં પણ જુદી જુદી પ્રજાઓ હોય છે. આ વિભાગો સગવડતા ખાતર કરાયેલા હોય છે અને તેમને બધાને સંપૂર્ણ છૂટછાટો હોવી જોઈએ." લેનિનનું દૃષ્ટિબિંદુ આવું જ હતું અને એ કારણે રશિયામાં જુદી જુદી પ્રજાઓના પ્રશ્નનો તુરત ઉકેલ આણવા તે શક્તિમાન થયો. રશિયામાં ઘણી જાતની ભાષાવાળી પ્રજાઓ વસે છે. આ બધા ય આજે સમાજવાદી પ્રજાસત્તાક રાજ્યો છે ને સોવિયેટ મંડળમાં જોડાયેલા છે, તેમને બધાને સમાન હક્કો છે. ત્યાં મુસલમાનો, યાહુદીઓ, ખ્રિસ્તીઓ છે પરંતુ તેમનામાંથી આજે રાષ્ટ્રની સંકુચિત ભાવના ઓસરી ગઈ છે.

આ સમય દરમ્યાન તેણે સંસ્કાર અને કેળવણીના પ્રશ્નો ઉપર પણ ઠીક ઠીક ધ્યાન આપ્યું છે. ડિસેમ્બર માસના અંતમાં પિટર્સબર્ગના વીટસેર અખાડા ઉપર દરોડો પાડી સરકારે વિદ્યાર્થીઓને પકડ્યા. આ અખાડો બીજા અખાડા કરતાં જુદો હતો. ત્યાંના સ્થાપકોએ માર્કસવાદી અભ્યાસ મંડળોમાં ભાગ લીધો હતો. આ અખાડામાં રાજકીય મંડળો સ્થાપવાની છૂટ આપવામાં આવતી, એટલે પોલીસે ત્યાં દરોડો પાડ્યો. આ સબંધમાં કેળવણીખાતાના પ્રધાનને સવાલો પુછાયા ને તેનામાં અવિશ્વાસ જાહેર કરતી દરખાસ્ત પસાર થઈ. લેનિન આ સંબંધમાં લખે છે કે: "આટલું પૂરતું નથી. રાજકારણમાં અસામાન્ય શું છે ને સામાન્ય તરફ વળવાનો રસ્તો કયો છે તે જાણવા માટે આ

અવિશ્વાસનાં કારણો જાણવા જોઈએ." આ સાથે તે ડુમામાં જુદા જુદા પક્ષે એ રજૂ કરેલા વિચારોનું પૃથક્કરણ કરે છે. સોશિયલ ડેમોક્રેટોએ જે રીતે દરખાસ્ત ઘડી હતી તે ઉપર લખતાં લેનિન કહે છે: "આ દરખાસ્ત પણ બરોબર નહોતી. બીજી દરખાસ્તો ઉપરની ટીકા તે કેવી રીતે ઘડાઈ છે તે માટે નહિ પરંતુ ઘડનારાઓની રાજકીય વિચારસરણી ઉપર જ હોવી જોઈએ. આપણે એ વસ્તુ કહેવી જોઈતી હતી કે આવાં અભ્યાસમંડળો સ્વાભાવિક છે અને આદરપાત્ર છે. આ નાની વયમાં રાજકીય પ્રવૃત્તિ ન હોવી જોઈએ એ વાત નર્યો દંભ છે. સોશિયલ ડેમોક્રેટે છૂપી પોલીસની દખલગીરીનો સંબંધ તથા આર્થિક જીવનમાં જમીનદાર વર્ગની દખલગીરીનો સંબંધ બતાવવો જોઈતો હતો." અગત્યના રાજકીય પ્રશ્નો સાથે સંસ્કાર-પ્રચારના સંગીન મુદ્દાઓ આ રીતે તે જોડી દેતો. કેળવણી અને રાજકીય તથા આર્થિક પદ્ધતિના સંબંધ ઉપર તે હમેશાં ભાર મૂકતો. સ્વદેશી સંસ્કૃતિની સ્વતંત્રતાના સૂત્ર સામે વિરોધ કરતાં લેનિને લખ્યું છે: "જ્યાં સુધી જુદી જુદી પ્રજાઓ એક રાજ્યના અધિકાર નીચે રહે છે ત્યાં સુધી તેમની વચ્ચે અનેક પ્રકારના આર્થિક તથા સામાજિક સંબંધો હોય છે. આ સંબંધોમાંથી આપણે કેળવણીને કેવી રીતે મુક્ત કરી શકીએ? રાજ્યના અધિકાર નીચેથી કેળવણીને દૂર કરી શકાય ખરી? અર્થસંબંધોથી એક રાજ્ય નીચે જુદી જુદી પ્રજાઓ એકત્ર થઈ શકે પછી કેળવણીના પ્રશ્નોમાંથી તેમને વહેંચી નાખવી એ મૂર્ખાઈભર્યું અને પ્રત્યાઘાતી પગલું છે. કેળવણીના ક્ષેત્રમાં તેમને એક કરીને આપણે જીવનમાં જે ચાલી રહ્યું હોય તે માટે આ નિશાળને તૈયાર કરીએ...... આપણે તો એ માટે પ્રયત્ન કરવો જોઈએ કે એક સ્થળે રહેતી સર્વે પ્રજાનાં બાળકો એક જ નિશાળમાં ભણે." ૧૯૧૩ના ઉનાળામાં

કેળવણીના પ્રશ્ન ઉપર ડુમામાં બોલવા બડાયેવ માટે એક ભાષણ લેનિને તૈયાર કરી આપ્યું. આ ભાષણ પૂરું વાંચવા દેવામાં નહોતું આવ્યું. આમાં દેશના કેળવણી વિષયક પછાતપણા તથા તે માટેના સરકારના ક્ષુદ્ર પ્રયત્નો વિષે તેણે આંકડાઓ આપ્યા હતા. ઝાર સરકારની નીતિને કારણે પ્રજાના નવદશાંશ ભાગને કેળવણીથી દૂર રહેવું પડતું હતું. શિક્ષકો તરફની સરકારી નીતિને "જંગલી, ક્રૂર, શરમજનક અને કંટાળાભરેલી" જણાવી હતી. અહીં તેણે અમેરિકા અને રશિયા વચ્ચે સરખામણી કરી હતી. અમેરિકામાં ૧૧ ટકા અભણ હતા પરંતુ ત્યાંના હબસીઓમાં ૪૪ ટકા અભણ હતા. છતાં ય "રશિયન ખેડૂતો કરતાં અમેરિકાના હબસીઓમાં કેળવણીનું પ્રમાણ બેવડું છે." બીજા એક પ્રતિનિધિ સાગોવ માટે ભાષણ લખી આપતાં લેનિને લખ્યું છે કે જમીનદારો પાસેથી જમીન ઝૂંટવી લેવામાં આવે તો જ દેશને શિક્ષિત કરી શકાય. જૂન માસમાં તેણે એક લેખ લખ્યો હતો તેમાં આ આશાવાદ તેણે પ્રગટ કર્યો છે: "આપણા પૂર્વજો કરતાં આપણે સારી રીતે લડીએ છીએ; આપણાં કરતાં આપણાં બાળકો વધારે સારી રીતે લડશે; અને તેમને વિજય મળશે. મજૂરવર્ગ નાશ પામતો નથી પણ વધારે બળવાન સંગઠિત અને યુદ્ધમાં કેળવાયલો થતો જાય છે. રજવાડાશાહી, મૂડીવાદ અને નાના ઉદ્યોગો વિષે અમે નિરાશાવાદી છીએ પરંતુ મજૂર ચળવળ વિષે અમે પ્રખર આશાવાદી છીએ. આપણે નવી ઈમારતના પાયા નાખીએ છીએ અને આપણાં બાળકો તે પૂરી કરશે."

લેનિને કેળવણીના જ પ્રશ્નો ઉપર ધ્યાન આપ્યું છે તેવું નથી; સમાજવાદી પુનરરચનામાં અગત્યનું સ્થાન રોકતા બીજા અનેક પ્રશ્નો તે વિચારતો. આ સંબંધમાં લખેલા લેખોમાં મૂડીવાદમાં તથા સમાજવાદમાં વૈજ્ઞાનિક શોધખોળોનું સ્થાન કેવું હોય છે તે વિષે

સરસ વિચારણા કરેલી છે. મૂડીવાદની એ શોધખોળોનો ઉપયોગ મુઠ્ઠીભર માલેતુજારોનાં ખિસ્સાં ભરવામાં, મજૂરોની સ્થિતિ ખરાબ કરવામાં તથા બેકારી વધારવામાં થાય છે. “સમાજવાદ નીચે જાણીતા શોધક રામ્સેની રીતથી ખાણોમાં કામ કરતા લાખો મજૂરોને તેમના આકરા કામમાંથી રાહત મળે, કામના આઠ કલાકને બદલે સાત કલાક કે તેથી પણ ઓછા થઈ જાય. બધાં કારખાનાંઓ તથા રેલવેને વીજળીમય બનાવી દેવાથી કામ કરવાની સ્થિતિમાં ઘણો સુધારો થાય, મજૂરો ધુમાડામાંથી, ધૂળીમાંથી ને ગંદકીમાંથી ઊગરી જાય; ગંદાં કારખાનાંઓને ચોખ્ખાં બનાવી પ્રયોગશાળા જેવાં કરવામાં આવે; ઘરોમાં રસોડામાં ગોંધાઈ ગુલામ જેવું જીવન ગાળતી સ્ત્રીઓની સ્થિતિ વીજળીને લીધે સુધરે; પરંતુ આખરે તો મૂડીવાદી વિજ્ઞાન મજૂરોને વધુ ને વધુ ગુલામ જેવા બનાવે છે. મૂડીદાર વર્ગના કાબૂ હેઠળ વિજ્ઞાન હોવાથી લોકોને કેટલું નુકશાન થયું છે તેનો દાખલો અમેરિકા ઉપરથી મળે છે. સમાજવાદી રીત પ્રમાણે કેટલો ફાયદો થાય છે તેનો દાખલો વર્તમાન રશિયામાં કામ કરવાની મુશ્કેલીઓ કેટલી ઓછી થઈ છે તે ઉપરથી મળે છે.

મૂડી–મજૂરીના સંબંધમાં આ સમયે તેણે જે લખ્યું છે તે આજે પણ વિચારવા જેવું છે. માલિકો અને મજૂરો વચ્ચે બાપ–બેટા જેવો સંબંધ છે, માલિકો મજૂરોને સારી રીતે દોરવશે, મૂડીદાર અને મજૂર વચ્ચે વર્ગવિગ્રહ જેવું કાંઈ નથી એવી ગાંધીજીની વિચારસરણી કાંઈ નવી નથી. પહેલાં પણ તે પ્રકારની વિચારસરણી ચાલતી હતી. ફીલેન નામનો એક અમેરિકન મૂડીદાર મૂડીદારોને પોતાના નેતા તરીકે સ્વીકારવા મજૂરોને આગ્રહ કરતો હતો, “કારણકે માલિકો પોતાનાં હિત શામાં છે તે બરોબર સમજતા હતા અને મજૂરો તથા માલિકોનાં હિત તો ઉદ્યોગની

પ્રગતિમાં સમાયેલાં હતાં." આના ઉત્તરમાં લેનિને લખ્યું: "પ્રજાસત્તાક આગળ વધે છે, આમજનતાનું બળ વધે છે, જીવન નિર્વાહનું ખર્ચ વધતું જાય છે. છાપાંઓ દ્વારા જનતાને ઘણી ખબરો મળી રહે છે. એટલા માટે મૂડીદારોનો ઉદ્દેશ જાગૃત થતી જતી જનતાને છેતરવાનો, મૂડીદાર અને મજૂર વચ્ચે વિગ્રહ નથી તેવું બતાવવાનો હોય છે. આ ઉદ્દેશ માટે તેઓ થોડાક પૈસા ખર્ચે છે." મૂડીવાદની આ છેતરપિંડીનું પૃથક્કરણ કર્યા પછી લેનિન લખે છે: "મી. ક્લિન સાહેબ! તમને હવે ખાત્રી થઈ ચૂકી છે કે બધા મજૂરો મૂર્ખા નથી હોતા?"

આ સમયે ક્રેકોમાં લેનિન બીજી રીતે સુખી નહોતો. લેનિનની માતાને એક પત્રમાં ક્રુપ્સ્કાયા લખે છે: 'અમે સુશ્યા (જે સાઇબીરિયન ગામમાં બન્ને જણાંએ પ્રથમ દેશવટો ભોગવ્યો હતો) માં રહેતાં હતાં તેવું લાગે છે. ટપાલીની રાહ જોવી એ જ અમારે માટે મોટો બનાવ છે. સવારે અગ્યાર વાગે તે આવે છે અને પછી છેક ૭ વાગે આવે છે. આટલો સમય કાઢવાનું અમારે માટે મુશ્કેલ છે.' લેનિનને ક્રેકોનાં પુસ્તકાલયો બહુ ગમતાં નહિ. તે બરફ ઉપર ફરવા જતો પરંતુ પછી તો વસંત આવી પહોંચી. ક્રેકોમાં વસંત રમણીય હોય છે; અને જંગલોમાં તો તે માદક હોય છે. બન્ને જણાં પાસે આવેલા વોલ્સટીના જંગલમાં ગયાં. પાછાં આવ્યાં પછી ક્રુપ્સ્કાયા માંદી પડી ગઈ. તેના ઉપર ઓપરેશન કરવામાં આવ્યું ને છેક ઉનાળામાં તેની તબિયત સુધરી. તેમનું જીવન સરળ નહોતું. પૈસાની તાણ તો ચાલુ જ હતી. તેણે આ વખતમાં લખેલાં પુસ્તકો માટે પ્રકાશકો મેળવવા મુશ્કેલ થઈ પડતા, પક્ષ તરફથી જે કાંઈ મળતું તે ઉપર જ તેને નભવું પડતું અને પક્ષ તરફથી બહુ જ થોડા પૈસા મળતા. ૧૯૧૩માં તેણે

થોડાક વખત કાર્ય મુલતવી રાખી ઇંગ્લેંડ જઈ નિર્વાહ માટેનાં સાધનો મેળવવાનો વિચાર કર્યો હતો. ક્રુપ્સ્કાયાનું આરોગ્ય સારું નહોતું રહેતું તે છતાં ઘરનું બધું કામકાજ તથા લેનિનને મળવા આવતા મિત્રોને માટે રાંધવાનું કામ કરતી ને તે ઉપરાંત મંત્રી તરીકે લખવાનું કામ પણ તેને જ શીરે હતું. આ વખતે લેનિનને મળવા આવેલા ડુમાના પ્રતિનિધિઓમાંથી એક ક્રુપ્સ્કાયાને મજૂરણ જેવું કામ કરતી જોઈ લખે છેઃ "આ સંજોગો ઘણા ભારે છે. પક્ષ તેમને માટે સાધનો પૂરાં ન પાડે? લેનિનને માસિકો કે છાપાંઓમાં કામ મળતું નથી પછી તેને લડત છોડી દેવી પડશે." આ બારીક સંજોગો પૂરા થયા. લેનિન પત્થરનો માણસ નહોતો. તેનામાં પણ લાગણીઓ ને માનવીની સ્વાભાવિક નિર્બળતાઓ હતી. ઉનાળામાં પોરોનીન નામના ગામમાં તે રહેવા ગયો. ત્યાં તે ક્રુપ્સ્કાયા તથા ઈનેસા નામની એક રશિયન ક્રાન્તિકારી સ્ત્રી સાથે ફરવા જતો. ઈનેસામાં પ્રેરણા આપવાની ખૂબ શક્તિ હતી. ક્રાન્તિ દરમ્યાન તેણે અદ્‌ભુત કામ કર્યું હતું. ૧૯૧૮માં તે મૃત્યુ પામી. જે સ્થળે તે બધા રહેતા તે સ્થળ પર્વતની તળેટીમાં હતું. ક્રુપ્સ્કાયા લખે છેઃ "હવા સુંદર હતી 'અને ધુમ્મસ વારંવાર પડતું હોવા છતાં પર્વતનો દેખાવ ભવ્ય ને સુંદર લાગે છે, અમે નજીકના શિખર ઉપર ચઢી જતાં અને દૂરના હિમાચ્છાદિત પહાડો નિહાળતાં. આખું દશ્ય મનોહર લાગતું. લેનિન પર્વતનાં શીળાં ઝરણાંઓમાં આનંદથી નાહતો. પર્વતમાળ ચઢવામાં પોતાની ટોળીનો હમેશાં તે સરદાર રહેતો.

પર્વત ઉપરના કઠીન ચઢાવની માફક તેના જીવનકાર્યના ચઢાવની સરદારી લેવાનો વખત પણ નજીક આવ્યે જતો હતો. ૧૯૧૪ના ભણકારા વાગવા માંડ્યા હતા.

## [૧૩] વિશ્વયુદ્ધ

યુદ્ધ વિષેની વાતો તો કેટલાય વખતથી ચાલી રહી હતી. કેટલાક તો જન્મથી જ એવી આશા સેવી રહ્યા હતા કે મોટા થઈને અમે શત્રુઓ સામે લડવાના. જર્મન છોકરાને પારણામાંથી ફ્રેંચ કે રશિયનને તિરસ્કારતાં શીખવાતું અને રમતોમાં પણ તે તેમને મારવા દોડતો. અંગ્રેજ છોકરાને કૈઝરના વહાણોને ઉડાવી દેવાનાં સ્વપ્નાં આવતાં. સિપાહીઓ નવલકથાઓ લખી યુદ્ધની આગાહી કરતા. જાદુઈ ફાનસ દ્વારા એરોપ્લેનોમાંથી પત્રિકા નાંખીને વિવિધ પ્રકારના પ્રચાર થતા. બધાની પાછળ યુદ્ધનો ધ્વનિ સ્પષ્ટ જણાઈ આવતો હતો.

ઑગસ્ટની પહેલી તારીખે જર્મનીએ રશિયા સામે યુદ્ધ જાહેર કર્યું. ઑગસ્ટની ત્રીજીએ ફ્રાન્સ સામે તથા ચોથીએ બેલ્જીઅમ સામે યુદ્ધ જાહેર કર્યું. ચોથીએ જ ઇંગ્લેંડે જર્મની સામે પોતાનાં શસ્ત્રો ઉઠાવ્યાં; ઑગસ્ટની છઠ્ઠી તારીખે ઑસ્ટ્રિયાએ રશિયા સામે સંગ્રામ શરૂ કર્યો અને અગ્યારમી તારીખે ફ્રાન્સ અને ઇંગ્લેંડે

ઓસ્ટ્રિયા સાથેના સંબંધો તોડી શત્રુ તરીકે તેને જાહેર કર્યું. યુદ્ધના આગની જ્વાળા ચારે દિશામાં ફેલાઈ ગઈ.

સામાન્ય પ્રજાજનો ભયત્રસ્ત થઈ ગયા. લોકોને કોની જોડે લડવાનું છે તેની માહીતી પણ નહોતી. રસ્તા ઉપર લશ્કર તરફથી નીકળતા સરઘસોનાં પાટિયાં ઉપરનાં જુદાં જુદાં સૂત્રો તથા વર્તમાનપત્રોના કાળા અક્ષરમાં આવતા સમાચાર બધા વિવિધ રીતે નિહાળતા. રાષ્ટ્રવાદનો જુસ્સો પ્રચંડ સ્વરૂપમાં ભભૂકી ઊઠયો. રાષ્ટ્રને નામે મુઠ્ઠીભર લોકોના વેપાર ને લાભ માટે દરેક દેશના સામાન્ય પ્રજાજનોએ બીજા દેશના માણસોને મારવા જવાનું હતું એ વાત આ જુસ્સાના જુવાળમાં વિસરાઈ ગઇ. અદૃશ્ય શત્રુઓ સામે હવામાં હાથ વીંઝાતા.

લેનિન ક્ષણભર માટે સ્તબ્ધ થઈ ગયો. યુદ્ધના સમયમાં શું કરવું તે વિષે તેને ખબર નહોતી એમ નહોતું પરંતુ જે વેગથી આ યુદ્ધ ચાલુ થયું હતું અને પ્રજાની લાગણીઓને ઉત્તેજવામાં આવી હતી તે જોતાં તે ઘડીભર શાંત પડી જાય તેમાં નવાઈ જેવું નહોતું. પરંતુ એ તો થોડોક જ સમય. આ યુદ્ધથી નવા સંજોગોનો જન્મ થવાનો ને વર્તમાન સમાજને ઉથલાવી નાંખવાની સંપૂર્ણ તક મળવાની હતી. દૂરદર્શી ક્રાન્તિકારની માફક તે પરિણામ જોઈ શકે છે. ભય અને વિનાશના સાગર મંથનમાંથી જે અમૃત નીકળવાનું છે તે બીજાને હાથે ચઢી ન જાય તે માટે તકેદારી રાખવી જોઈએ. ભીરુતાની રાત્રી હવે તેને ડારી શકે તેમ નથી.

અમાપ શક્તિ વડે લેનિન જીવનને વીંટળાઈ વળતા સંકુચિત ક્ષેત્રમાંથી દૂર થઈ દૂર ક્ષિતિજ ઉપર ઊગતા સૂર્યના સોનેરી કિરણો જોઈ રહે છે. વર્ષોનાં અંધારાં આ પ્રકાશથી ટળવાનાં છે તે વિષે તેને ખાત્રી છે.

યુદ્ધનાં કારણો વિષે જુદા જુદા સિદ્ધાંતો આગળ ધરવામાં આવે છે. સત્તાવાળાઓ એમ કહેતા હતા કે દુનિયાની સંસ્કૃતિના બે નેતાઓ ન હોઈ શકે, પછી ભલે આ પ્રશ્નનો ઉકેલ લાવવા માટે એકનો નાશ કરવો પડે. બ્રિટનના વિનીતો એમ કહેતા હતા કે કૈસર પ્રજાસત્તાકને ભયરૂપ છે ને જર્મનો બ્રિટિશ સામ્રાજ્યને પ્રગતિમાં આડખીલીરૂપ લેખતા. શાંતિ ચાહનારા સમાજવાદીઓનો મોટો ભાગ શસ્ત્રોની સત્તા તથા છૂપી રાજ્યનીતિના પ્રચારને આ યુદ્ધના કારણરૂપ માનતો. આમાંના એકે દૃષ્ટિબિંદુને લેનિન સ્વીકારવા તૈયાર નહોતો. તેણે પોતાનું જુદું દૃષ્ટિબિંદુ કેળવ્યું હતું.

વર્ષોથી તે મૂડીવાદની નવા બજારો શોધવાની ભૂખને, તથા શાહીવાદી સ્વરૂપને ધ્યાનપૂર્વક નિહાળી રહ્યો હતો. મોટાં જોડાણો થતાં, નાની કંપનીઓ એકત્ર થઈ અમુક ઉદ્યોગનો ઇજારો રાખી લેતી. બેંકોની સત્તા વધતી હતી અને જગતનાં બજારો મોટાં રાજ્યો અંદરઅંદર વહેંચી લેતા હતા. મૂડીવાદમાં જુદાજુદા ફેરફારો થતા હતા; પરંતુ આ ફેરફારો તેની પ્રગતિના ચિહ્ન નહોતા, તેની અવનતિના હતા. શાંતિના માર્ગોદ્વારા મૂડીવાદનો વિકાસ ૧૯૦૫ પછી અટકી પડયો હતો એટલે હવે યુદ્ધોનો, ટંટાનો આશ્રય તેણે લીધો હતો. યુદ્ધો એ તો મૂડીવાદના અંતની નિશાની છે. આ ટ્રસ્ટો (જોડાણો) ને ઇજારાવાળી કંપનીઓએ મૂડીવાદનું નવું સંગઠિત કે વિકસિત સ્વરૂપ નહોતું. પરંતુ અંદર અંદરની હરીફાઈ તથા અંતર્ગત વિરોધોના વધવાનું સ્વરૂપ હતું. રાજ્ય ધીમે ધીમે મૂડીભર બેંકરો, ઉદ્યોગપતિઓ તથા જમીનદારોની એકહથ્થુ સત્તારૂપ બનતું જતું હતું. પ્રજાસત્તાક રાજ્યમાં એ લોકોનો અવાજ સંભળાતો એ ભ્રમ હતો એમ દિવસે દિવસે સ્પષ્ટ થતું હતું. લોકોમાં ગરીબાઈ, બેકારી,

ભૂખમરો વધ્યાં હતાં. આ નાના મૂઠીભર વર્ગને જોરે પોતાની સત્તા ટકાવી રાખવી હોય તો નવા બજારો શોધવા જોઈએ, નવી લૂંટો ચલાવવી જોઈએ ને ભૂખ્યા લોકોને લડાઈ તરફ દોરી તેમના જુસ્સાનો આવો નીચ ઉપયોગ કરવો જોઈએ. પોતાના દેશની વધતી જતી ગરીબાઈનો ઉકેલ આવી આંતરરાષ્ટ્રીય ખૂનામરકી અને લૂંટમાં આ મૂડીવાદીઓએ જોયો. વિશ્વયુદ્ધનું આ એક જ સાચું કારણ હતું.

લેનિને આ સંબંધમાં લગભગ ડઝન લેખો લખી ઇંગ્લેંડ, જર્મની, અમેરિકા તથા ફ્રાન્સના રાજકીય બનાવોનો ઉલ્લેખ કરી રાજ્યકર્તા વર્ગોના જૂના રાજકીય પક્ષોની કેવી અવનતિ થતી રહી છે, "પ્રજાસત્તાક" રાજ્યમાં આપખુદ, લશ્કરી ને હિંસક તત્ત્વોનો વિકાસ કેવી રીતે થતો રહે છે, આ બધાને પરિણામે રાજકીય તથા આર્થિક કટોકટિ કેવી ઊતરી આવે છે તે બતાવ્યું છે. શસ્ત્રોની ભયંકર તૈયારીઓ તથા શાહીવાદની નીતિનું અનુસરણ યુરોપને જાણે દારૂગોળો તૈયાર કરવાની શાંતિ અર્પી રહ્યું છે.

લેનિનને ખાત્રી હતી કે યુદ્ધને પરિણામે ક્રાન્તિ થવી જ જોઈએ. ૧૯૦૮માં એક વાર્તાલાપ દરમ્યાન તેણે કહ્યું હતુંઃ "યુદ્ધ આવે છે તે અનિવાર્ય છે, મૂડીવાદી જગત હવે ઊકળી રહ્યું છે. પ્રજામાં રાષ્ટ્રવાદ તથા દાંભિકતાનું ઝેર પ્રસરતું જાય છે. મને લાગે છે કે આપણે થોડાક જ વખતમાં યુરોપ આખાની લડાઈ જોઈશું. મજૂરો આ ખૂનામરકી અટકાવવા જેટલું બળ ભાગ્યે જ ધરાવતા હશે. યુરોપભરમાં મજૂરોની સામાન્ય હડતાળ? પરંતુ એને માટે તેઓ એટલા સંગઠિત કે વર્ગજાગૃત નથી. મજૂરોને આમાં હેરાન થવું પડશે એ વાત સાચી પરંતુ તેનું ભાગ્ય એવું

જ રહેશે. તેના શત્રુઓ અંદર અંદર લડી નિર્બળ થવાના તે પણ એટલું જ અનિવાર્ય છે. .........આ માટે મજૂરોને ભારે કિંમત આપવી પડશે પણ અંતે તેમનો વિજય છે. ”

વિજયની આ આશા તેણે અત્યારનાં ઘેરાયેલાં વાદળોમાં જોઈ. આ પ્રકાશે તેણે પોતાનો રાહ દોર્યો. યુદ્ધનો પ્રારંભ થતાં જ રશિયામાં ક્રાંતિકારી ચળવળને થંભાવી દેવાના પ્રયત્નો થયા. ને લેનિને પોતાના દેશબાંધવોને મજૂરો અને ખેડૂતોને મૂડીવાદ ખાતર પોતાનું લોહી વહેવડાવવા આગે કૂચ કરતા જોયા. આની સામે લેનિને પડકાર કર્યો. કરોડો માણસોમાં એ એકનો જ પડકાર હતો. તે વખતે કોઈનું ધ્યાન પણ તે તરફ ન ગયું. જગતનો બચાવ કરવા કોઈ કીડીએ હથિયાર સજ્યાં હોય તેવું તે વખતે લાગ્યું.

પેરોનીન ખાતેના તેના નિવાસસ્થળની ઑગસ્ટની સાતમી તારીખે જડતી લેવામાં આવી. ઑસ્ટ્રિયા અને રશિયા વચ્ચે યુદ્ધ ફાટી નીકળતાં દરેક રશિયન તરફ શંકાની દૃષ્ટિએ જોવામાં આવતું. એટલે લેનિનને પણ પકડીને પૂરી દેવામાં આવ્યો, બાર દિવસ સુધી તે ત્યાં રહ્યો. ક્રુપ્સ્કાયા રોજ મળવા આવતી અને સ્થળે સ્થળે મજૂર નેતાઓ કેવી રીતે દગો દઈ રહ્યા હતા તેના સમાચાર લાવતી. થોડાક દિવસ પછી ઑસ્ટ્રિયાની સરકારને ત્યાંના સમાજવાદી પક્ષે લેનિન વિષે સંપૂર્ણ માહીતી પૂરી પાડી જણાવ્યું કે લેનિન એ તો ઝારનો કટ્ટો શત્રુ હતો. લેનિનને મુક્તિ મળી પરંતુ આ સ્થળે તે વધુ વખત રહી શકે તેમ ન હોતું એટલે સ્વિટ્ઝર્લૅન્ડ આવવા નીકળ્યાં. આખે રસ્તે તેમણે યુદ્ધની તરફેણ કરતા દેખાવો જોયા. આ દેખાવો કરનારામાં મુખ્ય પાદરીઓ હતા. સપ્ટેમ્બરની પાંચમી તારીખે તેઓ બન્ને

આવી પહોંચ્યાં. અહીં આવતાં જ રશિયા સાથેના તૂટી ગયેલા સર્વ સંબંધો ચાલુ કરવાના પ્રયાસો કર્યા. રશિયા પાછા જતા લોકો વિશે, રશિયન છાપખાના વિશે તેણે તપાસ શરૂ કરી દીધી.

આવ્યાને બીજે દિવસે જ બર્નમાં વસતા બોલ્શેવિકોની એક પરિષદ મળી તેમાં લેનિને પોતાના વિચારો સમજાવ્યા. ચર્ચાને અંતે યુદ્ધને મૂડીવાદના યુદ્ધ તરીકે ગણાવતા, અને પોતપોતાની સરકાર પાસે યુદ્ધ માટેનાં નાણાં મંજૂર કરવાના બીજી આંતરરાષ્ટ્રીયના નેતાઓના કાર્યને વખોડી નાંખતા ઠરાવો થયા.

જો કે આવા સુફિયાણા સૂત્રો અને ઠરાવો ઉપર લેનિનને વિશ્વાસ હતો જ નહિ. તેમાં રહેલાં મવાળ ને ઢોંગી તત્ત્વો તેણે કયારનાં ય જોઈ લીધાં હતાં. યુદ્ધ ફાટી નીકળતાં જ આ નેતાઓ અત્યાર સુધી પોતે કરેલા ઠરાવોને ઘોળી પી ગયા ને રાષ્ટ્રવાદની વાતો કરવા મંડી પડ્યા. આ કહેવાતા સમાજવાદીઓ લશ્કર સાથે રાષ્ટ્રગીતો ગાવા મંડી પડ્યા. તેમનું કહેવું એવું હતું કે સમાજવાદનો અર્થ આ સંજોગોમાં પોતાના રાષ્ટ્રને શત્રુઓના હાથમાંથી બચાવવાનો હતો. જુના સિદ્ધાંતોને નવો અર્થ મળવા લાગ્યો. તેમને આ વિગ્રહમાં સામ્રાજ્યવાદનો નહિ પરંતુ સમાજવાદનો વિજય જણાવા માંડ્યો. ફ્રાંસના આંતરરાષ્ટ્રવાદીઓએ જાહેર કર્યું કે આ યુદ્ધ તો ફ્રેંચ રાજ્યક્રાંતિના પુનરાવર્તનરૂપ છે ને ફ્રાંસનું લશ્કર બધા રાજ્યોને મુક્તિ અર્પી દેશે. જર્મનો તો તેમનાથી પણ આગળ વધ્યા હતા. યુદ્ધના ઉદ્દેશ અર્થે બધા ઉદ્યોગોને રાજ્યની માલિકી હેઠળ લાવી દેવાનાં પગલાંમાં તેમને રાજ્યાશ્રિત મૂડીવાદ ન જણાયો પરંતુ સમાજવાદનો વિજય જણાયો! દાણાના ઈજારાને લગતો કાયદો જ્યારે પસાર થયો, ત્યારે એક ઉદ્દામવાદી સભ્યે તેને "મૂડીવાદ ઉપર સમાજવાદે

મેળવેલા મહાન વિજય" તરીકે ઓળખાવ્યો ! રશિયામાં આવા સમાજવાદીઓ પણ હાથ જોડી બેસી રહ્યા નહોતા. પ્લેખેનોવે માર્કસને દાટી દીધો હતો. તેણે લખ્યું: "મારા દેશને આંગણે ખૂનામરકી માટે ડાકુઓ આવ્યા છે." જર્મન સમાજવાદીઓ તરફ ફરીને તેણે કહ્યું: "શરમ છે તમને." રાષ્ટ્રવાદ કેટલી હદ સુધી પહોંચી ગયો હતો તેનો આ દાખલો. બીજા સમાજવાદીઓ પણ આજ રીતે વાતો કરતા હતા. યુદ્ધ તે તો ગમે તે રીતે ચલાવવું જ જોઈએ. મજૂરોનો મૃત્યુઘંટ વાગતો હતો, તેની ચિંતા કરવાની જરૂર નહોતી. આવા અમંગલ પ્રસંગો તો તુરત જ ચાલ્યા જશે અને પાછા મિત્રો થઈ શકાશે, અને થોડાક વખત માટે બંધ થઈ ગયેલું આંતરરાષ્ટ્રીયનું કાર્યાલય તુરત પાછું ચાલુ કરી શકાશે !

વાજું એક જ હતું. માત્ર સૂર જુદાજુદા નીકળતા હતા. લેનિન તો વિચારતો હતો: "આ બધા ય ક્રાઇસ્ટના ક્રોસનું ચિહ્ન રાખે છે; બધાય આમીન પોકારે છે ને શાંતિનાં ગાન રટે છે, દેવળોમાં જાય છે. આ ઈશ્વરના પુત્રોમાં અને સેતાનના પુત્રોમાં જરાય ફરક નથી."

જગતયુદ્ધ જેવા મહાન પ્રસંગે જ્યારે ઈતિહાસના બધા પ્રવાહો પોતાની દિશાએ વહેતા અટકી ગયા હતા, જ્યારે દેશ સામે —મૂડીવાદી સત્તા સામે બોલનાર વ્યક્તિઓ દેશદ્રોહી ગણાતી ત્યારે માનવોની મુક્તિનો ઉકેલ સશસ્ત્ર ક્રાંતિ કરીને આણી શકાય તેવું કહેનારને લોકો ગાંડો ન માને ? લેનિનના સિદ્ધાંતને પણ ગાંડપણ તરીકે ધુત્કારી કાઢવામાં આવ્યો.

## [૧૪] યુદ્ધ કે ક્રાંતિ ?

જ્યારે મહાન ઐતિહાસિક પરિવર્તનનો કાળ આવે છે ત્યારે તેને ગતિ આપનારાં બળોને નહિ સમજી શકવાથી તે વખતે અખત્યાર કરવામાં આવેલી વિચારસરણી અને દૃષ્ટિકોણ આકસ્મિક, અથવા તો કોઈ અગમ્ય શક્તિના વરદાનરૂપ માની લેવામાં આવે છે, ને એ પદ્ધતિને તે વખતે તો હસી કાઢવામાં આવે છે. લેનિને દેશની મુક્તિ માટે જે સિદ્ધાંત શોધી કાઢ્યો તે બધાને અવ્યવહારુ લાગવા માંડ્યો. તેના બધા મિત્રોએ કહ્યું કે આમાં સામાન્ય સમજનો તદ્દન અભાવ છે. લેનિનને આ બધાની પાછળ ધસમસતો મજૂર–કિસાન ક્રાંતિનો ભય વ્યક્ત થયેલો જણાયો. 'સામ્રાજ્યવાદી યુદ્ધને આંતરિક વર્ગ–વિગ્રહમાં પલટી નાખો.' પરંતુ આવા સરકારી વિગ્રહને આંતરિક વિગ્રહમાં પલટી નાંખવાનું કાર્ય સરકારી લશ્કરની હારથી વધુ સુલભ બને છે. એટલા માટે પરાજયની આવી ક્ષણો નજીક આણ્યા વગર આવું પરિવર્તન અશક્ય બની જાય છે...આવી પરિસ્થિતિ ઊભી કર્યા

વગર સંખ્યાબંધ ક્રાંતિકારી શબ્દોનો કશો અર્થ નથી...પોતાના દેશની સરકાર અને બૂર્ઝવા વર્ગને નુકશાન કર્યા વગર વર્ગ વિગ્રહમાં વિજય અશક્ય છે અને યુદ્ધના સમયમાં દેશની સરકારને નુકશાન કરવું એ ભયંકર ગુનો છે.' આવો માણસ જો ઝારની સરકારના હાથમાં આવ્યો હોત તો જરૂર તેને ફાંસીની શિક્ષા થાત. પરંતુ લેનિન જે લખતો હતો તે જવાબદારીપૂર્વક લખતો હતો. તેને પૂરતી ખાત્રી હતી કે આ જાતનો રસ્તો ગ્રહણ કર્યા સિવાય છૂટકો નથી.

યુરોપની સમાજવાદી ચળવળમાં ભાગલા પડી ગયા હતા. બધે સ્થળે સમાજવાદી ચળવળના નેતાઓ સરકારી પક્ષમાં ભળી જઈ પોતાના દેશની ચળવળને સાથ આપી રહ્યા હતા. રશિયામાંથી પ્લેખેનોવે 'પિતૃ દેશ'ના રક્ષણ માટે હાકલ કરી ઝારને યુદ્ધમાં સાથ આપવા જાહેર કર્યું હતું. પ્લેખેનોવના આ વર્તનથી લેનિન ક્રોધે ભરાયો. શરૂઆતમાં તે આ માની શક્યો જ નહિ. "આ તો માનવું જ અશક્ય છે...કદાચ આ પ્લેખેનોવના લશ્કરી ભૂતકાળની અસર હશે." "મહાન રશિયનોનું રાષ્ટ્રીય અભિમાન" નામના એક લેખમાં તેણે આ રાષ્ટ્રીય અભિમાન ઉપર કડક ટીકા કરી: "આ પ્રશ્નની અગત્ય આપણે ન સમજી શકીએ તે બરોબર નથી...આપણા બધામાં રાષ્ટ્રીય અભિમાન હોય જ કારણ કે મહાન રશિયન પ્રજાએ ક્રાંતિકારી વર્ગને જન્મ આપ્યો છે, સમાજવાદ અને સ્વતંત્રતાની લડતમાં માનવ જાતિને મહાન પાઠ ભણાવ્યો છે, અને મહાન કાર્યક્રમમાં જ નહિ પરંતુ ફાંસીના મોટા માંચડાઓ, દમન માટેની અદાલતો, ભૂખમરાના મોટા રોગચાળા, પોપ, ઝાર, જમીનદાર અને મૂડીદારોના મોટા મસ્કાઓ પણ આપ્યા છે. અમારામાં રાષ્ટ્રીય અભિમાન છે અને એટલા જ માટે અમને અમારા ગુલામી ભૂતકાળ તરફ તિરસ્કાર છે...ગુલામ જન્મવા

માટે બીજા કોઇને ગાળો દેવાની જરૂર નથી. એ માટે જે ગુલામ પોતાની ગુલામીને સાર્થક મનાવતો હોય છે તે જ સૌથી મોટા તિરસ્કારને પાત્ર છે." પ્લેખેનોવને આમાં સ્પષ્ટ ઉત્તર મળી રહે છે. આજે ઇટલી—એબિસીનિયા યુદ્ધ વખતે દેશના રક્ષણના ઓઠા નીચે બ્રિટનના મજૂરપક્ષે બ્રિટનની સરકારી નીતિને ટેકો આપ્યો છે તે પ્લેખેનોવના જેવી જ મનોદશા સૂચવે છે. બીજા આંતરરાષ્ટ્રીય મંડળના નેતા મનાતા કોટ્સ્કી વગેરે પણ પોતપોતાના દેશની સોડમાં ભરાઈને બેઠા. લેનિન એક જણને પત્રમાં લખે છે: "બીજા કોઈના પણ કરતાં કોટ્સ્કી સૌથી વધારે દંભી અને ભયાનક છે. તેનું આંતરરાષ્ટ્રીયત્વ 'દેશના રક્ષણ'ના ઓઠા નીચે એક દેશના મજૂરો બીજા દેશના મજૂરોને ગોળીએ ઉડાવે તેમાં સમાયેલું છે, આ તકવાદ એ મોટામાં મોટું અનિષ્ટ છે. આપણું અત્યારનું કામ આવા આંતરરાષ્ટ્રીય તકવાદનો સબળ અને ખુલ્લો વિરોધ કરવાનું છે......આ કામ આપણા ઉપર નંખાયેલું છે કારણ કે બીજું કોઈ છે જ નહિ...પિટર્સબર્ગના મજૂરોમાં અત્યારે આ દગાખોરો સામે પ્રખર અસંતોષ છે. બધાય બળ સાથે આ જગતવ્યાપી તકવાદ સામે લડવાની જાગ્રતિને આપણે ટેકો આપવો જોઈએ. અત્યાર સુધી જર્મનીનો સોશિયલ ડેમોક્રેટિક પક્ષ પ્રમાણભૂત ગણાતો હતો. હવે શું ન કરવું તેના દાખલારૂપે તે છે." બીજા આંતરરાષ્ટ્રીય મંડળમાંથી તેની શ્રદ્ધા તો યુદ્ધ શરૂ થતાં જ ઊઠી ગઈ હતી. "બીજું આંતરરાષ્ટ્રીય મંડળ તો તકવાદે ભાગી નાંખ્યું છે ને એટલા માટે માત્ર તૈયારી કરવી જોઈએ."

—

યુદ્ધનો વિરોધ કરનારા તો મૂઠીભર હતા ને તેમાંય તેને આંતરિક યુદ્ધમાં ફેરવી નાખવાની ભલામણ કરનારા તો આંગળીને

વેઢે ગણાય તેટલા જ હતા ત્યાં એની નવા આંતરરાષ્ટ્રીય મંડળ માટેની વાતને હસી કાઢવામાં ન આવે તો શું થાય? ઝિનોવિવ લખે છેઃ "આ વખતે આખી દુનિયામાં કૂલ બાર માણસો પણ નહિ હોય, જેમને એની વાતમાં વિશ્વાસ હશે, અમારા પક્ષમાં તો કોઈ જ નહોતું."

છતાં લેનિને પોતાની લડત ચાલુ રાખીને પોતાના વિચારો સમજાવવા માંડ્યા. યુદ્ધનો વિરોધ કરનારાઓમાં મુખ્યત્વે દયાની ભલી લાગણીઓ ધરાવતા શાંતિવાદીઓ હતા. લેનિન આ વિષે એક પત્રમાં નિર્દેશ કરે છેઃ "આ શાંતિનું સૂત્ર બૂર્ઝ્વા વર્ગ નહિ સાંભળે એવી માન્યતા ખોટી છે. આજે જ હું "ઈકોનોમિસ્ટ" વાંચતો હતો. આ પ્રગતિમાન દેશના બૂર્ઝ્વા લોકો શાંતિ ઈચ્છે છે (મૂડીવાદને સબળ બનાવવા માટે). આપણે આ લોકો સાથે, ઊર્મિશીલ વિનીતો સાથે ભળી જવું ન જોઈએ. અત્યારે તો બેયોનેટોનો યુગ આવ્યો છે. અને એનો અર્થ એ છે કે આપણે પણ એજ શસ્ત્ર સામે લડવું જોઈએ. આગળ જતાં તે લખે છે કેઃ "આ શાંતિ તો મજૂરોની પરાધીનતા અને મૂડીવાદનો કાબૂ કાયમ રાખવા માટે મોટામાં મોટું હથિયાર છે, આ બધાય હરામખોરો શાંતિની વાતો કરે છે પરંતુ તેમના પત્રોમાં શાંતિની આપણી શરતો કદી મૂકતા નથી. જર્મન અને રશિયન રાજાઓ પણ એકબીજા સાથે શાંતિ કરવા તત્પર છે. બધાય ઊર્મિશીલ બૂર્ઝ્વા લોકો અને વખત બગાડનારાઓ પ્રતિક્રાંતિ તથા ગુલામી શાંતિ માટેની વાતો કરે છે." લેનિન શાંતિના સૂત્રનો વિરોધી હતો કારણ કે જે સત્તાઓ ઝગડી રહી હતી તેમની વચ્ચે જો શાંતિ થાય તો તેમાં મજૂરોનું કે ખેડૂતોનું કશું કલ્યાણ થવાનું નહોતું પરંતુ તેમાં તો નવા યુદ્ધનાં બીજ રહ્યાં હતાં."

લેનિને પોતાના વિચારવાળાઓને એકત્ર કરવા માંડયા. જૂના દોસ્તો ચાલ્યા ગયા તો વાંધો નહિ. નવા જુવાનો તેની પાસે આવવા માંડયા. તે તેમને આખી પરિસ્થિતિ સમજાવતો ને કયો રસ્તો લેવાવો જોઈએ તેની સૂચના કરતો. કેટલાક જૂના સાથીદારો પણ તેને મળ્યા. તેણે યોજના તૈયાર કરી. તેની સાથે તે વખતે ઝારશાહીનો અંત આણવા માટે બાર માણસો તૈયાર થયા હતા. જે કાર્યક્રમ રશિયન પ્રજાએ પાછળથી સ્વીકાર્યો તેની રૂપરેખા દોરી તેણે સાથીદારોની સંભળાવી: "રશિયાની ક્રાંતિ પછીની રાજ્યવ્યવસ્થા કિસાનો અને કામદારોની સરમુખત્યારીની રહેશે. અત્યારના યુદ્ધના કારણે ક્રાંતિથી મજૂરપક્ષ સત્તા ઉપર આવશે તો શું કરશે એવા પ્રશ્નનો ઉત્તર આ પ્રમાણે છે: "અમે બધાને શાંતિ આપીશું. રશિયામાં ક્રાંતિના વિજયથી એશિયા અને યુરોપમાં ક્રાંતિના પ્રચાર માટે અનુકૂળ સંજોગો ઊભા થશે." ૧૯૧૫ના ઑકટોબરની ૧૩મી તારીખે તેણે આ લખ્યું. પરંતુ કોઈપણ વર્તમાન પત્રે તેનો નિર્દેશ ન કર્યો. કોઈને તે વિશે પડી પણ નહોતી. આ બધું ગાંડપણ જણાયું ને તે વિશે કોઈને શંકા નહોતી.

લેનિન આ દિવસો તદ્દન ગરીબાઈમાં ગુજારતો હતો. ઝ્યુરીચમાં જે ઘરમાં તે રહેતો હતો તે ઘરની બારીઓ દિવસે તો ઉઘાડી જ શકાતી નહિ કારણ કે બહાર મોટું કારખાનું હતું અને તેની ધૂણી અંદર પેસી જતી. દરરોજ સવારે તે પુસ્તકાલયમાં જતો ને સામ્રાજ્યવાદ નામના પુસ્તક માટે માહિતી એકઠી કરતો હતો. યુદ્ધના એક વર્ષના અનુભવે તેને મૂડીવાદ અને તેના છેલ્લા પગથિયારૂપ સામ્રાજ્યવાદ વિશે સ્પષ્ટ વિચારો તેને આવી શકયા. તેણે જગતના ચાર પૈસાદાર દેશોની સમૃદ્ધિ ૪૭૯,૦૦૦૦ ફ્રાંકની ગણી.

ઇંગ્લેંડ, અમેરિકા અને જર્મની મળી આંતરરાષ્ટ્રીય મૂડીના ૮૦ ટકા ઉપર અધિકાર ભોગવતા હતા. બાકીનું આખું જગત એક યા બીજી રીતે આ આંતરરાષ્ટ્રીય શરાફોને નાણું આપ્યા કરે છે. આ હકીકતનો આધાર લઈ લેનિને પૂરવાર કર્યું કે અત્યારનું યુદ્ધ સામ્રાજ્યવાદના વર્તમાન સ્વરૂપના કારણે છે, બધાય મૂડીના નિકાસ માટે રસ્તા શોધ્યા કરે છે. આ નિકાસે વીસમી સદીની શરૂઆતમાં વિશાળ સ્વરૂપ ધારણ કર્યું છે. મુઠ્ઠીભર પૈસાદાર દેશોના આવા આક્રમણથી જગતના બીજા દેશો ઉપર સામ્રાજ્યવાદી દમન અને શોષણ માટે કેવો સંગીન પાયો ઊભો થાય છે!......આ યુદ્ધ શરૂ કરવાનું મૂડીવાદીઓ પાસે દરેક કારણ છે..."મૂડીવાદનું જીવન લંબાવવું હોય તો યુદ્ધ માત્ર એક જ રસ્તો રહે છે, જેના ઉપર તે લંગડાતો પણ ચાલી શકે."

આખી સામ્રાજ્યવાદી ચળવળનું પૃથક્કરણ કર્યા પછી તે બતાવે છે કે જ્યાં સામ્રાજ્યવાદનો અંકોડો નિર્બળ હશે ત્યાં પહેલાં ક્રાંતિ થવાનો સંભવ રહેશે; રશિયામાં આવો અંકોડો નિર્બળ હતો તેથી ત્યાં સામ્રાજ્યવાદી દોર તૂટ્યો.

લેનિને આંતરરાષ્ટ્રીય પરિષદ મેળવવાની તૈયારી કરી. યુદ્ધના ઘાથી મજૂરોની ભ્રમણા ભાંગ્યે જતી હતી. સપ્ટેમ્બર માસની શરૂઆતમાં બર્ન ખાતે દુનિયાના યુદ્ધવિરોધી સમાજવાદીઓની પરિષદ મળી. આ પરિષદમાં ૩૦ સ્ત્રીપુરુષો હાજર હતાં. બર્ન ખાતે મળવાની મુશ્કેલી જણાતાં બધાય પહાડોમાં આવેલા ઝિમરવાલ્ડમાં ગયા, અને ત્યાં ચર્ચા શરૂ થઈ. ઝિમરવાલ્ડના નિર્ણયોથી લેનિનને સંતોષ પણ ન થયો અને નિરાશા પણ ન થઈ. લેનિનનું દૃષ્ટિબિંદુ આમાં ન સ્વીકારાયું છતાં તેણે તેના નિવેદનપત્ર ઉપર સહી કરી. બહુમતિએ મજૂરોને શાંતિ માટે અપીલ

કરી હતી. લેનિનને આ ભૂલ તો લાગતી જ હતી પરંતુ બીજા બધા કરતાં આ પરિષદ આગળ હતી કારણ કે તે યુદ્ધનો વિરોધ કરતી હતી. લેનિન અને તેનું દષ્ટિબિંદુ સ્વીકારતા બીજા લોકોએ આ પરિષદમાં પોતાની એક જુદી સમિતિ સ્થાપી. આ સમિતિમાં ત્રીજી આંતરરાષ્ટ્રીય માટેનાં બીજ રહેલાં હતાં. તેણે ઝિમરવાલ્ડ વખતે રજૂ થયેલા શાંતિના ખરડા વિશે લખ્યું: "વિરોધ, યુદ્ધ વિરોધી હડતાલ એ બધી મૂડીવાદીઓ સામે અહિંસક યુદ્ધ ખેલવાનાં દયાજનક સ્વપ્નાંઓની મૂર્ખાઈભરી વાતો છે—પ્રબળ આંતરિક યુદ્ધ વિના મૂડીવાદનો અંત લાવવાની વાહિયાત વાતો છે. કોઈપણ ભોગે શાંતિ એટલે क्षुद्रं हृदयदौर्बल्यं—લાગણીઓનાં સ્વપ્નાંઓથી દૂર રહેવું જોઈએ...... સામ્રાજ્યવાદી યુદ્ધ પ્રજાસત્તાક શાંતિમાં પરિણમશે એવી માન્યતાથી પ્રજાની સમક્ષ સત્ય છુપાવાય છે કે ક્રાંતિ વિના શાંતિ શક્ય છે." લેનિનને મન શાંતિમાં ક્રાંતિનો ઈનકાર હતો. એટલું જ નહિ, પરંતુ વર્ગજાગૃતિ અને રાષ્ટ્રીય હિતનો ઈનકાર હતો. રાષ્ટ્રોએ લડવા માટે તૈયાર થવું જ જોઈએ. "સમાજવાદ બહુમતિની તરફેણમાં થતા યુદ્ધોના સિદ્ધાંતને નકારી શકે નહિ. અત્યારે તો દેશને જોડી દેવા તેનો અર્થ તે દેશની પ્રજાની ઈચ્છા વિરુદ્ધ તેને જોડી દેવો; બીજા શબ્દોમાં કહીએ તો આ જોડાણનો વિચાર તે રાષ્ટ્રની સ્વાધીનતાની લડત સાથે સંકળાઈ જાય છે. દરેક સાચા સમાજવાદીએ જે દેશની પ્રજા બીજા વર્ગને હાથે પીડાતી હોય તેની અને સંસ્થાનોની પ્રજાની મુક્તિ માટે માંગણી કરવી જોઈએ." રાષ્ટ્રીય યુદ્ધોની અશક્યતા વિશેના લક્સમ્બર્ગના વિચાર ઉપર આક્રમણ કરતાં તેણે લખ્યું: "જો મોટાં રાજ્યો આ યુદ્ધથી થાકી જાય અથવા તો રશિયામાં ક્રાંતિ સફળ થાય તો સફળ રાષ્ટ્રીય યુદ્ધો જરૂર શક્ય છે. આવા

પ્રગતિકારક અને ક્રાંતિકારક યુદ્ધો અનિવાર્ય થઈ પડે છે. અને આવા ક્રાંતિકારક યુદ્ધ માટે તૈયારી કરવા તેણે હથિયારો લેવા તથા આ યુદ્ધમાં ભાગ લઈ નાનાં મંડળો સ્થાપવા સૂચવ્યું. 'યુદ્ધમાં જાવ' એ મૂળ સૂત્રની સાથે 'સરકારનો પરાજય કરવા માટે...' આ તેનું સુધારેલું સૂત્ર હતું. ઝિમરવાલ્ડમાં ભેગા થયેલા લોકો આ સૂત્ર સ્વીકારી શકે તેમ નહોતા.

પરિષદમાંથી લેનિન ખૂબ થાકીને આવ્યો. ક્રુપ્સકાયા લખે છે: "ઝિમરવાલ્ડથી લેનિનના આગમન પછી અમે રોથોને પર્વત ઉપર ગયા. અમે ઉલ્લાસથી પર્વત ચઢયા. પરંતુ જ્યારે શિખરે પહોંચ્યા ત્યારે લેનિન એકદમ જમીન પરના બરફ ઉપર સૂઈ ગયો ને ઊંઘી ગયો. વાદળાં ઘેરાયેલાં હતાં પરંતુ ધીમેધીમે વિખરાઇ ગયા. આ જગ્યાએથી આલ્પ્સ પર્વત ભવ્ય દેખાતો હતો. અને ઈલિચ તો મુડદાની માફક પડયો હતો. અને એમ કલાક વીતી ગયો. ઝિમરવાલ્ડે તેના ઉપર સખ્ત અસર કરી હતી અને તેની ઘણી શકિત હરી લીધી હતી........ ૧૯૧૫ના શરદમાં અમે પુસ્તકાલયોમાં ઘણો સમય ગાળતાં. ચાલતાં પણ હમેશ મુજબ. પરંતુ આ બધુંય એક પાંજરામાં મળતી સ્વતંત્રતા જેવું લાગતું. દૂર ક્રાંતિકારી યુદ્ધની ભરતી ચઢતી હતી, જીવન જાગતું હતું પણ દૂર ઘણે દૂર.'

આ જ અરસામાં ક્રુપ્સકાયાની માતા મરણ પામી હતી. લેનિન અને ક્રુપ્સકાયા બંનેએ તેને રશિયા પાછા જવા આગ્રહ કર્યો હતો પરંતુ બંનેને લીધા વિના તેણે પાછા જવાની ના પાડી હતી. બર્નમાં રહીને બહારના સંબંધમાં રહેવાનું કામ મુશ્કેલ હતું એટલે બંને જણ ઝુરીચમાં આવ્યાં. તેમની પાસે પૈસા ખૂબ થોડા હતા એટલે બંને જણાં મજૂરોના નિવાસસ્થાનમાં આવેલી એક

વીશીમાં જમવા જતાં. આ વીશીના ગ્રાહકોમાં એક વેશ્યા અને એક ચોર પણ હતાં. લેનિનને તો બધી સામાન્ય ને સારી વ્યક્તિઓ લાગી ને તેમની સોબતમાં તે ઘણું જાણી શકયો. લેનિન સામ્રાજ્યવાદના પુસ્તક માટેની વિગતો અહીં બેસી લખતો હતો. ત્યાં રહી તેણે સ્વીઝ મજૂરો સમક્ષ થોડાં ભાષણો કર્યાં.

ઝિમરવાલ્ડ પરિષદ પછી આઠ માસમાં કિંથોલ ખાતે બીજી પરિષદ મળી. આ આઠ માસ દરમ્યાન યુદ્ધમાં પણ ઘણા ફેરફાર થઈ ગયા હતા, લેનિને પણ સારું પ્રચાર કાર્ય કર્યું હતું અને લોકોની આંખ પણ ઊઘડી હતી. આ પરિષદ સમક્ષ દરખાસ્તો મોકલવા રશિયન સોશિયલ ડેમોક્રેટિક મજૂરપક્ષની મધ્યસ્થ સમિતિએ લખ્યુંઃ 'મજૂરોએ પોતાના કામ માટે જ બલિદાન આપવા જોઈએ. ઝિમરવાલ્ડના નિવેદનમાં જે સૂચન કરવામાં આવ્યું છે તે પૂરતું નથી. લોકોને કયો રસ્તો લેવાનો છે તે વિષે પણ કહેવું જોઈએ. લોકોને કયાં અને શેને માટે જવાનું છે તે પણ જણાવવું જોઈએ. યુદ્ધ દરમ્યાન ક્રાંતિકારી કાર્યનો જો બરોબર વિકાસ કરવામાં આવે તો તેનો અંત આ સામ્રાજવાદી યુદ્ધને સમાજવાદ માટેના યુદ્ધમાં પલટાવી નાંખવામાં જ આવવો જોઈએ, અને લોકોથી આ વસ્તુ છુપાવી રાખવી તે નુકશાનકારક છે......અંતમાં લોકોને એ પણ કહેવું જરૂરી છે કે તેમની પોતાની ગેરકાયદેસર સંસ્થાઓ વગર તેમનાં ગેરકાયદેસર છાપાં વગર લોકો ક્રાંતિકારી વિચારસરણીને બરાબર પિછાની નહિ શકે. આવાં છાપાંઓ મારફતે છૂપી સંસ્થાઓનું સંગઠન મજબૂત બનશે, એટલું જ નહિ પણ તે મારફતે પક્ષની નીતિ, અને દૈનિક પ્રગતિ તથા હિલચાલની વ્યવસ્થિત ચર્ચા કરવાનું સાધન સાંપડશે.' આ દરખાસ્તમાં લેનિનના વિચારોનો સંપૂર્ણ સમાવેશ થઈ જાય છે. કિંથોલ પરિષદમાં

લેનિનની બહુમતિ હતી અને તેમાં તેની વાતનો સ્વીકાર કરવામાં આવ્યો. શાંતિ માટેના ઠરાવમાં સ્પષ્ટ કરવામાં આવ્યું કે: 'મૂડીવાદી સમાજરચનાના પાયા ઉપર શાંતિ રચવાનું કામ અશક્ય છે. શાંતિ માટેની સ્વાભાવિક પરિસ્થિતિ સમાજવાદી સમાજરચનામાં જ સંભવી શકે. ખાનગી મિલ્કતની સંસ્થાનો નાશ કરીને અને એ રીતે મિલ્કતદાર વર્ગની શોષણ નીતિનો તથા રાષ્ટ્રીય ચૂસણનો અંત આણીને સમાજવાદીઓ, યુદ્ધનાં મૂળભૂત કારણોનો અંત આણશે. માટે સાચી શાંતિ અને હમેશની અહિંસા મેળવવાનું યુદ્ધ સમાજવાદ સ્થાપવાની લડતનું સ્વરૂપ જ ધારણ કરી શકે.' લશ્કરમાં આ નિવેદન વહેંચવા માટે મે માસમાં ત્રણ જર્મન અમલદારો તથા ૩૦ સિપાહીઓને ફાંસીએ ચઢાવવામાં આવ્યા.

કિંથોલ પરિષદ પછી થોડા દિવસ લેનિન પર્વતો ઉપર જઈ આવ્યો. ત્યાં તેણે ભવિષ્યની યોજના ઉપર દરેક દૃષ્ટિબિંદુથી વિચાર કરવા માંડયો. એ ક્ષણે સૌથી મહત્ત્વની વાત તો સિદ્ધાંતો ઉપરની એકતા હતી. રોઝા લકસમ્બર્ગ, રૅડેક, બુખારિન વગેરે સાથે તેને મતભેદ હતાઃ પિયાટાકોવે "મજૂરવર્ગ અને સ્વનિર્ણય માટેના રાષ્ટ્રોના હક્કો" એ વિશે એક પત્રિકા લખી. આના ઉત્તરરૂપે લેનિને સમાજવાદની લડતમાં અર્થશાસ્ત્ર અને રાજકારણ વચ્ચે કઈ જાતનો સંબંધ હોઈ શકે તે વિશે સ્પષ્ટતા કરતો એક લેખ લખ્યો. રાજકીય લડતની અગત્ય ઉપર ઓછો ભાર મૂકવો એ સામ્રાજ્યવાદી અર્થશાસ્ત્રીય વિચારસરણીનું પરિણામ છે એમ તેનું કહેવું હતું.

"મૂડીવાદ વિજયી થયો છે માટે રાજકીય પ્રશ્નોનો વિચાર કરવાની જરૂર નથી એવું ૧૮૯૪–૧૯૦૧ના જૂના અર્થશાસ્ત્રીઓ કહેતા હતા. તેમને મન મૂડીવાદી સમાજરચના એટલે આખો

સમાજ હતો. સામ્રાજ્યવાદ વિજયી નીવડયો છે માટે રાજકીય પ્રજાસત્તાકના પ્રશ્નો વિચારવાની જરૂર નથી એવું આજના 'શાહીવાદી અર્થશાસ્ત્રીઓ' કહે છે." સામ્રાજ્યવાદીને મન તેના દેશનો વિજય, એટલે અમેરિકન પ્રમુખ વુડરો વિલ્સનના શબ્દોમાં "પ્રજાના વ્યક્તિસ્વાતંત્ર્ય"નો વિજય. સમાજવાદ માટેની લડતમાં, પ્રજાસત્તાક હિસ્સો અવગણી શકાય નહિ. "સમાજવાદનો વિજય પ્રજાસત્તાક વિના એ રીતે અશક્ય છે. મજૂરવર્ગ જો પ્રજાસત્તાક માટેની લડત લડવા તૈયાર ન થાય તો સમાજવાદી ક્રાંતિ લાવવાની પરિસ્થિતિ ઊભી થઈ શકે જ નહિ. મજૂરવર્ગની લડત માત્ર તેમના વર્ગના હિતો મેળવવામાં જ ન સમાઈ જાય, પરંતુ આખા યે સમાજના હિત માટે તેમની લડત હોય. અને આ પ્રજાસત્તાક માટેની લડતની આગેવાની સમાજનો સૌથી આગેવાન વર્ગ જ સ્વાભાવિક રીતે લઈ શકે. એટલે (૨) વિજયી થયેલો સમાજવાદી પક્ષ સંપૂર્ણ પ્રજાસત્તાક વિના રાજ્યને નાબૂદ કરે તો પોતાનો વિજય ટકાવી શકે નહિ." રશિયામાં જે બનાવો બન્યા તે ઉપરથી આ શબ્દો કેટલા સાચા હતા તેની ખબર પડી શકે છે. ફેબ્રુઆરીની ક્રાંતિ અને ત્યાર પછીની પ્રજાસત્તાક માટેની લડતથી ઓકટોબરની ક્રાંતિ માટેની તૈયારીઓ થઈ શકી. સમાજવાદની સ્થાપનાના દૃષ્ટિબિંદુએ આ પ્રજાસત્તાકના પ્રશ્નનો તેણે સંપૂર્ણ વિચાર કર્યો હતો. રેડેકે લખેલા એક લેખના ઉત્તરમાં તે લખે છે: "મજૂરવર્ગ પ્રજાસત્તાક સિવાય એટલે કે દૃઢતાથી ચોક્કસ પ્રજાસત્તાક માંગણીઓ રજૂ કર્યા સિવાય વિજયી બની શકવાનો નથી. સમાજવાદી ક્રાંતિ તથા મૂડીવાદ સામેની ક્રાંતિકારી લડતને પ્રજાસત્તાક પક્ષ એટલે કે રાષ્ટ્રીય પક્ષની વિરોધી ગણાવવામાં કશો અર્થ નથી. ઊલટું આપણે મૂડીવાદ સામેની ક્રાંતિકારી

લડતને બધી જ પ્રજાસત્તાક માંગણીઓ, જેવી કે પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના, લોકોએ નીમેલા અધિકારીઓ, રાષ્ટ્રીય લશ્કર, સ્ત્રીઓ માટેના સરખા હક્કો, દરેક માણસને સ્વાતંત્ર્ય, વગેરે ઉપર રચાયેલા ક્રાંતિકારી કાર્યક્રમ સાથે સાંકળી લેવી જોઈએ; મૂડીવાદ ન છૂટકે આમાંથી થોડી ઘણી માંગણીઓ સ્વીકારે છે. અત્યારે જેવું પ્રજાસત્તાક છે તેની અપૂર્ણતાઓ ખુલ્લી પાડીને આપણે મૂડીવાદને ઉથલાવી નાંખવાનો અને લોકોની ગરીબાઈનો અંત લાવવા માટે તથા પ્રજાસત્તાક માંગણીઓની સફળતા માટે મૂડીવાદી વર્ગની ચૂસણનો અંત આણવાનો આગ્રહ કરવો જોઈએ. આમાંના કેટલાક સુધારા બૂર્ઝવા વર્ગને ઉથલાવી નાખ્યા પહેલાં મળશે; કેટલાક તે માટેની ચળવળ દરમ્યાન મળી જશે. છતાંય કેટલાક અપૂર્ણ રહી જવાના. સમાજવાદી ક્રાંતિ કાંઈ એક જ યુદ્ધમાં પૂરી નહિ થાય; ઊલટું તેમાં આર્થિક અને રાષ્ટ્રીય સુધારા માટેના સર્વ પ્રશ્નોનો સફળ નિકાલ આણવા અનેક યુદ્ધો કરવાનાં રહેશે અને આ સુધારા બૂર્ઝવા વર્ગના સંપૂર્ણ વિનાશ પછી જ આવશે. આ અંતીમ ધ્યેય માટે આપણી દરેક રાષ્ટ્રીય માંગણી ક્રાંતિકારી રીતે રજૂ થવી જોઈએ. એક દેશના મજૂરો એકપણ રાષ્ટ્રીય સુધારા વગર પોતાના દેશના મૂડીદાર વર્ગને ઉથલાવી પાડે એ તદ્દન શક્ય છે; પરંતુ સ્થાયી અને દઢ પ્રજાસત્તાક માટે કેળવાવા તૈયાર ન હોય એવો મજૂરવર્ગ બૂર્ઝવાવર્ગને પરાજીત કરવાનું પોતાનું ઐતિહાસિક કાર્ય કદી સંપૂર્ણ નહિ કરી શકે." સમાજવાદની લડત રાષ્ટ્રીય થઈ શકે છે અને રાષ્ટ્રના એવા બીજા ક્રાંતિકારી મંડળો સાથે એ માટે સંયુક્ત સામનો (યુનાઈટેડ ફ્રંટ) થઈ શકે છે એ પણ લેનિને બતાવ્યું. બોલ્શેવિક પક્ષના કાર્યક્રમમાં પ્રજાસત્તાક માંગણીઓ તેણે એ જ કારણે રજૂ કરી હતી.

આ જાતની ચર્ચામાં ને એવા જ કામમાં દિવસો વીતવા લાગ્યા. 'આમ અમે ઝયુરીચમાં શાંતિથી રહેતાં હતાં ને ક્રાંતિકારી પરિસ્થિતિ ઉગ્ર બનતી હતી. બીજા બધાને જ્યારે એમ લાગતું હતું કે ક્રાંતિ માટેના દિવસો દૂર જતા હતા ત્યારે લેનિનને તે નજીક આવતી જણાતી હતી.'

ને એજ કારણે બીજા વાતો કરતા હતા શાંતિની, જ્યારે લેનિન રાતદિવસ વાતો કરતો હતો ક્રાંતિની.

# [૧૫] ક્રાંતિના ભણકાર

યુદ્ધ ઘસડાતું જતું હતું. ગરીબ વર્ગોમાં ભૂખમરો અને આર્થિક વિટંબણાઓના ભોગ બની અસંખ્ય માણસો મરતા જતા હતા, પૈસાદારો પોતાના દેશમાં કારખાનાંઓના નફામાંથી મોજ-મજાહ કરતા. પરંતુ આમ લાંબો વખત ચાલી શકે તેમ નહોતું. રશિયામાં તો પરિસ્થિતિ બગડતી જતી હતી. ખભા ઉપર બંદૂક મૂકી યુદ્ધમાં જનાર સિપાહીઓની રાજ્ય પ્રત્યેની વફાદારી અને શુભનિષ્ઠા તૂટતી હતી. સરહદ ઉપર યુદ્ધનો નાશ થાય એવાં સૂત્રો પ્રચલિત થયે જતા હતા. ૩૦૦૦ ગોળીબારના રાઉન્ડ થતા ત્યારે રશિયનો ૧૫૦થી જ તેનો ઉત્તર આપી શકતા. બીન આવડત અને સેનાનાયકોની દગાખોરીથી અસંતોષ ઉગ્ર બનતો હતો. યુદ્ધમાં લડતો ખેડૂત સમજતો થયો હતો કે ખેતી તૂટી ન જાય તે માટે તેની સ્ત્રી અને બાળકો રાતદિવસ મહેનત કર્યા કરતાં હતાં, જ્યારે તેનો જમીનદાર માલિક કેદીઓ પાસે બળ-જબરીથી ખેતી કરાવતો ને અમનચમન કરતો હતો.

વેપાર, ઉદ્યોગ ભાંગતા જતા હતા. યંત્રોના અવાજ ધીમા પડતા હતા. સોનું, ત્રાંબું, લોઢું, પોલાદ, કોલસો વિગેરેના ઉત્પાદનમાં ઘટાડો થતો હતો. ઝારનું જૂની પદ્ધતિનું રાજ્ય જૂની ઢબે જ ચાલ્યા કરતું. યુદ્ધ માટે જે ઝડપ જોઈએ તેમાંનું કશું જણાતું નહોતું. એશઆરામમાં રાજારાણી અને તેમના સરદારો જીવન વિતાવતા હતા. લશ્કરને પૂરતી બંદૂકો પણ મળતી નહોતી. દર માસે પંદર લાખ રાઈફલોને બદલે માત્ર પચાસ હજાર જ પૂરી પાડવામાં આવતી. બેલેએલ નામનો એક સેનાપતિ લખે છેઃ "ગોળીઓની ઝડી નીચે આ કમનશીબ સિપાહીઓ પોતાનો સાથીદાર ક્યારે મરી જાય તેની વાટ જોતા ઊભા છે; કારણકે ત્યારે જ તેમની બંદૂકો લઈ તે આગળ વધી શકે." નવા સિપાહીઓને કેળવવા માટે કશો પ્રયત્ન કરવામાં આવતો નહિ. "જર્મનો સાથે લડવું નકામું છે કારણકે આપણે કાંઈ પણ કરવા અશક્ત છીએ."......."બિચારું રશિયા! તેના લશ્કરમાં માત્ર બાયલાઓ અને નાશી જનારા જ ભર્યા છે.".......“આ મૂર્ખાઓ વડે આપણે સફળ થઈ શકીશું ખરા? લગભગ દોઢ કરોડનું લશ્કર ભેગું કરવામાં આવ્યું હતું. તેમાંથી પણ લાખ મરણ પામ્યા, ઘવાયા ને કેદ પકડાયા. મિત્ર-રાજ્યોના લશ્કરના નુકશાનમાં સૌથી મોટો ફાળો રશિયાનો હતો. લશ્કરનો આટલો ભોગ છતાં તેના ઉપર જુલ્મની ઝડીઓ ચાલુ રહેતી. ગેલીશિયા-પાછા ફરતી વખતે સેનાધિપતિએ નાશી જનારા સિપાહીઓને ફટકા મારવાનો એક ખાનગી હુકમ કાઢ્યો હતો. એક સિપાહી લખે છેઃ "નાનામાં નાના ગુનાઓ—થોડા કલાકની ગેરહાજરી માટે પણ અમને ફટકારવામાં આવે છે. કેટલીક વાર તો યુદ્ધનો જુસ્સો લાવવા માટે પણ મારવામાં

આવતા. આને લઈને સૈનિક વર્ગમાં અવ્યવસ્થા ને નાશભાગ વધી જતી. ઝાર તથા સેનાપતિઓ સામે રોષ વધતો જ જતો. " દરેક જણ શાંતિ ઇચ્છતો. કોણ જીતશે અને કયા પ્રકારની શાંતિ આપશે તે સાથે લશ્કરને બહુ ઓછી નિસ્બત હતી. તેને તો શાંતિ જ જોઈતી હતી કારણકે યુદ્ધથી તે કંટાળી ગયું હતું." શાંતિ માટેનો તથા આપખુદ સત્તા સામેનો પ્રચાર પણ શરૂ થયો હતો. રિગા પ્રાંતમાંથી જણાવવામાં આવ્યું કે અત્રે પ્રચારની જાળ ગૂંથાતી જાય છે. એક સેનાપતિ આ વાતને પુષ્ટિ આપતાં લખે છે: "રિગા જીલ્લાણુંથી આવતા લશ્કરમાં અસંતોષ ઘણો છે. સિપાહીઓ આક્રમણ કરવાની ના પાડે છે અને પોતાના ઉપરી-ઓને બેયોનેટ ઉપર ચઢાવી દે છે. એટલા માટે કેટલાક માણસોને ઠાર કરવાથી જરૂર પડી છે વગેરે."...બૂર્ઝવા પક્ષનો આગેવાન મિલ્યુકોવ લખે છે: " આપણે જ્વાળામુખી ઉપર ચાલીએ છીએ. વિરોધ ખૂબ ઉગ્ર બનતો જાય છે. એક દિવાસળી પડતાં જ આ ગંજી સળગી ઊઠવાની છે. પહેલાં કરતાં વધારે મજબૂત સરકારની આપણને જરૂર છે. પછી તે સારી હોય કે ખરાબ." છતાં સરકારને પોતાને આની કાંઈ જ પડી ન હોય તેમ આ ઝંઝાવાતથી તે દૂર રહેતી હતી.

જેવી સ્થિતિ યુદ્ધમાં ગયેલા સિપાહીઓની હતી તેવી જ ઉદ્યોગોમાં કામ કરતા મજૂરોની હતી. યુદ્ધ સામગ્રી પૂરી પાડતા ઉદ્યોગો આગળ ધપ્યે જતા હતા અને તેની ચક્કીમાં બીજા ઉદ્યોગો પીસાતા જતા હતા, ઉદ્યોગના નિયંત્રણમાંથી કશું મળતું નહોતું. ઉત્પાદનમાં અંધાધૂંધી વધ્યે જતી હતી. યુદ્ધના પહેલા જ વર્ષમાં દેશનું ¾ ઔદ્યોગિક બળ નાબૂદ થયું હતું. દેશના ઉત્પન્નનો ૫૦ ટકા ભાગ તો લશ્કરની જરૂરિયાતો પોષવા ચાલ્યો જતો.

કાપડ ઉદ્યોગના ઉત્પન્નનો ૭૫ ટકા ભાગ યુદ્ધમાં વપરાતો. આમ લગભગ આખી રાષ્ટ્રીય આવક યુદ્ધમાં ઓહિયાં થઈ જતી હતી એટલું જ નહિ પરંતુ દેશના આધારભૂત ઉદ્યોગો પણ ડગમગવા લાગ્યા હતા.

ઉદ્યોગપતિઓ મજૂરોને કશો પણ બદલો વાળવા બહુ ઓછા ઇંતેજાર રહેતા, અને સરકાર નિયમ મુજબ દરેક હડતાલને બળજબરીથી દાબી દેતી. આ કારણે મજૂરો પણ રાજકારણ તરફ વધુ ખેંચાતા રહ્યા. "આપણે બધાએ સામાન્ય હડતાળ પાડવી જોઈએ" એવો સૂર બધેથી ઊઠ્યો. ત્યારની હડતાળોના આંકડા તરફ જોતાં ઉદ્દામવાદ તરફ મજૂરોની ચળવળ કેવી રીતે ધપતી રહે છે તે દેખાઈ આવે છે. ૧૯૦૫માં આર્થિક કારણોસર હડતાળ પાડનારાઓ રાજકીય હડતાળ કરનારા કરતાં અઢી ગણા વધારે હતા, ૧૯૧૬માં બે ગણા વધારે હતા. ૧૯૧૭ના શરૂઆતના દિવસોમાં આ પલ્લું ફેરવાયું; રાજકીય હડતાલોમાં ભાગ લનારા મજૂરોની સંખ્યા ૭ ગણી વધી ગઈ. જૂની માન્યતાઓ તૂટતી જાય છે. જાસુસી ખાતાનો અહેવાલ જણાવે છે કે કાયદાની કલમો પ્રમાણે "સરકાર સામેના ઉદ્ધતાઈ અને અપમાનજનક વર્તન માટે કેસ ચલાવવામાં આવે તો ૧૯૩ કલમ પ્રમાણેના કેસોમાં સંખ્યાબંધ વધારો થઈ જાય." ૧૯૧૬ના અંત સુધીમાં તો ભાવમાં એકદમ વધારો થતો જાય છે; વધારે ભાવ છતાં માલ મળતો નથી. પ્રજાની માંગણીઓમાં અર્ધોઅર્ધ ઘટાડો થયો છે. શિયાળાની કડકડતી ઠંડીમાં પણ અનાજની દુકાન કને સ્ત્રી પુરુષોની ઠઠ જામેલી હોય છે, પણ દુકાનો ઊઘડતી જ નથી.

મજૂરોની ચળવળ આગેકૂચ કરે છે. ઑકટોબર માસમાં તો

અસંતોષની જ્વાળાઓ એક થતી નજરે પડે છે. ફેબ્રુઆરી માટેની તૈયારીઓ થઈ રહી છે. કારખાનાંઓમાં સભાઓ થાય છે. ચર્ચાના વિષયોમાં અનાજની તંગી, વધેલા ભાવ, લડાઈ, સરકારી દમન, બોલ્શેવિક પક્ષની પત્રિકાઓ વહેંચાય છે; રાજકીય હડતાલોની હારમાળા; કારખાનાંના દરવાજા કને દેખાવો; મજૂરો અને સિપાહીઓ વચ્ચે મિત્રતાની ગાંઠ; બાલ્ટીક નૌકાસૈન્યના ક્રાન્તિકારી ખલાસીઓને થયેલી શિક્ષા સામે વિરોધ દર્શાવવા હડતાલ વગેરે—પ્રસરે છે. વડા પ્રધાન સ્ટુર્મરનું ધ્યાન ખેંચવામાં આવે છે, શાંતિથી તે જવાબ વાળે છે: "દમન જોરથી થશે." વર્ષ પૂરું થાય છે—તોફાન અને ગાજવીજ સાથે.

૧૯૦૫ની પરિસ્થિતિ સાથે સરખાવતાં પોલીસખાતાનો વડો અધિકારી વાસીલેવ લખે છે: "વિરોધીઓનું વલણ ખૂબ બદલાઈ ગયું છે. ૧૯૦૫ના તોફાન કરતાં આ વધારે ઉગ્ર બન્યું છે." આ અધિકારીને પોલીસ અમલદારોમાં પણ વિશ્વાસ નથી રહ્યો. મજૂરોમાં તે વખતે કેવી લાગણી પ્રવર્તતી હતી તેનો ખ્યાલ આપતાં એક જણ લખે છે: "કોઈકવાર કાંઈક અવાજ થતો કે સીટી વાગતી ને તુરત જ મજૂરો એને કારખાનું બંધ કરવાની સૂચના રૂપે ગણી લેતા." રસ્તા ઉપર ક્રાંતિ જણાય તે પહેલાં તેનો જુસ્સો મજૂરોનાં લોહીમાં જણાતો હોય છે. પ્રાંતોમાં પણ આવી જ સ્થિતિ હોય છે. બધા જ ઉદ્યોગોમાં રાજકીય હડતાલોની સંખ્યામાં વધારો થતો રહ્યો છે. ઘણે સ્થળે કારખાનાંઓમાં નાની નાની મજૂર સમિતિઓ સ્થપાય છે. ફેબ્રુઆરી–ક્રાંતિની તૈયારી સ્પષ્ટ જણાવે છે.

મજૂરો એકલા નથી; તેમના નિત્યના બિરાદરો, તેમની માફક જ ચુસાતા ખેડૂતો પણ પાછળ જ હોય છે. ૧૯૦૫ની

ક્રાંતિ વેળા યુરેપીય રશિયામાં ખેડાણ લાયક જમીન ૨૮૦૦ લાખ ડેસિયાટીન (એક ડેસિયાટીન એટલે ૨.૭૧૨ એકર) હતી. જમીનદારી માલિકીની ૧૪૦૦ લાખ હતી. રાજ્યની માલિકીની ૫૦ લાખ, દેવળની ૨૫ લાખ હતી, ખાનગી માલિકીવાળી જમીનોમાં ૭૦૦ લાખ ડેસિયાટીન જમીનદારોના કબ્જામાં હતી. દરેકને ફાળે ૬૦૦ ડેસિયાટીન આવતા. આ જમીન સાચી રીતે ૧ કરોડ ખેડૂતકુટુંબની માલિકીની હોવી જોઈતી હતી. ખેડૂત ક્રાંતિની અનિવાર્યતા પૂરવાર કરવા માટે આ આંકડાઓ જ મોટામાં મોટી દલીલ છે. જમીનદારશાહીનો અંત પહેલી ક્રાંતિથી ન આવ્યો. બધા ખેડૂતોએ તે સમયે બંડ પણ નહોતું ઉઠાવ્યું. ખેડૂતોની ચળવળ અને શહેરની ચળવળ એક નહોતી થઈ. ખેડૂતોએ ઊલટા મજૂરોની લડતને દાબી દેવા માટે માણસો પૂરા પાડ્યા હતા. પરંતુ આ પરાજિત ક્રાંતિની અસરથી ગામડાંઓ કાંઈ મુક્ત રહી શક્યા નહિ. સરકારે જૂની મહેસૂલ-પદ્ધતિ નાબૂદ કરી ને સાઈબીરિયામાં વસવાટ માટે રસ્તો ખુલ્લો કર્યો. જમીનદારોએ ભાડામાં ઘટાડો કર્યો અને પોતાની જમીન વેચવા માંડી. આ બધા લાભ સારી સ્થિતિના ખેડૂતોને મળ્યા કારણકે તેમના સિવાય બીજાની પાસે જમીન ખરીદવા જેટલા ને ભાડે રાખવા જેટલા પૈસા નહોતા. ૧૯૦૬ના કિસાનકાયદાથી મજૂરવર્ગમાંથી પણ નવા પૈસાદાર વર્ગને ઊભા થવા માટે તક મળી. કોઈપણ પંચાયતના નાના વર્ગને હક્ક આપી તેને સરકાર તરફ વાળી લેવાની આ તરકીબ હતી. ૧૯૧૬ સુધીમાં એમ લાગતું હતું કે સ્ટોલિપીનના સુધારાઓથી ખેડૂતો સંતોષાયા છે. પરંતુ વસ્તુતઃ તેમ નહોતું. ઘણીખરી જમીન એવી રીતે વહેંચાઈ ગઈ હતી કે તેમાંથી નિર્વાહ પૂરતું મેળવવું

પણ મુશ્કેલ હતું. જમીનદારો અને નાના ખેડૂતો પોતાની જમીન વેચ્યે જ જતા હતા એટલે એમાંથી ખેડૂતોનો ખૂઝવા વર્ગ ઊભો થયે જતો હતો. મૂડીવાદી પદ્ધતિ ખેતીમાં પણ પગપેસરો કરતી હતી. ૧૯૦૮થી ૧૯૧૨ સુધીમાં ખેતીની ઉત્પન્નની નિકાશ એક અબજ રુબલ (એક રુબલ એટલે રૂ. ૧–૬ આના) ઉપરથી દોઢ અબજ રુબલ સુધી પહોંચી ગઈ હતી. આનો અર્થ એ થયો કે ખેડૂતો પાસેથી જમીન ચાલી જતી હતી અને તેમનામાં પણ મજૂરવર્ગ ઊભો થતો હતો. સહકારી મંડળીઓ સંખ્યાબંધ ઊભી થઈ હતી પરંતુ તેમાં સાચી સત્તા પૈસાદાર ખેડૂતોની રહેતી અને તેનો લાભ પણ તેમને જ મળતો. "ખેડૂતોમાં નવો બળવાન મૂડીદાર વર્ગ ઊભો થતો જાય છે, જમીનદાર વર્ગની વિચાર સરણીથી વિરુદ્ધ છે" એવી આશા એક રાજકુમાર બતાવે છે; પરંતુ સિક્કાની બીજી બાજુ આ રાજકુમાર ભૂલી જાય છે. આ નવા સુધારાથી બળવાન મૂડીવાદી વર્ગ જ ઊભો થયો એમ નહિ પરંતુ તેમાંથી તેનો વિરોધી વર્ગ—મજૂરવર્ગ ઊભો થતો હતો. જમીન ગુમાવનારા ખેડૂતોની સંખ્યામાં વધારો થયે જતો હતો. યુદ્ધ દરમ્યાન જ આખી પ્રજામાં પચાસ લાખનો વધારો થયો હતો. આ સાથે ભૂખે મરતા અસંખ્ય ખેડૂતોનું નવું ક્રાંતિકારી બળ ભળ્યું. આ સંજોગોમાં ખેડૂતોનો પ્રશ્ન ખાસ ધ્યાન ખેંચે તેમાં નવાઈ નથી. 'તમે જ્યાં સુધી અમને જમીન નહિ આપો ત્યાં સુધી આ ગમે તેટલી ચર્ચાનો કશો અર્થ નથી રહવાનો." ડુમામાં એક ખેડૂતપ્રતિનિધિએ જાહેર કર્યું. આ પ્રતિનિધિ બોલ્શેવિક નહોતો.

ખેડૂતો અને મજૂરોના અસંતોષમાં વધારો કરે તેવું જ નિકાલાસ બીજાનું—ઝારનું રાજ્ય હતું. ઈતિહાસનાં બળોથી કોઈ દૂર રહી

શકતું નથી, અને તેવું જ આ રાજ્યનું હતું. નિકોલાસ બીજાને ક્રાંતિ પણ મળી હતી; પરંતુ રાજ્ય કરવા માટે, આટલા મોટા વારસામાં માત્ર ગાદી જ નહોતી મળી, સામ્રાજ્ય ઉપર શાસન ચલાવવા માટે શક્તિનો અંશ પણ તેને મળ્યો નહોતો. તેના પગ નીચે થઈને વહેતા પ્રચંડ પૂરની સામે તે મૂંગી બેદરકારી સિવાય બીજું શું બતાવી શકે! તેના રાજ્યકારભારમાં પ્રજાના વધતા જતા અસંતોષની ગણના ન હતી. તે બંને તેને મન જુદી પરિસ્થિતિ જ હતી. તેને તેમાં રસ જ ન હોતો. તેની ડાયરીનાં પાનાં વાંચો તો તેમાંથી એજ માહિતી મળશેઃ "ખૂબ ચાલ્યો. બે કાગડા માર્યા. દિવસે ચ્હા પીધી" ......ડુમાને ખુલ્લી મૂકતી વખતે જ્યારે આખા દેશમાં ગરમી જણાતી હતી ત્યારે તે દિવસે "એપ્રિલ ૧૪—એક ઝીણું ખમીસ પહેરી ફરવા ગયો." પોતે શું કહેવાનો છે તે વિશે એક શબ્દ પણ નહિ. આ જાતની બેદરકારી તેણે કેળવી લીધી હતી એમ નહોતું પરંતુ તેનામાં એટલી બુદ્ધિ, રાજ્ય ચલાવવા જેટલી કુનેહ, તથા પ્રબળ ઈચ્છાશક્તિનો સર્વથા અભાવ હતો. વર્ષો સુધી તેણે એક જ પત્ર વાંચ્યું હતું અને તે રાજ્યની ઉપજ ઉપર પ્રસિદ્ધ થતું એક નકામું અઠવાડિક. આ કારણે તેને બુદ્ધિમાન માણસો ગમતા નહિ." બુદ્ધિ વગરના હીન માણસો, બાવા ફકીરોના સંસર્ગમાં તેને આનંદ મળતો. પ્રધાનોની તેની વરણી અદ્દભુત હતી. એક પછી એક બધા પ્રધાન ઊતરતી પંક્તિના જ આવતા. ૧૯૧૭ ના જાન્યુઆરી માસમાં જ્યારે ક્રાંતિ ડોકિયાં કરી રહી હતી ત્યારે છેલ્લી ડુમાના પ્રમુખે ઝારને કહ્યું: "નામદાર! તમારી આસપાસ એક પણ પ્રમાણિક કે વિશ્વાસુ માણસ નથી; સારા માણસોને કાઢી મૂકવામાં આવ્યા છે અગર નિવૃત્ત કરવામાં આવ્યા છે. ઝાર

ઉપર તેની પત્નીની ઘણી અસર હતી. આ અસર મુશ્કેલીઓના વધારા સાથે વધતી જ ગઈ. આ બંનેનું એક અદ્‌ભુત જોડાણ બન્યું હતું. ઝરીનાને આપખુદ સત્તા ખૂબ ગમતી અને એ પ્રમાણે રાજ્ય ચલાવવા તે ઝાર ઉપર દબાણ લાવતી. તેની ઇચ્છા નિર્બળ શક્તિવાળા ઝારને આશ્વાસનરૂપ હતી. ૧૯૧૬ ની ૧૬મી માર્ચે ઝરીના પોતાના પતિને મક્કમ રહેવા લખે છે: "તમારે મહેરબાની બતાવવાની કે જવાબદાર પ્રધાન મંડળ આપવાની કે તેઓ જે માંગતા હોય તે આપવાની જરૂર નથી. યુદ્ધ કે શાંતિનો નિર્ણય તમારા હાથમાં હોવો જોઈએ, ડુમાના નહિ...... રશિયાને તો ચાબૂક જ જોઈએ છે, તેના તરફ તેને વહાલ છે." આ ચાબૂક ફેરવવા તે વારંવાર આગ્રહ કરતી. અને એ ચાબૂક તેમના પોતાના ઉપર જ થોડા વખતમાં ફરી વળી. તેનો ચમકારો ગજબનો હતો.

ઝરીનામાં બુદ્ધિબળ ઊંચી કોટીનું નહોતું. તેના પતિના કરતાં ઊતરતું હતું. તેને મૂર્ખ માણસોની સોબત બહુ ગમતી. બંનેના નિકટના મિત્ર તરીકે પ્રુબોવા નામની તેમની એક પરિચારિકા હતી. ઝાર–ઝરીના તેની સલાહ લેતાં, મહત્ત્વની વાતો ઉપર તેની સાથે પત્રવ્યવહાર ચલાવતાં, ડુમા કરતાં કે પ્રધાનમંડળ કરતાં તેનું ચલણ વધારે હતું. પરંતુ પ્રુબોવા બીજા એક "મિત્ર" ના હાથમાં હથિયારરૂપ છે. ઝાર, ઝરીના, પ્રુબોવા બધાંય તેની બાજીનાં રમકડાં છે. "એ મિત્ર આપણી પાસે ન હોત તો આપણે ક્યારનાંય ખતમ થઈ ચૂક્યાં હોત" જેને વિશે ઝરીના લખે છે તે મિત્ર તે ગ્રેગરી રાસ્પુટીન. ૧૯૦૫ના નવેમ્બર માસમાં જ્યારે ક્રાંતિની ગંભીર પળો હતી ત્યારે ઝારે પોતાની ડાયરીમાં નોંધ્યું હતું: "અમે ટોબોલ્સ્ક પ્રાંતમાં એક પ્રભુના માણસ ગ્રેગરી સાથે પરિચયમાં આવ્યા." આ રાસ્પુટીનને

ઘોડા ચોરવા માટે માર પડ્યો હતો, ને તેની નિશાનીરૂપે માથામાં તાલ હતી; ૧૯૧૩-૧૪માં પિટર્સબર્ગમાં ખુલ્લું કહેવાતું કે બધી નિમણૂકો, જગ્યાઓ, રાજ્ય સાથેના કરારો રાસ્પુટીન ઉપર અવલંબે છે, તે પોતે જ આખો રાજા છે. લંપટતા અને વિષયવાસનામાં તેનું નામ જગતભરમાં કહેતી રૂપ બની ગયું છે. તેના વિશે પોલીસ ખાતામાં રોજની રોજ નોંધ રખાતી. તેમાં આજ વસ્તુ જણાતી: "પોતાને ઘેર જઈ ખૂબ દારૂ પીને પોતાના જ પિતા સાથે રસ્તા ઉપર જ મારામારી કરી," "ખૂબ દારૂ ઢીંચીને સવારે તે પાંચ વાગે ઘેર આવ્યો......" "૨૫-૨૬ ની રાત ......નટીએ તેની સાથે રાત ગાળી..." "હોટેલ એસ્ટોરિયામાં પ્રિન્સેસ ડી. સાથે આવ્યો..." "ખૂબ પીને પ્રિન્સેસ સ—સાથે રાસ્પુટીન ઘેર આવ્યો ને તુરત પાછો ચાલ્યો ગયો." ડુમાનો પ્રમુખ લખે છે: "આ ઉદ્ધત જંગલીએ ભ્રષ્ટ કરેલી કેટલીય કુમારિકાઓની માતાઓના પત્રો મારા ઉપર આવે છે!" બધી નિમણૂકો તે કરતો એટલે તેની સામે કોઈ બોલી શકતું પણ નહિ; ઝાર-ઝરીનાને મન તો તે ક્રાઈસ્ટ જેવો હતો, તેની આજ્ઞા ઇશ્વરી આજ્ઞા લેખાતી. પ્રજા તેનાથી કંપતી હતી; અમલદારો, અધિકારીઓ, રાજાનાં સગાંવહાલાંઓ તેનાથી ત્રાસી ગયાં હતાં. રાસ્પુટીનને આટલું બધું માન મળતું હતું તે કાંઈ અકસ્માત નહોતો. ઈતિહાસનાં ભયજનક બળો એટલાં પ્રચંડ હતાં કે અગોચર ઈશ્વરમાંની શ્રદ્ધા ટકી શકે તેમ નહોતું, તે માટે તો આ શ્રદ્ધા મૂર્તિમંત કરી શકાય તેવી વ્યક્તિની—ઈશ્વરના અવતારની જરૂર હતી. રાસ્પુટીનમાં દુઃખાર્ત થયેલી રાજાશાહીને ક્રાઈસ્ટનો નવો અવતાર મળ્યો. "જો રાસ્પુટીન ન હોત તો તેને શોધી કાઢવાની જરૂર પડત" એ શબ્દોમાં ઘણું સત્ય રહેલું છે.

આ લંપટતા અને આપખુદી સામે રાજ્યકર્તા વર્ગોનો વિરોધ હતો જ. તો પછી તેમણે ઝાર–ઝરીનાના આ મંડળને ઉથલાવી નાંખવાનો પ્રયાસ કેમ ન કર્યો? તેમની ઇચ્છા હતી પરંતુ તેમની પાસે હિંમત નહોતી. આ મિલ્કતદાર વર્ગો મૂળથી જ રાજાવાદી હતા, તેમનાં હિતને કારણે તથા સ્વભાવને કારણે, તેઓ રાજાશાહીનો નાશ નહોતા માંગતા; તેમને રાસ્પુટીન વગરની રાજાશાહી જોઈતી હતી. રાજાશાહીને ઉથલાવી નાંખવાની તેમનામાં શકિત નહોતી. પરંતુ રાસ્પુટીનની જાળ તોડવામાં જ તેમનું શ્રેય હતું એ તેઓ બરોબર જાણતા હતા, એટલે તે માટે તૈયાર થયા. સરકારી વહીવટ ઉપર માત્ર ગરીબ પ્રજા જ ટીકા કરતી નહોતી પરંતુ ઉમરાવો પણ કરવા લાગ્યા હતા: "ક્રાંતિ થઈ તે પહેલાં ઉપલા વર્ગો પણ બળવાખોર બની ગયા હતા; બધે પહેલી સરકારી નીતિ ઉપર કડક ટીકાઓ થતી. ઝારના કુટુંબ સાથેના સંબંધોની ચર્ચા કરવામાં આવતી. ગીતો રચાતા. ઘણા ઉમરાવો ખુલ્લી રીતે સભામાં હાજરી આપતા. આ સાથે ઝરીના અને રાસ્પુટીન ઘણી માહિતીઓ જર્મનોને આપી દેતા હતા તેવી વાતો પણ ચાલુ થઈ. બૂઝવા વર્ગે સત્તા મેળવવા માટે રાજ્ય સામે પ્રચાર શરૂ કર્યો હતો. પ્રધાનમંડળ પણ રાજા સાથે અથડામણમાં કોઈકવાર આવી જતું. આ ઉપલા વર્ગોએ રાજ્ય વહીવટમાં ફેરફાર કરવાની આવશ્યકતા ઉપર ભાર મૂકવા માંડયો. આ અરસામાં રાસ્પુટીનને મારવાનું કાવતરું રાજાનાં સગાંસંબંધીઓએ રચ્યું. રાજ્યવહીવટમાં સદંતર પરિવર્તન કરાવવા જેટલી શક્તિની આ ઉપલા વર્ગોમાં ઉણપ હતી એટલે રાજાશાહીના મુખ્ય નટને દૂર કરવાને બદલે સૂત્રસંચાલક (પ્રોમ્પ્ટર)ને તેમણે દૂર કર્યો. ડિસેમ્બરની ૧૬–૧૭ તારીખે રાસ્પુટીનનું ખૂન કરવામાં આવ્યું;

તેના મૃત્યુ પછી રાજાશાહી દશ અઠવાડિયાં જીવી. તેને ઉથલાવી નાંખવાની શક્તિ તો સમાજના નીચલા ચુસાયેલા વર્ગોમાં હતી. આ શક્તિનાં દર્શન હવે થતાં હતાં.

રાસ્પુટીનના ખૂને તેમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો. પરંતુ આ કાવતરાંના યોજકોએ ધાર્યા કરતાં આ ભાગ તદ્દન જુદો હતો. પરિસ્થિતિ તેથી સુધરી નહિ, ઊલટી વધુ ઉગ્ર બની. દરેક સ્થળે આ ખૂનની વાતો થતી, મહેલોમાં, મોટાં મકાનોમાં, કારખાનાંઓમાં ને ખેડૂતની ઝૂંપડીમાં એ જ વાત ચર્ચાતી હતી. આ બધામાંથી અનુમાન એક જ બંધાતું હતું: મોટા ઉમરાવોની પાસે પણ રાજ્યની આ આપખુદી સામે થવા માટે ઝેર તથા રિવોલ્વર સિવાય બીજો ઉપાય નથી. રાસ્પુટીનના મૃત્યુના સંબંધમાં રશિયન કવિ બ્લોકે લખ્યું છે કે: “તેને વીંધી નાંખનાર ગોળી શાસકવર્ગના હૃદય સુધી પહોંચી ગઈ છે.”

એ ગોળી રાજાશાહીનો અંત આણનાર જ હતી તેમાં જરાય શંકા નહોતી.

# [૧૬] ફેબ્રુઆરીનો બળવો

૨૩મી ફેબ્રુઆરીનો દિવસ આંતરરાષ્ટ્રીય સ્ત્રીદિન તરીકે ઉજવાય છે. સભાઓ, ભાષણો, અને પત્રિકાઓ દ્વારા આ દિવસ સામાન્ય રીતે ઉજવવાનું નેતાઓ નક્કી કરે છે. કોઈને ખબર નથી કે આ દિવસ એ ક્રાંતિનો પહેલો દિવસ થનાર છે. કોઈ પણ મંડળે તે દિવસે હડતાલની હાકલ કરી નથી. મજૂરોમાં અસંતોષ છે પરંતુ એ અસંતોષ ક્રાંતિને માર્ગે વાળી શકાય તેવી શ્રદ્ધા નેતાઓમાં નથી. પરંતુ તે દિવસનું પ્રભાત નવીન રીતે ઊગે છે. કારખાનાંઓની સ્ત્રીકામદારો કામે ચઢવા ના પાડે છે. હડતાલ શરૂ થાય છે. ને ખાણના મજૂરોને હડતાળ ઉપર આવવા આગ્રહ થાય છે. "બોલ્શેવિકો આનાકાની સાથે મંજૂર કરે છે ને તેમની પાછળ મજૂરો તણાય છે." સામાન્ય હડતાળ[31] શરૂ થાય છે. જો કે, તેનો વિચાર તો મજૂરોમાં કેટલાય વખતથી ઘોળાયા કરતો હતો.

એક વાત ચોક્કસ હતી કે દેખાવો થતાંજ તેને દાબી દેવામાં

આવશે. પોલીસને લાવવામાં આવશે. પરંતુ તેનો સામનો કરવા જેટલી શક્તિ હવે આવી ગઈ હતી. ને તેમાંય યુદ્ધનો સમય હતો. પોલીસ પણ કંટાળેલી હતી. આમ નેતાઓની ના છતાં પણ ક્રાંતિ શરૂ થઈ. ને શરૂઆત મજૂર સ્ત્રીઓએ બરોબર કરી. એ દિવસે ૯૦૦૦૦ મજૂરો હડતાળ ઉપર હતા. તેમની લડાયક વૃત્તિ દેખાવોમાં, સભાઓમાં, પોલીસ સાથેની અથડામણમાં જણાઈ આવતી. વ્યબોર્ગ પરગણામાંથી ચળવળની શરૂઆત થઈ અને ત્યાંથી પિટર્સબર્ગમાં તે ફેલાઈ. બીજે સ્થળે તે દિવસે હડતાળ નહોતી પડી. પોલીસની મદદમાં લશ્કરને પણ બોલાવવામાં આવ્યું પરંતુ તે દિવસે તેનો કશો ખપ પડ્યો નહિ. શહેરના જુદા જુદા ભાગોમાં લાલ વાવટા સાથેનાં સરઘસો નીકળ્યાં. સરઘસમાં વાવટાઓ ઉપર લખવામાં આવ્યું હતું કે અમારે રોટી જોઈએ છે, યુદ્ધ કે આપખુદ સત્તા નહિ. સ્ત્રીઓનો દિવસ શાંતિથી પસાર થયો. બીજો દિવસ કેવી રીતે ઊગવાનો છે તેની કોઈને ખબર નથી.

બીજે દિવસે ચળવળ ઘટતી નથી. આગળ વધે છે. ૨૪મી તારીખે આખા દેશના અર્ધો અર્ધ મજૂરો હડતાળ ઉપર જાય છે. સવારના પહોરમાં મજૂરો કારખાનાંઓમાં આવે છે પરંતુ કામ ઉપર ચઢવાને બદલે ત્યાં સભાઓ ભરે છે. અને પછી સરઘસો શરૂ થાય છે. નવા જીલ્લાઓ, નવા લોકો હડતાલમાં ખેંચાય છે. રોટીનું સૂત્ર ધીમું સંભળાય છે; પરંતુ "આપખૂદીનો નાશ થાવ" એ સૂત્ર લોકપ્રિય બનેલું જણાય છે. સરઘસમાં આગળ હોય છે સ્ત્રીઓ. મજૂરો ક્રાન્તિકારી ગીતો ગાતા પાછળ હોય છે. સામાન્ય જનતા ગીતોનો બોલ ઝીલે છે. "સામાન્ય પ્રજા અમારા તરફ સહાનુભૂતિ દર્શાવતી હતી અને દવાખાનામાંથી ઘાયલ સિપાહીઓ અમને જોઈને આવકાર આપતા હોય તેમ હાથ

હલાવતા, દેખાવ કરતા. મજૂરો તરફ સિપાહીઓ આ રીતે હાથ હલાવે તેનો અર્થ સ્પષ્ટ થતો ન હતો? કોસેક સિપાહીઓ મજૂરો-ના ટોળા ઉપર ધસી જતા. તેમના ઘોડા ટોળાની વચ્ચે થઈને નિકળી જતા—કોઈને પણ વગાડ્યા વગર. મજૂરો તેમને માટે તુરત રસ્તો કરી આપતા. 'કોસેકો આપણા ઉપર ગોળીબાર નહિ કરે,' દરેકને તે વિષે ખાત્રી થતી જાય છે.

આખા દિવસ દરમ્યાન મજૂરોનાં ટોળે ટોળાં શહેરના એક ભાગમાંથી બીજા ભાગમાં ઘૂમ્યા કરે છે. પોલીસ તેમને વારંવાર વિખેરી નાંખે છે. લોકો ફરી એકત્ર થાય છે. પોલીસ સાથે લશ્કરી માણસો પણ હોય છે. પોલીસ તરફ લોકોને વેર હોય છે, લશ્કર તરફ સહાનુભૂતિ. લોકોમાંથી બે જાતના અવાજ આવે છે "પોલીસનો નાશ હો" ને તે સાથે જ લશ્કરને આવકારતો બીજો અવાજ "હુર્‌ર્‌રે..." પોલીસ ઉપર પથરા પડે છે. એકલ દોકલ પોલીસને તો પૂરો જ કરી નાંખવામાં આવે છે. લશ્કરી સિપાહીઓ તરફ તેમનું વર્તન જુદું હોય છે. તેની આજુબાજુ, તેમનાં મકાનો કને મજૂર સ્ત્રી પુરુષોની કતાર લાગી જાય છે ને મિત્રાચારીભર્યાં શબ્દોની આપલે થાય છે. લશ્કરનું વલણ પલટાતું જાય છે.

વયબોર્ગ પરગણાની એક મીલના મજૂરો સવારની સભા પછી સરઘસ કાઢે છે. લગભગ ૨૫૦૦ની સંખ્યા હશે. સામેથી કોસેકો આવે છે. બારીક પળ ઊભી થાય છે. અમલદારો ટોળા ઉપર હુમલો કરે છે—તેમની પાછળ જ ઘોડા કુદાવતા કોસેકો હોય છે. પરંતુ તેઓ ટોળા વચ્ચે થઈને, અમલદારોએ કરેલી જગ્યામાં થઈને સંભાળ પૂર્વક કોઈને ઈજા કર્યા વગર પોતાના ઘોડાને ચલાવે છે. કેટલાકના મુખ ઉપર સ્મિત હોય છે; અને એક જણ તો મજૂરો તરફ જોઈને આંખ પણ મીંચે છે. આ આંખમીંચામણી

અર્થસૂચક હતી. તેનું અનુકરણ કરનારા પણ વધી જાય છે. અમલદારોના અનેક પ્રયાસ છતાં આ સિપાહીઓથી ટોળાં વિખેરી શકાતા નથી. કોઈ શિસ્ત તોડતું નથી. પરંતુ હવે તો નામની જ રહી હતી. મૂળથી જ કૉસેકો મજૂરો કરતાં વધારે ક્રાન્તિકારી હતા તેમ ન્હોતું; ઊલટું મજૂરો તરફ તેમને અણગમો હતો. તેમનામાં ખેડૂતોનાં અનેક લક્ષણો હતાં. પરંતુ યુદ્ધને કારણે તેમનામાં અનેક ફેરફારો થયા હતા. લોકોનો સામનો કરવા માટે તેમને જ વારંવાર બોલાવવામાં આવતા. મરવાનું હોય ત્યારે તેમને જ તોપના દારૂની જેમ આગળ ધરવામાં આવતા. એનાથી તેઓ કંટાળ્યા હતા. તેમનાં આંખ મીંચામણાંમાં એ જ અર્થ સમાયેલો હતો. "દોસ્તો ! ધપ્યે રાખજો. અમે વચ્ચે નહિ પડીએ." આમ, ક્રાંતિ પોતાનાં પગથિયાં એક પછી એક ચઢે છે.

૨૫મી એ હડતાળ ફેલાય છે. એ દિવસે ૨,૪૦,૦૦૦ મજૂરો હડતાલ ઉપર આવે છે, તદ્દન પછાત વર્ગ પણ પાછળ પાછળ તણાતો હોય છે. નાનાં નાનાં કારખાનાઓમાં હડતાળ પડે છે. દિવસ દરમ્યાન નિશાળના વિદ્યાર્થીઓ પણ હડતાળ ઉપર જાય છે, બપોર સુધીમાં હજારો માણસો કઝાનના દેવળ કને એકઠા થાય છે. નાની સભાઓ ગોઠવાય છે. ભાષણકર્તા મજૂરોને સંબોધે છે. ઘોડેસ્વાર પોલીસ આવે છે. થોડાક નાશી જાય છે. ઘણા ઊભા રહે છે. પોલીસની બંદૂકમાંથી ગોળીઓ છૂટે છે. ભાષણ કરનાર જમીન ઉપર પડે છે. લોકોના ટોળામાંથી ગોળી આવે છે. મારનાર પોલીસ ઈન્સપેક્ટર ભોંય ભેગો થઈ જાય છે. પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ ઘાયલ થાય છે. પોલીસો અને ટોળાં વચ્ચે યુદ્ધ શરૂ થાય છે. કેમ લડવું તે લોકો બરોબર જાણતા હોય છે. સોડા વોટરની બાટલીઓ, ઈંટોના કકડા, પથ્થરો ફેંકાય છે.

લશ્કરી સિપાઈઓ બેદરકાર હોય છે. લોકોમાં વાત ફેલાય છે કે કોસેક સિપાઇઓએ પોલીસ તરફ ગોળી છોડી હતી ને પોલીસને નાશી જવું પડયું હતું—ને તે વાત સાવ ખોટી પણ નથી.

એક મજૂર પોતાની સ્મરણપોથીમાં કોસેકોની બદલાતી જતી વલણનો એક સુંદર પ્રસંગ નોંધ્યો છે. એક સ્થળે કોસેકો નજરે પડતાં પહેલાં હડતાળિયાઓને પોલીસે વિખેરી નાંખ્યા. આ મજૂરો અને તેમના દોસ્તો નાશી જવાને બદલે કોસેકો પાસે જાય છે: "દોસ્તો! મજૂરોને તેમની લડતમાં મદદ કરો. અમ જેવા ભૂખ્યા મજૂરોને આ પોલીસ કેવી હેરાન કરે છે? તમે મદદ નહિ કરો તો કોણ કરશે? મોં ઉપર નમ્રતા છે, દીનતા છે. મદદ યાચતી આંખોનો કરુણ પ્રકાશ કોસેકોના હૈયામાં ઊતરે છે. હાથમાં ટોપી ઉતારીને આ ભૂખ્યા મજૂરો તેમની મદદ માંગે છે, કોસેકો ના પાડી શકતા નથી. એક બીજા તરફ સૂચક નજર ફેંકાય છે. કોસેકો બીજી દિશાએ આવી જાય છે. અને થોડી જ પળો પછી સ્ટેશનના દરવાજા પાસે આનંદના અવાજો કરતું મજૂરોનું એક ટોળું આવે છે, તેમના ખભા ઉપર છે એક કોસેક બિરાદર તેણે પોલીસ ઈન્સપેક્ટરને બેયોનેટની અણીએ ચઢાવી દીધો છે.

પોલીસ અદૃશ્ય થતી જાય છે. પછી લશ્કરી સિપાહીઓ દેખા દે છે. તેમની બેયોનેટ નીચી નમાવેલી હોય છે. આતુર નજરે મજૂરો પૂછે છે: "તમે પોલીસને મદદ કરવા આવ્યા છો? ઉત્તરમાં માત્ર "આઘા ખસો" એટલું જ હોય છે. પરંતુ માત્ર આવા જડ ઉત્તર પાછળ અનેક સૂચનો રહેલાં છે, તેની પાછળની સહાનુભૂતિ મજૂરો જોઈ શકે છે. મજૂરો તેમની સોબત શોધે છે. તેમની પાસે જઈ મિત્રતા સાધે છે. સ્ત્રીમજૂરો આમાં મહત્વનો

ફાળો આપે છે, લશ્કરી સિપાહીઓની કૉર્ડન નજીક પુરુષો કરતાં વધારે હિંમતથી તેઓ જાય છે. હાથમાં રાઈફલો લઈ નમ્રતાથી વિનવે છેઃ 'આ બેયોનેટો નીચી નમાવી દો. ચલો અમારી સાથે.' સિપાહીઓ ઉશ્કેરાય છે, શરમાય છે, ડગે છે. દલીલો શરૂ થાય છે, વાતો થાય છે, વિનવણી થાય છે, ક્રાંતિ આગળ ડગ ભરે છે.

ફેબ્રુઆરીની ૨૩મીએ સ્ત્રીદિનથી પેટ્રોગ્રેડના મજૂરોની લડતની શરૂઆત થાય છે. લડતનું પ્રથમ પગથિયું હડતાળ છે. ત્રણ દિવસમાં ખૂબ ફાલે છે. તે સાથે દેખાવો થાય છે અને જનતા લશ્કરના સંસર્ગમાં આવે છે. પહેલેજ દિવસે કેટલાક વિજય મળી ગયા હોય છે. લડત એક પછી એક પગથિયે આગળ વધતી રહે તો જ તે સફળ થઈ શકે. જે દિવસે તેનો વિકાસ અટકે તે દિવસથી તેની અવનતિ શરૂ થઈ જાય. વચ્ચે લાંબો ગાળો પડી જાય તે નુકસાનકારક છે. પહેલા ત્રણ દિવસ લડત ખૂબ આગળ વધી. મજૂરો ખૂબ જાગ્રત થયા હતા. તેઓ બરોબર લડતા હતા. લડતની બધી રીતો તેમણે જાણી લીધી હતી.

૨૫મી તારીખે શહેરમાં જુદા જુદા ભાગમાંથી લગભગ ૧૦૦ માણસોની ધરપકડ થઈ. સરકાર હવે આક્રમણ શરૂ કરતી હતી. 'આજે શું બનશે?' અને તેથી વધારે અગત્યનું 'લશ્કરનું વલણ કેવું હશે?' ૨૬મીનો સૂરજ સંશય અને ચિંતાથી પીળો થઈ ગયો હોય તેમ આથમે છે.

આગેવાની મજૂરોના હાથમાંજ આવી હોય છે. તેમના આનાકાની કરતા ગભરાતા નેતાઓ પકડાઈ ગયા છે, અને તે ઠીક જ થયું છે. હડતાલ ક્રાંતિમાં પલટાઈ જાય છે.

કારખાનાંઓમાં તમે આવો અને ત્યાં તમને અદ્ભુત મક્કમતા જણાશે. બધામાં ઉત્સાહ છે—અપાર અને અમાપ. સહુ થનગની

રહ્યા છે. વિજય મેળવવા માટે જેમના હાથમાં આગેવાની હોય છે તેમને માત્ર ચિંતાએ ઘેરી લીધા છે. ભૂખ્યાં, થાકેલાં માથે જવાબદારી છે તેનું સંપૂર્ણ ભાનવાળા વ્યબોર્ગના નેતાઓ શહેર બહારની ઝાડીઓમાં એકત્ર થાય છે—કાર્યક્રમ નક્કી કરવા. શેનો ? નવા દેખાવોનો ? પરંતુ 'હવે સરકાર જ્યારે છેલ્લે પગથિયે જઈને બેઠી છે, ત્યારે આ જાતના દેખાવો સફળ થશે ?' એમ વિચારે છે. મજૂરોની તદ્દન નિકટ અને ક્રાંતિની વિચારસરણીથી સજ્જ થયેલા એવા આ નેતાઓ પણ અચકાતા હોય છે—પરંતુ લડત તો ખૂબ આગળ વધી ગઈ હોય છે.

૨૫મી ને રાત્રે જ વ્યબોર્ગ પરગણું હડતાળિયાઓના કબજામાં આવી જાય છે, પોલીસનાં થાણાં તોડી નાંખવામાં આવે છે, અમલદારોને મારી નાંખવામાં આવે છે. ઘણા તો નાશી ગયા હોય છે. ૨૬મી સવારે બીજું પરગણું પણ તેમના હાથમાં આવી જાય છે. આ દિવસ રવિવારનો છે, મજૂરોના બળનું માપ એ દિવસે નીકળી શકે તેમ નથી. મજૂરો કારખાનાંમાં રજા હોવાથી એકત્ર થઈ શકે તેમ નથી. સવારમાં બધું શાંત હોય છે. ઝરીના ઝારને ખબર આપે છે: "બધું શમી ગયું છે." પરંતુ શાંતિ વધુવાર ટકતી નથી. મજૂરો ધીમે ધીમે એકઠા થાય છે, ને શહેરમાં આવવા વધે છે. પુલ પાસે જ તેમને અટકાવવામાં આવે છે. બરફ હોવાથી ગોળીબારની બહુ અસર પહોંચતી નથી. શહેરની અંદર સ્થળે સ્થળે પોલીસ ને ઘોડેસ્વાર હોય છે. આજુ-બાજુથી પણ ગોળીબાર થાય છે. ઘરોમાં છાપરાઓ ઉપર પણ પોલીસો છે, ને ત્યાં રહ્યા રહ્યા ગોળીઓ છોડે છે. મજૂરોની સામે ઊભા નહિ રહેવાનો પાઠ તેઓ ગઈ કાલે જ શીખ્યા છે. લશ્કર પણ આવેલું હોય છે. તેમને ગોળીથી વીંધી નાંખવાના ચોખ્ખા

હુકમો હોય છે. મજૂરો ના હિંમત થશે ? ડરી જશે ? ના; મજૂરો આગળ વધ્યે જ જાય છે. એ દિવસનો પોલીસ અહેવાલ જ તેની સાક્ષી પૂરે છે: "દિવસ દરમ્યાન આ ટોળાં હુકમોની અવગણના કરતાં જણાયાં છે, વિખરાઈ જવાનું કહેવામાં આવે છે, ત્યારે સામાં થાય છે, પથરા મારે છે; હવામાં ગોળીબાર કરીને ચેતવણી આપવામાં આવે છે, ત્યારે સહુ હસી કાઢે છે. તેમના ઉપર ગોળીબાર કરીએ છીએ ત્યારે વિખરાય છે ને આજુબાજુનાં ઘરોમાં ભરાઈ જાય છે, પરંતુ તુરત જ પાછા એકઠા થઈ હુમલો કરે છે." ટોળાંઓ પોલીસો ઉપર જ હુમલો કરે છે, લશ્કરને સતાવતા નથી. લશ્કરમાં તેમને શ્રદ્ધા હોય છે કે અમારી પાછળ તે આવવાનું છે. લશ્કર ઉપર તેમનું દબાણ વધતું જ જાય છે "આ બંડખોરોને વીંધી નાંખો." હુકમ છૂટે છે. મજૂર-સ્ત્રીઓની દયા ભરી આજીજી છે: "અમને જ મારશો ?—તમારાં ભાઈ બહેનોને ? તમે તો અમારી સાથે શોભો." લશ્કરી ટુકડીઓના હૃદય જીતવા માટેની લડત ચાલુ જ રહે છે.

આ દિવસની સાંજે જ લશ્કરનું વલણ કેવું હોય છે તેની ખબર પડી જાય છે. એક લશ્કરી ટુકડી બળવો કરે છે. એક બીજી ટુકડીએ લોકો ઉપર ગોળીબાર કર્યો હોય છે તેના વિરોધમાં આ બળવો શરૂ થાય છે. એ દિવસના બપોરના બે વાગ્યાનો સમય છે. આ ટુકડીની બૅરેકો પાસે થોડાક મજૂરો એકઠા થાય છે. "જોયા આ તમારા દોસ્તદારો ? અમારા ઉપર ગોળીબાર કર્યા–" આ નિંદા સખ્ત હોય છે, બધા ક્રોધે ભરાય છે, બીજ પથ્થર ઉપર નથી પડ્યું. સાંજ સુધીમાં આ ટુકડી બળવો જાહેર કરે છે ને મેદાને પડે છે. રસ્તામાં જતાં જ પોલીસની એક ટુકડીનો ભેટો થઈ જાય છે. તેને તુરત ગોળીએ વીંધી દે છે.

મજૂરોને હથિયારોની ખોટ હોય છે તે હથિયારો મળી જાય છે. ક્રાંતિ બીજું ડગ ભરે છે, ૨૭ મીનો સૂર્ય આશા ભર્યો ઊગે છે—અવનવીન દુનિયા જોવા.

૨૭ મીએ સવારે તો લશ્કરી સિપાહીઓની એક પછી એક ટુકડી હુકમનો અનાદર કરી મજૂરોને મળે છે. તેમનાં રહેઠાણોની આજુબાજુ મજૂરો વીંટળાઈ વળ્યા હોય છે તે તેમને હાકલ કરે છે. આ હાકલનો ઉત્તર ઉત્સાહજનક છે, લશ્કરનું વલણ બદલાઈ ગયું હોય છે. વ્યબોર્ગના મજૂરો સિપાઇઓ સાથે મળીને કાર્યક્રમ નક્કી કરે છે: "પોલીસ સ્ટેશનો કબ્જે કરો, પોલીસોને નિશસ્ત્ર બનાવી દો, કેદીઓને છોડી મૂકો, સરકારના માણસોને ઉડાવી દો, બીજા મજૂરો તથા લશ્કરના માણસોને સાથે ખેંચી આણો, આ દિવસ વિજયનો છે." ઝારનું ૧૫૦,૦૦૦ માણસનું લશ્કર ડગી ગયું હોય છે. રાજકીય કેદીઓને મુક્ત કરવામાં આવે છે, આજે મજૂરોનો વિરોધ કરનાર કોઈ નથી.

વિજયના સમાચારો આવ્યે જ જાય છે. મજૂરોની હથિયારબંધ મોટરો રસ્તા ઉપર જણાવા માંડે છે. લાલ વાવટા સ્થળે સ્થળે ફરકે છે, જે ભાગ તાબે નથી થયા ત્યાં પહોંચી જઈ તુરત કબ્જે મેળવવામાં આવે છે. ક્રાંતિ સફળ થવા પર છે. ક્રાંતિનો સૂરજ મધ્યાહ્ને તપતો જણાય છે.

# [૧૭] નવી પરિસ્થિતિ—નવી વિચારસરણી

જમીને લેનિન અને ક્રુપ્સ્કાયા હમણાં જ ઊઠ્યાં હોય છે. લેનિન કપડાં પહેરી પુસ્તકાલયમાં જવાની તૈયારી કરે છે. વાસણ અજવાળીને ક્રુપ્સ્કાયા હાથ સાફ કરતી હોય છે ત્યાં એક બિરાદર બ્રોન્સ્કી અંદર ઘૂસી આવે છેઃ "સમાચાર વાંચ્યા? રશિયામાં ક્રાંતિ શરૂ થઈ છે." ને એ દિવસના અખબારોમાં સમાચાર આવ્યા હોય છે તે બધા વાંચી સંભળાવે છે.

ઘરમાં આગ લાગી હોય તેમ લેનિન છેલ્લા સમાચાર મેળવવા ઝ્યુરીચ તળાવ ઉપર દોડે છે. રશિયાથી આવેલા તારમાં જણાવવામાં આવ્યું છેઃ " ડુમાના સભ્યોમાંથી ચૂંટી કાઢેલી બાર જણાની કારોબારી સમિતિના હાથમાં સત્તા છે, બધા પ્રધાનોને પૂરવામાં આવ્યા છે."

"અમે આવા સમાચાર વારંવાર વાંચ્યા. રશિયામાં સાચે જ ક્રાંતિ થઈ હતી. લેનિનનું મગજ એકદમ કાર્યપ્રદ બની ગયું. દિવસનો બાકીનો ભાગ તથા સાંજ કેમ ચાલી ગયાં તેની અમને ખબર ન પડી."

લેનિન આમતેમ આંટા મારે છે. તેના મગજમાં ઝડપથી વિચારો ચાલતા જાય છે. આ વખતે રશિયન ક્રાંતિ સફળ થઈ ચૂકી છે. પરંતુ સત્તા મજૂરો અને કિસાનોના હાથમાં નથી આવી. ક્રાંતિને અંતે કામચલાઉ સરકાર સ્થાપવામાં આવી હોય છે. બધી સત્તા મવાળ બૂર્ઝ્વા વર્ગના હાથમાં આવી હોય છે. લડત બોલ્શેવિકો લડયા હતા અને બોલ્શેવિકો તેમની પાછળ રહ્યા હતા, પરંતુ મોટો ભાગ બોલ્શેવિઝમ એટલે શું તે બરોબર સમજતો નહોતો. તેમના જે નેતાઓ હતા તે સત્તા કબજે કરતાં ડરતા હતા. સત્તા જ્યારે હાથમાં આવી ત્યારે આ મેન્શેવિકો ડુમામાં જઈ બેઠા ને મવાળ લોકોને સત્તા સોંપી દેવા મંત્રણા ચલાવી. આને પરિણામે જે સરકાર સ્થાપવામાં આવી તેમાં એક સિવાય બીજા બધા ઉપલા વર્ગના—ચૂસનાર વર્ગના—પ્રતિનિધિ હતા અને જે એક મેન્શેવિક—કેરેન્સ્કી હતો તે પણ મજૂરવર્ગનો દ્રોહી જ નિવડવાનો હતો. આ ખબર લેનિનને બીજે જ દિવસે મળ્યા. તેણે કોલેન્ટાઇને[૩૨] આ વિશે લખ્યું: "મજૂરો અઠવાડિયાથી પોતાનું લોહી વહેવડાવી રહ્યા છે. છતાં મિલ્યુકોવ[૩૩] ગુચકોવ અને કેરેન્સ્કી સત્તા ઉપર ચઢી બેઠા છે. પ્રથમ ક્રાંતિનું પહેલું પગલું અંતીમ જ નહિ નિવડે. રશિયામાં મર્યાદિત પણ નહિ થાય...... હવે બીજી આંતરરાષ્ટ્રીયના રાહે નથી જવું. કોટ્સ્કીની સાથે નહિ. હવે ક્રાન્તિકારી કાર્યક્રમને ક્રાન્તિકારી રીતો જ અખત્યાર કરવી શોભે. એ માટે ક્રાન્તિકારી પ્રચારકાર્ય, સામ્રાજ્યવાદ સામે યુધ્ધ, આંતરરાષ્ટ્રીય મજૂરક્રાન્તિ અને ચળવળ, અને મજૂરો અને ખેડૂતોની સોવિયેટોના હાથમાં સંપૂર્ણ સત્તા. ઝારની સત્તાને ફગાવી દીધેલી હોવાથી જે ઉત્સાહ હતો તેનો લાભ લઈ એકતાની ઘણી વાતો શરૂ થશે તેની લેનિનને ખાત્રી હતી. તેણે બીજે દિવસે

ક્રોલેન્ટાઇના તારના ઉતરમાં જણાવ્યું કે: "મારા અભિપ્રાયે આ કહેવાતા રાષ્ટ્રસેવકો સાથે એકતા સાધવાના મૂર્ખ પ્રયત્નોમાં ગૂંથાઈ ન જવાય તે માટે સંભાળ રાખવાનું અને આપણા પક્ષનું કામ ચાલુ રાખવાનું વધુ મહત્ત્વનું છે; આપણું તાત્કાલિક કામ આપણા કાર્યપ્રદેશને વિસ્તારવાનું, જનસમૂહને સંગઠિત કરવાનું, પછાતવર્ગને, ગ્રામપ્રજાને તથા ઘરકામ કરતા નોકરોને જાગૃત કરવાનું, નવી સરકારને બરોબર ખુલ્લી પાડવા માટે લશ્કરમાં નાનાં મંડળો સ્થાપવાનું અને સત્તા સોવિયેટોના હાથમાં આવે તે માટે તૈયારી કરવાનું હોવું જોઈએ. આ જ સત્તા રોટી શાંતિ ને આઝાદી અપાવી શકે. પ્રત્યાઘાતી બળોનો અત્યારથી નાશ કરવા માડો. નવી સરકારને સહાય આપતા, તેનામાં વિશ્વાસ મૂકતા, શસ્ત્ર સજીને હોશિયાર બનો ને બીજાં પગલાં માટે તૈયારી કરવા માંડો. યુદ્ધના ક્ષેત્રમાં ઊભો ઊભો સેનાપતિ સૂચનાઓ મોકલતો હોય તેમ ટૂંકાં ટૂંકાં વાક્યોવાળી આ શૈલી લેનિનના મગજમાં કેવી ધમાલ ચાલી રહી હોય છે તે સૂચવે છે. રશિયાની ક્રાંતિ ઈંગ્લૅંડ કે ફ્રાન્સના જેવી થાય અને જેમણે તે માટે લોહી વહેવડાવ્યું હતું તેમને કશી સત્તા ન મળે પરંતુ પોકળ પ્રજાસત્તાક સૂત્રોથી ઠગનારા લોકોના હાથમાં સત્તા ચાલી જાય અને ગરીબ લોકોની સ્થિતિ એની એ જ રહે તેવું લેનિન ઇચ્છતો નહોતો. રશિયામાં એવું જ બનવાનો સંભવ હતો. દંભી ને પોકળ સ્વતંત્રતાના નામે રશિયન પ્રજા ઉપર નવી બેડીઓ ન લદાય તે માટે એવા એક પક્ષની સરદારી નીચે આ ક્રાંતિ મૂકવી જોઈએ જે નીડર હોય, ક્રાંતિકારી હોય, દ્રોહી અને ઢીલગંડી સમાધાનીનો રાહ જેણે છોડયો હોય, જેના રાહ નવા હોય, જેમાં મોટો ભાગ ક્રાંતિ માટે લઢનારા વર્ગજાગૃત મજૂરો

હોય—આવી લેનિનની માન્યતા હતી. લેનિન અત્યાર સુધી તેને માટે મથ્યો હતો—અને આજે ઇતિહાસે તેને એક સુંદર તક આપી હતી.

પરંતુ આ તકનો લાભ તે ત્યાં ગયા વિના કેવી રીતે ઉઠાવી શકે ? કેરેન્સ્કી ને મિલ્યુકોવની સરકાર તેને માટે દરવાજા ઉઘાડા મૂકી દે તેની સંભાવના તો બહુ થોડી હતી. તેણે તો મિલ્યુકોવ ઉપર ત્યાં આવવાની રજા માંગતા તાર કર્યા પરંતુ એકેયનો ઉત્તર વાળવામાં ન આવ્યો. મિલ્યુકોવ કાબેલ માણસ હતો. લેનિનને તે બરાબર ઓળખતો હતો. સ્વીટ્ઝર્લૅંડની આજુબાજુ તો યુદ્ધ ચાલતું હતું એટલે તે રસ્તે થઈને જવાનું તેને માટે શક્ય નહોતું કારણ કે તેમાં તો તુરત ધરપકડ ને કેદ થવાનો સંભવ હતો. ઇંગ્લૅંડ અને ફ્રાન્સ બોલ્શેવિકોને રશિયામાં કદી જવા દે તેમ નહોતા. કોલેન્ટાઇને તે લખે છેઃ " અમે તુરત સ્વીટઝર્લૅંડ છોડી શકવાના નથી તેવું લાગે છે." જર્મની મારફતે રશિયા જઈ શકાય કે કેમ તે વિશે તેણે તપાસ ચલાવવા માંડી. માર્ચની ૧૯મી તારીખે રશિયાના દેશનિકાલીઓની સભા મળી. માર્ટોવે[૩૪] રશિયામાં અટકાવી રાખેલા જર્મન અને ઑસ્ટ્રિયન કેદીઓને મુક્ત કરી દેવાની શરતે રશિયા જવાની પરવાનગી માંગવી એવી સૂચના કરી. લેનિન સિવાય આ સૂચના કોઈ કબૂલ કરવામાં તૈયાર નહોતું. તે માટે પત્રવ્યવહાર શરૂ થયો પરંતુ તેનું કશું પરિણામ આવ્યું નહિ.

લેનિન રશિયા જવા માટે ખૂબ તલપાપડ થઈ રહ્યો હતો. ક્રાંતિ થયાના સમાચાર જ્યારથી તેણે સાંભળ્યા હતા ત્યારથી તેની ઊંઘ ઊડી ગઈ હતી. તે જાતજાતની યોજનાઓ કરતો. એરોપ્લેન મારફતે જવાની તરંગી યોજના પણ તેણે કુસ્કાયાને

કહી સંભળાવેલી. એક મૂંગા સ્વીડીશને નામે પાસપોર્ટ મેળવવા પણ તેણે તજવીજ કરેલી.

આ સંદેશાઓ ચાલતા હતા તે વખતે "પ્રવદ" (સત્ય) પત્ર માટે તેણે "પરદેશના પત્રો" લખવાના શરૂ કરેલા: "યુદ્ધ ઇતિહાસને આગળ લઈ જાય છે ને વર્તમાન સંજોગોમાં તે ક્રાંતિ આણ્યાં વગર રહેતું નથી. પેટ્રોગ્રેડમાં ફેબ્રુઆરી માસમાં જે બનાવો બન્યા છે તે સામ્રાજ્યવાદી યુદ્ધનો અંત અને આ યુદ્ધને મૂડીદાર વર્ગ સામેના યુદ્ધમાં થયેલું પરિવર્તન સૂચવે છે. જે ઐતિહાસિક કાળમાંથી આપણે પસાર થઈ રહ્યા છીએ એનું સામાજિક રાજકીય જીવન એટલે એક લોહીનો ગોળો—(હિંસક ક્રાંતિઓનો કાળ). દરેક દેશમાં આર્થિક કટોકટિની પરિસ્થિતિ ઊભી થાય છે. આ કટોકટિ બૂર્ઝ્વા વર્ગ અટકાવી શકતો નથી ને તેમાંથી ક્રાંતિ માટેની ભૂમિકા તૈયાર થાય છે. આ જ કારણે રશિયામાં થયેલી ક્રાંતિ એ સમાજવાદી ક્રાંતિ હોવી જોઈએ."

ક્રાંતિ પછીની સ્થિતિ કેવી હોવી જોઈએ તે વિશેનો ખ્યાલ પણ તે આ પત્રોમાં આપે છે. "લાલ લશ્કર" નામના પત્રમાં તે આનો ઉલ્લેખ કરે છે. આ જાતનું લશ્કર પુરુષ અને સ્ત્રી બંને વર્ગમાંથી ઊભું થવું જોઈએ. તેની લશ્કરી ફરજો ઉપરાંત ખોરાકીના સાધનોની વ્યવસ્થિત વહેંચણી, સફાઈકામનું કામ તેણે કરવું જોઈએ. દરેક કુટુંબને પૂરતો રોટલો મળે, બધા બાળકોને દૂધ મળતું ન થાય ત્યાં સુધી પૈસાદારોના બાળકોને દૂધ ન મળે, પૈસાદારોના મોટાં ઘરો ખાલી ન પડ્યાં રહે પરંતુ તેમાં ઘર વગરનાને આશ્રય મળે એ સંભાળવાનું કામ પણ આ લશ્કરનું હોવું જોઈએ. "પુરુષો સાથે સમાન ધોરણે મુકાયેલી સ્ત્રીઓ સાથેના આવા દેશવ્યાપી સંગઠન વગર બીજું

કયું મંડળ આવું કામ કરી શકે?...આ જાતના લશ્કરથી યુવાનો રાજકારણમાં તુરત ખેંચાઈ આવશે અને તેમને માત્ર શબ્દોથી જ નહિ પરંતુ કાર્યદ્વારા કેળવણી આપી શકાશે. આપણું તાત્કાલિક કામ સંગઠનનું છે, જેમાં આપણે લાખો પીડિતોને આપણા તરફ ખેંચી શકીએ અને તે દ્વારા લશ્કરી, રાજકીય અને આર્થિક પ્રશ્નો છેડીએ."

આ પત્રોમાં સત્તા સોવિયેટોના હાથમાં હોવી જોઈએ તે વિશે ભાર મૂકતા આ ક્રાંતિ કયા પ્રકારની છે અને કમ્યુનિસ્ટોનું તે તરફ કેવું વલણ હોવું જોઈએ તે વિશે તે લખે છે. "ઝારની રાજાશાહી સામેની લડતમાં—શબ્દોમાં જ સમાઈ જાય તેવી નહિ પરંતુ સાચી સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની લડતમાં—મજૂરોએ નવી સરકારને ટેકો ન આપવો જોઈએ કારણકે સ્વતંત્રતાની સાચી ખાત્રી અને ઝારશાહીનો સંપૂર્ણ વિનાશ મજૂરોને સશસ્ત્ર કરાવ્યા પછી જ થઈ શકશે."

બીજી કોઈપણ કાર્યપ્રણાલી મજૂરોને છેતરી જશે. વચન આપવા સહેલાં છે તેની કશી કિંમત નથી. બધી ય બુર્ઝવા ક્રાંતિઓમાં આ બુર્ઝવા નેતાઓ વચનો આપી મજૂરોને છેતરે છે. આપણી ક્રાંતિ બુર્ઝવા ક્રાંતિ છે અને તે માટે મજૂરોએ તેને ટેકો આપવો જોઈએ એવી વાત તો ક્રાન્તિને ઊંધે રસ્તે લઈ જનાર દંભી રાજપુરુષો કરે છે. અમે માર્ક્સવાદીઓ એમ કહીએ છીએ કે ક્રાન્તિ બુર્ઝવા છે અને તે જ કારણે બુર્ઝવા રાજપુરુષો જે છેતરપિંડી ચલાવી રહ્યા છે તેથી પ્રજાને સાવધ રહેવા, ખાલી શબ્દોથી ન ભોળવાઈ પોતાના જ બળ ઉપર મુસ્તાક રહેવા, પોતાના જ સંગઠનો સ્થાપવાનું પ્રજાને કહેવું જોઈએ."

આ ક્રાન્તિમાંથી આગળ જવાનો રસ્તો નવો હતો તેનો પણ

તેને સ્પષ્ટ ખ્યાલ હતો. આ પત્રોમાં મજૂરપક્ષે કયું કાર્ય કર્યું હોવું જોઈએ તે વિશે તેણે વ્યાખ્યા કરી છે: (૧) "મજૂરક્રાન્તિ માટેનો ચોક્કસ રસ્તો શોધવાનું (૨) આ બીજી ક્રાન્તિદ્વારા જમીનદારો ને મૂડીદારોની સરકાર પાસેથી સત્તા છીનવી લેવાવી જોઇએ. અને (૩) આ સરકાર કામદાર–કિસાનના પ્રતિનિધિઓની સોવિયેટના ધોરણે સ્થપાવી જોઈએ." આવી જ સરકાર લશ્કરને શાંતિ અપાવી શકે, મૂડીદારોના અંકુશમાંથી મુક્ત કરી શકે.

રશિયા જવા માટેની ગોઠવણની મંત્રણાઓ ચાલુ જ હતી. સ્વિટ્ઝર્લૅન્ડના જર્મન એલચી સાથે એક કરાર કરવામાં આવ્યો, તેમાં નીચે મુજબ શરતો રાખવામાં આવી હતી. (૧) બધાય દેશનિકાલીઓને જવા દેવા (૨) આ દેશનિકાલીઓ મુસાફરી કરે ત્યારે તેમના ડબ્બામાં કોઈને આવવા ન દેવા. પાસપોર્ટ કે સામાનની તપાસ નહિ કરવાની. (૩) આ દેશનિકાલીઓ રશિયામાં જઈ જર્મન ઑસ્ટ્રિયન કેદીઓની મુક્તિ માટે ચળવળ ચલાવે. લેનિનને તો કોઈપણ રીતે રશિયા જવું જ હતું એટલે તેણે આ શરતોનો તુરત સ્વીકાર કર્યો. મેન્શેવિકો તથા વતનના રક્ષણની બૂમ પાડનારાઓએ શત્રુદેશ મારફતે જવા વિશે ભારે ઉહાપોહ મચાવ્યો. જર્મન સરકારે બોલ્શેવિકોને પસાર થવા દેવામાં સંમતિ આપી તેમાં સ્વાર્થ તો હતો જ કારણકે તેને એમ લાગતું હતું કે અત્યારે રશિયામાં જે કટોકટિની પરિસ્થિતિ ઊભી થઈ છે તેમાં આ લોકો જઈ વધારો કરશે અને જર્મન લશ્કરને રશિયન લશ્કર સામે રોકાઈ રહેવું પડે છે તે રોકાઈ ન રહે અને બ્રિટન તથા ફ્રાન્સ સામે સારી રીતે મોરચા માંડી શકાય એવી પરિસ્થિતિ ઊભી થશે. આ મેન્શેવિકો પણ પછી એ જ રસ્તે આવ્યા.

નીકળવાના બે કલાક પહેલાં જ લેનિનને તે વિશે ખબર મળી.

એ અરસામાં તેણે પત્રો લખી નાંખ્યા. આંતરરાષ્ટ્રીય મજૂર-ક્રાન્તિનો તેણે ત્યાગ નહોતો કર્યો અને જર્મનીની શેહમાં નહોતો તણાયો. તે 'સ્વીસ મજૂરોને વિદાયગીરીનો સંદેશ' એ નિવેદનમાં તેણે જે હાકલ કરી છે તે ઉપરથી સ્પષ્ટ થાય છે.

વળી પાછો સમરક્ષેત્રમાં થઈને લેનિન પસાર થાય છે. તેની ટ્રેઇન ઝડપભેર આગળ વધ્યે જાય છે. રસ્તામાં આવતા સ્ટેશનો ઉપર સ્ત્રીઓ અને છોકરાઓ જ જણાય છે. પુરુષો જુવાનો સર્વે પોતાના ગળા કપાવવા લડાઈમાં ગયા હોય છે. લેનિન ગાડીમાં પણ આમતેમ આંટા મારે છે. કોઈક વાર તે ગંભીર વિચારમાં હોય છે, કોઈક વાર તે લહેરમાં આવી ગયો હોય છે ત્યારે તેના ત્રીસ સાથીદારો સાથે મજાક કરતો હોય છે. ગાડીનાં પૈડાં થાક્યા વગર દોડ્યે જાય છે ને તે સાથે તેમાં બેસનારાઓનો ઉત્સાહ પણ. બર્લિન ચાલ્યું, જર્મન સરહદ ગઈ, સ્ટોકહોમ વટાવ્યું ને ફિન્લૅન્ડની હદ ગઈ. રશિયન ગાડીમાં સહુ કોઈ આવી ગયા છે. રશિયાના જેવા જ ચિરપરિચિત ચહેરાઓ, એવી જ હવા, એવાં જ વૃક્ષો— આતુરતાથી રશિયન સરહદમાં પગ મૂકવા સહુ કોઈ અધીર બની રહ્યું છે.

ફિન્લૅન્ડ સ્ટેશનનો દેખાવ તો વર્ણવ્યો જાય તેમ નથી ત્યાં કેટલા ય વરસોથી અળગા રહેલા પોતાના પ્રિય સરદારને મળવા જૂના સાથીદારો કેદમાંથી છૂટેલા દોસ્તો સ્ટેશન ઉપર આમતેમ આંટા મારે છે. સહુ આનંદે ભર્યા છે તેમની પાછળ છે ચમકતા બેયોનેટ સાથે લશ્કરી સિપાહીઓ. યુદ્ધમાંથી મુક્તિ અપાવનાર સરદારની આતુર હૈયે વાટ જોતા મજૂરોનાં હૈયાં ફાટફાટ થાય છે. જે માણસોના વચને અને શબ્દે રસ્તો બતાવ્યો હતો તે માણસ આજે દેશાવરથી પાછો ફરે છે. લાલ વાવટાઓની સંખ્યા

તો ગણવાનું શક્ય નથી. ટ્રેઇન પ્રવેશ કરે છે. સહુ કોઈ પડાપડી કરે છે. લશ્કરી ટુકડીઓ વ્યવસ્થા પરાણે જાળવી શકે છે. ટ્રેઈન ઊભી રહે છે, લેનિનનું મુખ ડોકાય છે. તેના સાથીદારો તેને ભેટી પડે છે. લશ્કરી અમલદાર આવીને સલામ ભરે છે. સિપાઈઓ લેનિનને સલામી આપે છે. બૅન્ડ ઉપર માર્સેલિસના સૂર[૩૫] વાગે છે ને પછી શરૂ થાય છે—"ઇન્ટરનેશનલ." " મજૂરો પ્રચંડ સૂરે તે ઝીલી લે છે.

'લેનિન ! અમે રશિયાના ક્રાંતિકારી મજૂરો અને ખલાસીઓ તને આવકાર આપીએ છીએ." ખલાસીઓનો આગેવાન આવી લેનિન કને ઊભો રહે છે, પ્રસંગની ભવ્યતા બંનેને નિસ્તબ્ધ બનાવી દે છે. લેનિન ઘડી રહીને ઊંચે સાદે માનવમેદનીના સ્વાગતનો ઉત્તર આપે છે.

"દોસ્તો ! કામચલાઉ સરકારના શબ્દોમાં તમને વિશ્વાસ છે કે નહિ તે જાણ્યા વિના જ હું તમારું સ્વાગત સ્વીકારું છું પરંતુ મને એક વાતની ખાત્રી છે કે જ્યારે તે તમારી સાથે નિરાશાની વાતો કરે છે, તમને ઘણું આપવાનાં વચનો આપે છે ત્યારે આખી રશિયન પ્રજાને તે છેતરી રહી છે. પ્રજાને જોઈએ છે શાંતિ, પ્રજાને જોઈએ છે રોટી, પ્રજાને જોઈએ છે જમીન, એને બદલે તેમને મળ્યાં છે ભૂખ અને યુદ્ધ. રોટીનું ઠેકાણું નથી, જમીન છે જમીનદારોના કબજામાં......આપણે સામાજિક ક્રાંતિ[૩૬] માટે લડવું જોઈએ ને અંતીમ વિજય પ્રાપ્ત ન થાય ત્યાંસુધી મજૂર વર્ગે તે માટે લડવું જોઈએ. "ઈન્કિલાબ ઝિન્દાબાદ !"

રશિયન મજૂરો હાકલ બરોબર સાંભળે છે. સ્ટેશનથી ખભા ઉપર બેસાડી મજૂરો તેને ગાડીમાં બેસાડે છે, આખે રસ્તે ને સ્થળે સ્થળે નવા વિગ્રહની, ક્રાંતિને સફળ બનાવવાની હાકલ

કર્યે જાય છે. તેની હાકલની સફળતા જણાય છે પરંતુ વિજય હજી દૂર છે.

એ જ રાત્રીએ એક ભાષણ કર્યા પછી તે પોતાની બહેનને ત્યાં ગયો. સૂવા માટે નહિ, ત્યાં જઈ મોડે સુધી પક્ષની કઈ નીતિ હોવી જોઈએ તે વિશે નોંધ કરતો તે બેઠો. બીજે દિવસે સોવિયેટો-ની અખિલ રશિયન પરિષદમાં જનાર બોલ્શેવિક પ્રતિનિધિઓની સભામાં તેને આ નીતિ વિશે જાહેરાત કરવાની હતી.

બીજા દિવસની આ પરિષદમાં તેણે એક ભાષણ દરમ્યાન આ નીતિ સમજાવી, આ નીતિમાં નીચેના દશ મુદ્દાઓનો સમાવેશ થતો હતો. (૧) મૂડીવાદી સરકારની સત્તા નીચે દેશના રક્ષણ માટેના યુદ્ધની વાતો ને તક ન આપવી; મજૂરો અને ગરીબ ખેડૂતોની સરકાર સત્તા ઉપર આવે ત્યારે જ રક્ષણ માટેના યુદ્ધને સંમતિ આપી શકાય; સંધિઓ રદ થયેલી જાહેર કરવી અને મૂડીદાર વર્ગ સાથેના સંબંધો છોડી દેવા. (૨) ક્રાંતિના વર્તમાન તબક્કાને બીજા તબક્કા માટેનો પરિવર્તન કાળ ગણવો. આ બીજો તબક્કો તે મજૂરો અને કિસાનોની સત્તા (૩) કામ-ચલાઉ સરકારને ટેકો ન ધીરવો (૪) સોવિયેટમાં બોલ્શેવિકોની જ્યાંસુધી લઘુમતિ હોય ત્યાં સુધી સોવિયેટના હાથમાં સર્વે સત્તા રહેવી જોઈએ તેવી નીતિ તરફ મોટા વર્ગને વાળવો." પદ્ધતિ-પૂર્વક શાંત, અને સતત પ્રચાર કાર્ય કરવાનું તેમનું કામ હોઈ શકે (૫) પાર્લામેન્ટની ઢબનું પ્રજાસત્તાક નહિ પરંતુ મજૂરો અને ખેડૂતોની સોવિયેટોનું પ્રજાસત્તાક રાજ્ય (૬) જમીન રાષ્ટ્ર-માલિકીની, ખેડૂતોના સોવિયેટો મારફતે તેની વ્યવસ્થા, તથા જમીન ઉપર કામ કરતા મજૂરો તથા ગરીબ ખેડૂતોના જુદાં મંડળો સ્થાપવાં (૭) સોવિયેટના કાબૂ હેઠળની એક મધ્યસ્થ

બેંક નીચે બધી બેંકોને આણવી (૮) વસ્તુઓની પેદાશ અને વહેંચણી મજૂર સોવિયેટના હાથમાં રહે (૯) પક્ષની પરિષદ અને કાર્યક્રમનું પુનરાવલોકન (૧૦) નવી ક્રાંતિકારી આંતરરાષ્ટ્રીયની સ્થાપના.

આ મુદ્દાઓ ઉપર ભાષણ કરતાં તેણે કહ્યું: "નવા વિજયો મેળવવા માટે નહિ પરંતુ માત્ર જરૂરિયાત તરીકે યુદ્ધને સ્વીકારવાનો જુસ્સો જેમનામાં પસરી રહ્યો છે તેમને આપણે ધીરજથી સમજાવવું જોઈએ કે જ્યાં સુધી મૂડીવાદને ફેંકી દેવામાં નથી આવ્યો ત્યાં સુધી આ યુદ્ધનો અંત આવી શકે તેમ નથી. યુદ્ધનો અંત કેવી રીતે આણવો જોઈએ તે વિશે સિપાહીઓ આજે સીધો પ્રશ્ન પૂછે છે. પરંતુ પ્રજાને એમ કહેવું જોઈએ કે થોડીક વ્યકિતઓના શુભ આશયોથી લડાઈ નો અંત આણી શકાશે એ માત્ર રાજકીય તકવાદ છે. તેનાથી જનતાને સાવધ કરવી જોઈએ. ક્રાન્તિ એ તો વિકટ વસ્તુ છે. તેમાં ભૂલો અનિવાર્ય છે. આપણી ભૂલ એ થઈ છે કે આપણે આ રક્ષણવાદને[૩૭] હજી સુધી સંપૂર્ણ રીતે ખુલ્લો ન પાડ્યો. આપણે વાતોડિયા નથી. આપણે જનતાની વર્ગજાગૃતિ ઉપર જ આધાર રાખવો જોઈએ. આપણે તેમ કરતાં લઘુમતિમાં રહીએ તેનો વાંધો નહિ. નેતાપદ ન રહે તેમાંય કેટલીક વાર લાભ છે. જ્યારે સત્તાધારી વર્ગ એમ કહે છે કે અમારે વિજયો નથી જોઈતા ત્યારે તેઓ જૂઠું બોલે છે. જ્યારે મજૂર એમ કહે છે કે હું દેશનું રક્ષણ કરવા માંગું છું ત્યારે તેનામાં રહેલી પીડિતજનની વૃત્તિ ઉછાળા મારી રહી હોય છે. ......ક્રાન્તિઓની નિષ્ફળતાનું એક કારણ ક્રાન્તિકારી વર્ગોની ખુશામત ને મોટા દંભી શબ્દો છે.......રાજ્ય કરતાં શીખો, આપણને કોઈ અટકાવી શકે તેમ નથી. ......રાજ્ય કરવાની કળા પુસ્તકોમાંથી પ્રાપ્ત નથી થતી.

પ્રયત્ન કરો, ભૂલો કરો, તે રીતે રાજ્ય કરતાં શીખશો……. કાયદાઓ અગત્યના છે. કયા કાગળ ઉપર લખાયા છે તે દૃષ્ટિએ નહિ પરંતુ કયા લોકો તેને અમલમાં મૂકે છે તે રીતે. ……હું સાંભળું છું કે રશિયામાં અત્યારે રક્ષણવાદીઓમાં એકતા કરવાની વાતો ચાલી રહી છે. આ વાત સમાજવાદનો દ્રોહ કર્યા બરોબર છે. એના કરતાં તો એકલા બાજુએ ઊભા રહેવું વધારે સારું છે.”

જે સ્થળે આ સભા ભરાઈ હતી તેની નીચેના મજલે જ મેન્શેવિકોની સભા હતી. લેનિનને બંને તડાના પ્રતિનિધિઓની સંયુક્ત સભા સમક્ષ આ મુદ્દાઓ ફરીથી રજૂ કરવાનું કહેવામાં આવ્યું. તેના મુદ્દાઓ ધ્યાનપૂર્વક સાંભળવામાં આવ્યા પરંતુ મેન્શેવિકોએ તેનો પ્રબળ વિરોધ કર્યો. શહેરના બૂર્ઝવા છાપાંઓ લેનિન તથા બોલ્શેવિકોને જર્મની તરફથી પૈસા મળતા હોવાથી યુદ્ધ બંધ કરવાનું કહે છે તેવું છડેચોક કહેવા લાગ્યા; પ્લેખેનોવે[૩૮] તેના ભાષણને ખોટા આનંદ તરીકે ગણી વખોડી કાઢયું. તેના મિત્રોએ તેના આ મુદ્દાઓને સ્વીકારવાની ના પાડી. સોવિયેટમાં જનારા બોલ્શેવિક પ્રતિનિધિઓએ તેનો બહુમતિથી સ્વીકાર કર્યો. કેમેનેવે[૩૯] તો “પ્રવદા”માં એક લેખ લખી તેની સાથે જાહેર રીતે અસંમતિ દર્શાવી. તેમાં લખવામાં આવ્યું હતુંઃ “કોમરેડ લેનિનની સામાન્ય યોજના જોતાં તે સાથે અસંમતિ દર્શાવીએ છીએ કારણ કે તેમાં એવું ધારી લેવામાં આવ્યું છે કે બૂર્ઝવા પ્રજાસત્તાક ક્રાન્તિનો[૪૦] (બૂર્ઝવા ડેમોક્રેટિક રેવોલ્યુશન) અંત આવી ગયો છે ને હવે સમાજવાદી ક્રાન્તિમાં તેને પલટી નાંખવી જોઈએ. પરંતુ લેનિન તેની માન્યતામાં અડગ હતો. ફેબ્રુઆરી માસમાં મજૂરવર્ગના હાથમાં સત્તા ન આવી તેનું કારણ તેના દોરનારા આગેવાનો તેની આગેવાની લેવા

તૈયાર નહોતા અને તેમણે હાથમાં આવેલી સત્તા બૂર્ઝવા લોકોના હાથમાં સોંપી દીધી હતી; બોલ્શેવિક પક્ષનું વલણ સમાધાન તરફ જ રહ્યું હતું. એકતાનો રોગ તેને પણ લાગુ પડ્યો હતો. આ રોગમાંથી મુક્ત કરવામાં ન આવે તો ક્રાન્તિ અફળ જવાની હતી તે વિશે લેનિનને સંપૂર્ણ ખાત્રી હોવાથી બહુમતિ વિરુદ્ધ હોવા છતાં તેણે પોતાના વિચારો તરફ પક્ષને વાળવા પ્રયત્નો શરૂ કર્યા, ને પક્ષને ભ્રમણામાંથી મુક્ત કરી, ક્રાન્તિની આગેવાની લઈ સત્તા કબજે કરવા સંકલ્પ કર્યો.

એપ્રિલ માસમાં તે આવ્યો ત્યારે આમ બધાથી છૂટો પડી ગયો તેના કારણમાં આપણે બોલ્શેવિક પક્ષનું વલણ જોઈ લેવું ઘટે છે. ૧૯૦૫થી બોલ્શેવિક પક્ષે આપખુદી સામે ' કામદાર કિસાન વર્ગની પ્રજાસત્તાક સરમુખત્યારી" એવા સૂત્ર નીચે યુદ્ધ આરંભ્યું હતું. આ સૂત્ર લેનિનનું હતું. મેન્શેવિકો અને પ્લેખેનોવ એમ માનતા હતા કે બૂર્ઝવા વર્ગ વિના બૂર્ઝવા ક્રાંતિનો વિચાર અસંભવિત હતો. લેનિન એમ માનતો હતો કે રશિયાનો બૂર્ઝવા વર્ગ ક્રાન્તિને દોરવા અશક્ત હતો એટલા માટે મજૂરો તથા ખેડૂતો જ એકઠા મળી રાજ્ય તથા જમીનદારો સામે બળવો કરી પ્રજાસત્તાક ક્રાંતિનાં પગરણ માંડી શકે. આ ઐક્યનો ઉદ્દેશ પ્રજાસત્તાક સરમુખત્યારી સ્થાપવાનો હોઈ શકે, આ સરમુખત્યારીથી સમાજવાદી સમાજ રચનાનું સંપૂર્ણ સર્જન નહિ બને. પરંતુ મધ્યયુગી સડી ગયેલી સમાજરચનાના કોટ તેથી તૂટી પડશે ને આ કામ જે સામાન્ય રીતે બૂર્ઝવા ક્રાન્તિનું હોય છે તે આ વર્ગોનું ઐક્ય કરી શકશે. આમાં મજૂરવર્ગની સરદારી હોય છે પરંતુ તેનો આધાર ખેડૂતવર્ગની પોતાની ક્રાંતિ કરવાની શક્તિ ઉપર રહેલો છે. પ્રજાસત્તાક સરમુખત્યારીનું પીઠબલ ખેડૂતો હોઈ શકે, મજૂરોની સરમુખત્યારીનો

અર્થ એવો હોવો જોઈએ કે મજૂરવર્ગ એક રાજકીય પક્ષ તરીકે ખેડૂતોના પ્રશ્નો ઉકેલવામાં, રજવાડી પદ્ધતિનો નાશ કરવામાં સાધનરૂપ થઈ પડશે. બૂર્ઝવા ક્રાંતિમાં મજૂરવર્ગનો પ્રબળ હિસ્સો હોવો જોઈએ તેનો અર્થ એવો કદીએ ન કરવામાં આવવો જોઈએ કે ખેડૂતોના બંડોનો ઉપયોગ મજૂરવર્ગ સત્તા કબજે કરી પોતાનું વર્ગીય શાસન સ્થાપવામાં કરે છે. બોલ્શેવિક પક્ષ ૧૯૦૫થી આ (ડિક્ટેટરશિપ ઑફ ધ પ્રોલિટારિયેટ) વિચારોમાં કેળવાતો જતો હતો.

ફેબ્રુઆરીની ક્રાંતિ જે રીતે આગળ વધી તેથી આ ટેવાઇ ગયેલા વિચારોમાં ભંગાણ પડ્યું. આ ક્રાંતિ મજૂરો તથા ખેડૂતોએ એકત્ર થઈને કરી હતી એ વાત સાચી હતી, લશ્કરી માણસોમાં ઘણા ખેડૂતો હતા એટલે ક્રાંતિમાં મુખ્ય ભાગ તેમણે ભજવ્યો હતો. ક્રાંતિ પૂરી થયા પછી મજૂરો તથા સિપાહીઓ આખી પરિસ્થિતિના માલિક હતા એટલે તે રીતે મજૂરો તથા ખેડૂતોની પ્રજાસત્તાક સરમુખત્યારી સ્થપાઈ ચૂકી હતી. પરંતુ વસ્તુતઃ આ ફેબ્રુઆરી ક્રાન્તિમાં બૂર્ઝવા વર્ગ સત્તા ઉપર આવી ગયો. સોવિયેટ અને કામચલાઉ સરકાર એમ દ્વિમુખ સત્તા સ્થપાઈ. રશિયાના બોલ્શેવિકો એના સિદ્ધાંતોને વળગી રહ્યા. તેઓ આ ક્રાંતિને બૂર્ઝવા ક્રાંતિનો પ્રથમ તબક્કો જ માનતા. બધા જ એમ માનતા કે પ્રજાસત્તાક સરમુખત્યારી એ તો ભવિષ્યની વાત છે. ક્રાંતિને પરિણામે જે સરકાર સ્થપાઈ છે તેમાં તેનાં મૂળ નંખાઈ ગયાં છે. બૂર્ઝવા વર્ગની કામચલાઉ સરકાર "આપોઆપ" થાકી જશે ને ત્યારપછી તુરત ખેડૂત–મજૂર વર્ગની સરમુત્યારી સ્થાપી શકાશે. આ દષ્ટિબિંદુ સ્પષ્ટપણે વિઘાતક હતું કેમકે ફેબ્રુઆરી ક્રાંતિ પછી સરકાર ખેડૂત–મજૂરવર્ગની સરમુખત્યારી સ્થાપવા તરફ દોરાતી નહોતી પરંતુ આવી સરમુખત્યારી અશક્ય બનાવતી હતી.

કેરેન્સ્કી અને તેના દોસ્તોએ અકસ્માતથી સત્તા બૂર્ઝ્વા વર્ગને સોંપી નહોતી દીધી એ તેના આઠ માસના ગાળામાં મજૂરો તથા ખેડૂતોને જે રીતે તેમણે દગ્યા અને લડાઈમાં બૂર્ઝ્વાવર્ગના સાથીદાર તરીકે તેમણે પોતાનો પ્રાણ આપ્યો તે ઉપરથી સિદ્ધ થાય છે. સોશિયલ રેવોલ્યુશનરી[૪૧] અને મેન્શેવિકોએ મજૂર વર્ગની સરમુખત્યારી માટેનો રસ્તો બંધ થઈ જાય તે રીતે 'પ્રજાસત્તાક' સરમુખત્યારીનો નાશ કર્યો. ક્રાંતિની ઊભી થતી પરિસ્થિતિ અને તેથી સમાજમાં ક્રાંતિ અને ક્રાંતિકારી વિચારસરણીનો ઉદય અને વિકાસ થાય છે. નવી હકીકતોને ન સમજી જૂની યોજનાઓને જડતાથી વળગી રહેવાથી પ્રગતિ અટકે છે. જનસમૂહ પોતાની ઇચ્છા વિરુદ્ધ અને અજાણતાં તેમના પ્રતિનિધિઓ મારફતે આ બેવડી સરકારના સાણસામાં જકડાયો હતો. તે તેમને શાંતિ કે જમીન આપી શકે તેમ નથી તેની ખાત્રી થવાની જરૂર હતી. એટલે જનતાની ભ્રમણા દૂર કરવી હોય તો સોશિયલ રેવોલ્યુશનરી અને મેન્શેવિકો સાથેથી છૂટા પડવું જ જોઈએ. પરંતુ તે સાથે એ પણ સ્પષ્ટ હતું કે મજૂરો તથા ખેડૂતો બોલ્શેવિકો તરફ ખેંચાય તેનો અર્થ એ થાય કે ખેડૂતો તથા મજૂરોના સહકારરૂપ મજૂર સરમુખત્યારીની સ્થાપના સ્વીકારાવવી જોઈએ. જો ક્રાંતિ નિષ્ફળ નીવડી હોત તો લશ્કરી દમન મૂડીદારવર્ગને સરમુખત્યારી ફાસિજમ[૪૨] પૂર જોસમાં ફાટી નીકળ્યું હોત. આમ પ્રજાસત્તાક સરમુખત્યારી બંને રીતે અશક્ય હતી. એની વાતો કરનારા બોલ્શેવિકો માત્ર ભૂતકાળમાં ગોથાં ખાતા હતા. પક્ષને નવા રાહ ઉપર લાવવાના મક્કમ નિર્ણય સાથે લેનિન જ્યારે રશિયામાં આવ્યો ત્યારે આ સ્થિતિ હતી. ભૂતકાળની પ્રણાલિકાઓથી દૂર થવા બહુ થોડા તૈયાર હતા, લેનિને તો સ્પષ્ટ સંભળાવ્યું કે

આપણા જૂના બૉલ્શેવિઝમનો ઉદ્ભવ બાહ્ય પરિસ્થિતમાં થાય છે. તેની નક્કર હકીકતોમાંથી તે વિકાસ પામે છે. આ પરિસ્થિતિ લેનિનની તરફેણમાં હતી; તેણે પોતાના સિદ્ધાંતો હકીકતોમાંથી તારવ્યા હતા.

લેનિને પોતાના સૂત્રો બહાર પાડતાં તે સામે પક્ષમાં ખળભળાટ મચ્યો. પક્ષના નીચલા થરના લોકો તેની તરફ ખેંચાવા લાગ્યા, અને ધીમે ધીમે બધા જીલ્લા અમારા તરફ ખેંચાવા લાગ્યા અને એપ્રિલની પરિષદમાં તો આખું પિટર્સબર્ગ મંડળ અમારી તરફેણમાં આવી ગયું. એક બિરાદર ઝેલેસ્કી લખે છે: "બૉલ્શેવિક પક્ષને નવું જીવન આપવાનું કાર્ય એપ્રિલની ત્રીજી તારીખે લેનિને શરૂ કર્યું. એક માસમાં તો તેણે પોતાની શકિતનો પરચો આપી દીધો. પક્ષના આગેવાનો સ્ટેલિન, કેમેનેવ, ઝીનોવીવ, બધા ય તેની વિરૂદ્ધ હતા, સ્ટેલિન તેના પક્ષમાં ધીમે ધીમે ખેંચાયો. કેમેનેવ અલગ રહ્યો. ઝીનોવીવ શાંત બેસી રહ્યો. પરંતુ નવી સરકારની નીતિથી અસંતુષ્ટ થયેલા સામાન્ય લોકો તેની તરફેણમાં આવ્યે જતા હતા. સાતમી માર્ચે પેટ્રોગ્રેડમાં પક્ષની પરિષદ રખાઈ. પક્ષ ઘણો સબળ બન્યો હતો. તેના સભ્યોની સંખ્યા ૨૬,૬૦૦થી ઉપર પહોંચી હતી. ત્યાંના નિર્ણયોમાં લેનિનની બહુમતી સ્પષ્ટ જણાઈ આવી. તેના બધા મુદ્દાઓ મંજૂર થયા. સમાધાનવૃત્તિના નેતાઓનું સ્થાન હવે ન રહ્યું." આ પરિષદમાં હાજરી આપનાર એક મજૂર પ્રતિનિધિ લખે છે: "લેનિને કામ કરવાની નવી જ દિશા આપી." રાસ્કોલ્નીકોવ લખે છે: "લેનિને પક્ષના આગેવાનોમાં ઑક્ટોબરની ક્રાંતિ કરી નાંખી." એક જૂની બૉલ્શેવિક સ્ત્રી પ્રતિનિધિ લુડમીલાએ આ પરિવર્તનનું સરસ આલેખન કર્યું છે. તે લખે છે: "લેનિનના આગમન પૂર્વે બધા ય

ખિરાદરો અંધારામાં ઘૂમતા હતા. અમે ૧૯૦૫ની જ નીતિરીતિ જાણતા હતા પ્રજાનું કાર્ય જોતાં અમે તેમને કશું શીખવાડી શકીએ તેમ નહોતું...અમારા દોસ્તો બંધારણીય રસ્તાઓ દ્વારા લોકપ્રતિનિધિ સભાની (કૉન્સ્ટિટ્યુઅન્ટ એસેમ્બ્લી) તૈયારી કરવા સિવાય આગળ જવાનો રસ્તો શોધતા નહોતા. લેનિનના સૂત્રો સ્વીકાર્યાથી અમે આ નવું જીવન બરોબર જોઈ શકીએ છીએ."

ત્રણ અઠવાડિયાં પહેલાં આવ્યો ત્યારે કેરેન્સ્કીએ કહેલું, "કે તે તો તદ્દન અલગ થઈ ગયો છે. તે કાંઈ જાણતો નથી ને પોતાના ચશ્માથી જોયા કરે છે. શું ચાલે છે તે વિશે એને જરા સરખી માહીતિ આપે એવો એક પણ માણસ તેની નજીક નથી." પરંતુ ત્રણ જ અઠવાડિયામાં બધું બદલાઈ ગયું. જે ચશ્મામાંથી તે જોતો હતો એ ચશ્માનો કાચ હોશિયાર દાકતરે શોધી આપ્યો હતો. તેની પાસે કેરેન્સ્કી જેવો કોઈ માણસ નહિ હોય પરંતુ સામાન્ય જનતા તેની પાછળ હતી ને જનતાએ તેનો રસ્તો સ્વીકાર્યો હતો.

બેવડી સરકાર નભ્યે જતી હતી. મેન્શેવિકો અને સોશિયલ રેવોલ્યુશનરીઓના પ્રતિનિધિઓ કામચલાઉ સરકારમાં હતા પરંતુ તે સાથે સોવિયેટ ઉપર પણ તેમનો કાબૂ હતો. કામચલાઉ સરકાર બ્રિટન, ફ્રાન્સ, ઈટલી જેવાના હાથમાં માત્ર હથિયારરૂપ હતી અને તે કહે તેમ ચાલતી હતી. સોવિયેટોમાં લોકોને શ્રદ્ધા હતી, પરંતુ લોકપ્રતિનિધિસભા મળીને બંધારણ કરે નહિ ત્યાં સુધી સોવિયેટો કામચલાઉ સરકારને ટેકો આપવા બંધાયેલી હતી. મજૂરો ખેડૂતો તથા સિપાહીઓને એવો વિશ્વાસ હતો કે કામચલાઉ સરકારમાં પોતાના પ્રતિનિધિઓ છે તેથી તેઓ

તેમના મહત્ત્વના પ્રશ્નોનો રોટીનો, યુદ્ધના અંતનો તથા જમીનનો, ઉકેલ લાવશે. એ ઉકેલ હજી આવ્યો નહોતો એ તેઓ જોતા હતા અને તેથી અશાંત બનતા હતા.

જીવન ગાળવું મુશ્કેલ થતું હતું; વસ્તુઓના ભાવ એકદમ વધી ગયા હતા; મજૂરો પગારના ચોક્કસ ધોરણની માંગણી કરતા હતા; કારખાનાંઓમાં શેઠ અને મજૂરોની તકરારોની સંખ્યામાં વધારો થતો હતો; ખોરાક મેળવવાની પરિસ્થિતિ દિવસે દિવસે વધુ ખરાબ થયે જતી હતી. લશ્કરી ટુકડીઓમાં અસંતોષ ફેલાતો હતો. સત્તા-વાળાઓ ક્રાંતિકારી ટુકડીઓને ખસેડવા માંગતા હતા. એપ્રિલની સત્તરમીએ આ રીતે ખસેડવા સામે પેટ્રોગ્રેડની લશ્કરી ટુકડીઓએ વિરોધ કર્યો. આ બધાનું મૂળ યુદ્ધ હતું ને તેનો તો હજી પણ અંત આવ્યો નહોતો.

બધું સમસમી રહ્યું હતું. ત્યાં દીવાસળી ચંપાય એટલી જ વાર હતી. ને એ દિવાસળી પરદેશખાતાના પ્રધાન મિલ્યુકોવે ચાંપી. જે દિવસે અમેરિકાએ લડાઈમાં પડવાનું જાહેર કર્યું તે દિવસે પત્રકારો આગળ તેણે કામચલાઉ સરકારનો કાર્યક્રમ જાહેર કર્યો— કૉન્સ્ટેન્ટીનોપલ, અને આર્મેનિયાનો કબજો, ઑસ્ટ્રિયા અને તુર્કસ્તાન વહેંચી લેવા, ઈરાનના ઉત્તર ભાગ ઉપર અધિકાર ભોગવવા. બધાય ચોંકી ગયા. બધા યુદ્ધનો અંત ઈચ્છતા હતા; ત્યારે આ માણસ બીજા દેશોને ગુલામ બનાવવા ઈચ્છતો હતો. વર્તમાનપત્રોમાં કામચલાઉ સરકારપક્ષ સામે આક્ષેપો થતા હતા. એપ્રિલ માસમાં દેખાવો શરૂ થઈ ગયા. પેટ્રોગ્રેડમાં યુદ્ધમાં અશક્ત બનેલા લોકોએ યુદ્ધનો અંત આવ્યો છે, એવા પોકારો સાથે મોટી સંખ્યામાં સરઘસ કાઢ્યું; એ જ અરસામાં કામચલાઉ સરકારે જે યાદી મિત્રરાજ્યો ઉપર મોકલાવી હતી તે પ્રગટ થઈ. આ

યાદી મિલ્યુકોવની માંગણીઓના જેવી જ હતી. લોકો ઉશ્કેરાયા.

સોવિયેટ અને કામચલાઉ સરકાર એ બન્નેની સત્તાઓની સાથે એક ત્રીજી સત્તા વચમાં પડે છે અને તે સિપાહીઓની. તેમની બેયોનેટો ઉપર અક્ષરો ચમકતા હોય છે: "મિલ્યુકોવનો નાશ હો !" તેમને યુદ્ધ જોઈતું જ નથી. તેમને તો શાંતિ જોઈએ છે. સિપાહીઓની લાગણીઓ ઉશ્કેરાતી જ રહે છે. ૨૫૦૦૦થી ૩૦૦૦૦ માણસો શસ્ત્રો સાથે મેરીન્સ્કી મહેલ ઉપર કૂચ કરવાનું નક્કી કરે છે. ચળવળ મજૂરોમાં પ્રસરે છે. કામ બંધ થઈ જાય છે. કારખાનાંમાંથી મજૂરો બહાર પડે છે.

પરંતુ આ ચળવળ પાછળ એકતા નહોતી. કેટલાક ઉતાવળિયા માણસોએ જનસમૂહની શકિતનું ખોટું માપ કાઢેલું. બોલ્શેવિકોએ જનતામાં સખ્ત ચળવળ ચલાવેલી. "મિલ્યુકોવનો અંત લાવો." એવી માંગણી ઉપરાંત તેમણે બીજી માંગણીઓ ઉમેરાવી. કામચલાઉ સરકારના કાર્યક્રમ સામેના સૂત્રો પણ કઢાવ્યા. આ ઉપરથી કેટલાક લોકોએ એવો સાર કાઢયો કે કામચલાઉ સરકારનો જ અંત આણવાની હાકલ થઈ છે. એપ્રિલ માસના આ દેખાવોમાં "કામચલાઉ સરકારનો નાશ હો" તેવાં સૂત્રો પોકારાવાં શરૂ થયાં. લેનિન અને બોલ્શેવિકોએ આ સૂત્ર હજી આપ્યું નહોતું કારણ કે એ માટે હજી લોકોની તૈયારી નહોતી. એનો અંત આણવા માટેની સશસ્ત્ર ક્રાંતિની સંપૂર્ણ તૈયારીઓ કરવામાં આવી નહોતી. કામચલાઉ સરકાર હજી જનતાને ઠગી શકે તેમ હતું.

અને થયું પણ તેમ જ. મજૂરોના આગેવાન તરીક પોતાની જાતને ગણાવતા સોવિયેટના કેટલાક પ્રતિનિધિઓએ આ લશ્કરી સિપાહીઓને પાછા જવા કહ્યું. સાંજે સોવિયેટની જગ્યાએ

લોકોનાં ટોળેટોળાં મિલ્યુકોવ વિશે, કામચલાઉ સરકાર વિશે ઉત્તર માંગવા એકઠાં થયાં. પ્રજાની લાગણીઓ ઉપર આ નેતાઓ રમી ગયા. તેમનામાંથી એકે ભાષણ કરતાં કહ્યું: "દોસ્તો! શા માટે આપણે કશાં પગલાં ભરવાં જોઈએ? કોની સામે આપણે બળ અજમાવવાનું છે? બધી સત્તા તો તમારી પાસે તમારી પાછળ ઊભા રહેલા જનસમૂહ પાસે જ છે. જુઓ! સાતમાં પાંચ મિનિટ છે. ઠરાવ કરો કે કામચલાઉ સરકારનું અસ્તિત્વ અત્યારથી મટી જાય છે. અમે ટેલિફોન દ્વારા આ ખબર કહેવડાવી દઈશું. અને પાંચ જ મિનિટમાં તે સત્તા સોંપી દેશે, તો પછી આ હિંસાની, આ દેખાવોની શી જરૂર છે? પરંતુ સોવિયેટના આ નેતાઓ સત્તા લેવા ક્યાં તૈયાર હતા? તેમણે તો કામચલાઉ સરકારને તે આપી હતી. લોકોને આબાદ છેતરવામાં આવ્યા હતા. જે યાદી મિત્રરાજ્યો તરફ મોકલવામાં આવી હતી તે વિશે એક સમજૂતી બહાર પાડવામાં આવી. તેમાં થોડાક શબ્દો તથા વાક્યરચનામાં જ ફેરફાર કરવામાં આવ્યો હતો.

બોલ્શેવિકો લોકોમાં પ્રચાર કર્યે જ જતા હતા. એપ્રિલની ૨૧મી તેમણે દેખાવો કરવા માટે ઠરાવી. તે દિવસે મોટા પાયા ઉપર દેખાવો થયા. તેનો ઉદ્દેશ સત્તા કબ્જે કરવાનો નહોતો, પરંતુ તે માટેના દિવસોની તૈયારી કરવાનો હતો. સોવિયેટના આગેવાનો વિરુદ્ધના પ્રચાર છતાં આ દેખાવો થયા તે જ તેનું મહત્ત્વ દર્શાવતા હતા. લોકોનું વલણ ફેરવાતું જતું હતું. બોલ્શેવિકોએ તેને માટે હાકલ કરી હતી. તેનો જવાબ સુંદર મળ્યો. કામદારોએ પોતાનું દૃષ્ટિબિંદુ રજૂ કર્યું. આગેવાનો સત્તા કબ્જે કરવા તૈયાર નહોતા, કારણ કે તે માટેની પૂર્વ તૈયારીઓ હજી થઈ નહોતી અને લોકોમાં જણાતો સામાન્ય

ઉત્સાહ એ તો ક્ષણિક આવેશરૂપ પણ નીવડે. એપ્રિલ માસમાં આ દેખાવોથી એક વાત સ્પષ્ટ થતી હતી કે કામચલાઉ સરકારમાંથી તો મજૂર–કિસાન–સિપાહીઓનો વિશ્વાસ ઊઠી ગયો હતો, પરંતુ પોતાને નેતા મનાવતા મેન્શેવિકો અને સોશિયલ રેવોલ્યુશનરીઓ સોવિયેટો મારફતે તેને ટકાવી રહ્યા હતા, અને સોવિયેટોમાં આમ પ્રજાને સંપૂર્ણ વિશ્વાસ હતો એટલે આ બેવડી સત્તા નીચે તેમની સ્થિતિ હતી તેવી ને તેવી જ રહી–અલબત થોડાક જ માસમાં આ પડદો ચીરાવાનો હતો. તેની આગાહી એપ્રિલના દેખાવોમાંથી થતી હતી.

સોવિયેટોમાં બોલ્શેવિકો બહુ થોડા પ્રમાણમાં હતા. ૨૨મી એપ્રિલે કામચલાઉ સરકારમાં અવિશ્વાસની દરખાસ્ત જાહેર કરતા ઠરાવને માત્ર ૭૪ મત મળ્યા. પેટ્રોગ્રેડ સમિતિએ કામચલાઉ સરકારને ઉથલાવી પાડવાનો ઠરાવ કરી તે માટે દેખાવો કર્યા હતા. પરંતુ આ પગલું ભૂલભરેલું હતું કારણ કે તે રીતે સાહસ કરવાનો કશો અર્થ નહોતો. બોલ્શેવિક પક્ષ પોતે પણ હજી તૈયાર નહોતો. તેનામાં પડેલાં તડાં હજી સંધાયે જતાં હતાં પરંતુ આ સાંધણ હજી પાકું પણ નહોતું થયું. આમાં પેટ્રોગ્રેડની સમિતિએ જે પગલું ભર્યું તે ઉતાવળિયું જ નીવડે ને? પક્ષની મધ્યસ્થસમિતિએ તા. ૨૧મીએ જાહેર કર્યું: "કામચલાઉ સરકારને તોડી પાડો" તેવું સૂત્ર અત્યારે ખોટું છે કારણ કે ક્રાન્તિકારી મજૂરવર્ગ તરફ પ્રજાની બહુમતી જ્યાં વધી હોય નહિ ત્યાં સુધી આવું સૂત્ર માત્ર પોકળ જ રહે છે અથવા તો અવિચારી સાહસનાં પગલાંઓ તરફ લઈ જાય છે. આ ઠરાવમાં એમ જાહેર કરવામાં આવ્યું હતું કે અત્યારનું કાર્ય શાંત પ્રચારકામનું, ટીકાનું, સોવિયેટોમાંની બહુમતી પોતાના તરફ જીતી લેવાનું અને એ રીતે સત્તા માટેની ભૂમિકા

તૈયાર કરવાનું છે. લેનિનની માન્યતા પણ આવી જ હતી અને તેનો આ સંબંધમાં દિશાસૂચન કરતો 'એપ્રિલ નિબંધ' જાણીતો છે.

આ દિવસ પછી મળેલી પરિષદમાં લેનિને સીધા સવાલો કર્યા. પક્ષના અમુક વિભાગોમાં સાહસના તરંગી તત્ત્વો ક્યાં છે? જ્યાં ક્રાંતિકારી હિંસાની શક્યતા નહોતી ત્યાં હિંસા માટે પ્રયત્નો કરવામાં આ તત્ત્વો હાજર રહ્યાં હતાં. પ્રજા સમક્ષ જે નિર્દય તરીકે ગણાતો હોય તેને તમે ઉથલાવી શકો; પરંતુ હવે તો એવા આપખુદો છે જ નહિ. તોપગોળા તો લશ્કરના હાથમાં છે, મૂડીવાદીઓના હાથમાં નહિ. મૂડીવાદીઓ તમારી સામે હિંસા નથી વાપરી રહ્યા પરંતુ છેતરપિંડી ચલાવી રહ્યા છે અને તેથી તમે હમણાં હિંસાની વાતો નહિ કરી શકો. એવી વાતો અર્થહીન છે. આપણે શાંતિથી શત્રુના બળમાં ભંગાણ પડાવવા ઇચ્છીએ છીએ. પરંતુ પેટ્રોગ્રેડ સમિતિએ નિશાન કરતાં ય આગળ તાક્યું છે. 'સોવિયેટો ઘણું જીવો' એ સૂત્ર સાથે તેમણે એક ખોટું સૂત્ર આપ્યું અને તે 'કામચલાઉ સરકારનો નાશ થાવ.' આ આપણી અવ્યવસ્થા સૂચવે છે; એ આપણો મોટામાં મોટો ગુનો છે.

એપ્રિલના દેખાવોની કશી અસર ન થઈ તેમ માનવાની જરૂર નથી. રાજકીય ચળવળમાં મજૂરો તથા સિપાહીઓ જે રીતે માથું મારતા હતા તેથી સંપૂર્ણ સફળતા તો તેમને ન મળી પરંતુ તેથી રાજકીય રંગમંચ ઉપર અવનવીન પરિવર્તનો થવા લાગ્યાં. મજૂરચળવળના ક્રાંતિકારી વલણથી મિલ્યુકોવ અને કેરેન્સ્કી જેવા તેમના સ્વરૂપમાં ઉઘાડા પડતા જતા લાગ્યા, પ્રજાને છેતરવાને બદલે તેને હવે ડરાવવા લાગ્યા. આ દેખાવોથી ભાવિ ક્રાંતિને પણ આગળ વેગ મળ્યો કારણ કે તેથી ક્રાંતિકારી મજૂરચળવળ તરફ સામાન્ય જનતા વધારે ને વધારે ખેંચાયે

જતી હતી. નેતાઓના ભેદભાવો અને મતભેદો વિસરાયે જતા હતા ને નવા સંજોગોને અનુલક્ષી યોજના તૈયાર કરવાની ફરજ તેમને પડતી હતી.

એપ્રિલની આ પરિસ્થિતમાંથી ત્રણ રસ્તા શકય હતા. બધી સત્તા મૂડીદાર વર્ગના હાથમાં ચાલી ગઈ હોત અને તે મજૂરો સામે ઝગડયા વિના શકય નહોતું. મિલ્યુકોવે આંતરિક વિગ્રહ જગાડવા પ્રયત્નો કર્યા પરંતુ તેમાં નિષ્ફળતા મળી. બધી સત્તા સોવિયેટો પાસે ગઈ હોત. આ રસ્તો તદ્દન સહજ હતો અને તે માટે લડવાની જરૂર પણ નહોતી, પરંતુ સોવિયેટના સંચાલકો તે લેવા તૈયાર નહોતા. તેમ કરતાં તેઓ ડરતા હતા. જો કે જનતાને હજી તેમનામાં વિશ્વાસ હતો. આમ બે રસ્તા બંધ હતા. એટલે સાચી મજૂર–કિસાન ક્રાંતિથી બચવા માટે એક જ શકય રસ્તો હતો અને તે મૂડીદાર વર્ગ અને મજૂર વર્ગના આ પ્રતિક્રાંતિકારી નેતાઓ વચ્ચેની સમાધાનીનો. આ ડગમગતે રસ્તે રશિયાનું સુકાન વળ્યું. અત્યારસુધી કામચલાઉ સરકારમાં સમાજવાદીઓ નહોતા. તેઓ એમ માનતા હતા કે પ્રધાનમંડળમાં ગયે કશો ફાયદો થવાનો નથી. કેરેન્સ્કીએ મેન્શેવિકોને કહ્યું: " અત્યારે સરકાર મુશ્કેલ સ્થિતિમાં છે તેને રાજીનામું આપવું પડશે. મોસ્કો શહેરની ડુમાએ આવા જોડાણની તરફેણમાં ઠરાવ પણ કર્યો. બૂર્ઝવા વર્ગનું દબાણ વધતું જતું હતું. ૨૬મી એપ્રિલે કામચલાઉ સરકારે " દેશના સક્રીય સર્જક બળોને " સરકાર સાથે સહકાર કરવાની જરૂરિયાત વિશે એક યાદી બહાર પાડી. ભૂમિકા તૈયાર થઈ ગઈ ને પહેલું જોડાણ થયું. સમાજવાદીઓ સરકારમાં આ રીતે ભાગ લે તે સામે કેટલીક સોવિયેટોએ વિરોધ દર્શાવ્યો. તેમનું કહેવું એ હતું કે જો સમાજવાદીઓ સરકારમાં જશે તો જનતાને ચોક્કસ માર્ગે

દોરનાર કોણ રહેશે? પરંતુ મજૂરો અને સિપાહીઓના મગજ ઉપર આ વાત ઠસાવવાનું કામ ઘણું મુશ્કેલ હતું. જનસમૂહ હજી બોલ્શેવિકો ભેગો ભળ્યો નહોતો એટલે તે તો આવા જોડાણની તરફેણમાં હતો. જો કેરેન્સ્કી પ્રધાન તરીકે ખોટો ન હોય, તો એવા છ કેરેન્સ્કી શા ખોટા? જનતાને એવી ખબર નહોતી કે આ જોડાણ તો બૂર્ઝવા સાથેનું જોડાણ હતું ને એ બૂર્ઝવા વર્ગ સમાજવાદીઓનો માત્ર સાધન તરીકે ઉપયોગ જ કરવા માંગતો હતો. તેમનો એ ભ્રમ ભાંગવા માટે અનુભવની જરૂર હતી. એ અનુભવ એમને થોડા દિવસમાં જ થવાનો હતો.

આ નવી સરકારથી લોકોનાં દુઃખ દૂર થવાને બદલે વધ્યાં. પહેલાં કરતા સ્થિતિ બગડવા લાગી. કામચલાઉ સરકારને પહેલાં તો સોવિયેટોનો સાથ હતો; હવે તો તેના હુકમ પાલનમાં ભાગ પણ લેવા માંડી. યુદ્ધ તો બંધ પડતું જ નહોતું. ઊલટું આ યુદ્ધ લડાવું જોઇએ તેવું મેન્શેવિકો કહેવા લાગ્યા. આ યુદ્ધ દેશના રક્ષણ માટે લડાય છે એવું તેમનું કહેવું હતું. દેશના રક્ષણ નીચે મિત્રરાજ્યોના સ્વાર્થ માટે રશિયન સિપાહીઓનો ભોગ લેવામાં આવતો હતો તે કાંઈ છૂપું રહી શકે તેમ નહોતું. લોકપ્રતિનિધિ-સભા બોલાવવાની પણ કશી તૈયારીઓ કરવામાં નહોતી આવતી, તેનું કામ ઠેલવામાં આવતું હતું.

જૂન માસની શરૂઆતમાં સરકાર નવું આક્રમણ કરવા તૈયાર થઈ હતી તેવું લાગવા માંડ્યું. ઇંગ્લેંડ અને ફ્રાન્સે સ્પષ્ટ ચેતવણી આપી હતી કે આવું ઢીલું કામ નહિ ચાલે. લશ્કરના સરદાર જનરલ એલેક્ષેયેવે ખાત્રી આપી કે જૂન કે જુલાઈમાં અમે આક્રમણ શરૂ કરીશું. પરંતુ આ આક્રમણ અશક્ય હતું. સિપાહીઓ એ રીતે લડવા જ તૈયાર નહોતા. મેન્શેવિકો એમ

માનતા હતા કે ક્રાંતિ પછી જૂના સરદારો નીચે લશ્કર લડશે પરંતુ એ તો માત્ર તેમની ભ્રમણા હતી. લશ્કર તો ઊલટું કચવાતું હતું. મે માસના અંતભાગમાં એવા અહેવાલો વારંવાર આવ્યા જ કરતા હતા. આક્રમણ તરફ સામાન્ય વલણ વિરોધનું છે. સિપાહીઓને ધમકીઓ આપવામાં આવતી પરંતુ તેની કાંઈ અસર થતી નહિ. ૬૧મી ટુકડીના અમલદારે સિપાહીઓને એ રીતે ધમકાવવા પ્રયત્ન કર્યો. એક સિપાહીએ સ્પષ્ટ ઉત્તર આપ્યો: "અમે ઝારની સરકારને ફેંકી દીધી, કેરેન્સ્કીને પણ લાત મારી ફેંકી દઈશું."

ક્રોન્સ્ટેડ્ટમાં બોલ્શેવિકોની અસર પ્રબળ હતી ને તેમનું જોર પણ ઘણું હતું. ત્યાં તેમણે સોવિયેટ સત્તા હસ્તગત કરી લીધી. ત્યાંના લશ્કરે બળવો કરી પોતાના સરદારોને કેદમાં પૂરી દીધા. ખલાસીઓએ સરઘસો કાઢ્યાં ને બોલ્શેવિક સૂત્રો લલકાર્યાં. કાળા સમુદ્રના નૌકાસૈન્યમાં પણ બળવો ફાટી નીકળ્યો. કારખાનાંઓમાં હડતાલો પડવી શરૂ થઈ ગઈ.

પેટ્રોગ્રેડના લશ્કરી સિપાહીઓમાં નવા આક્રમણની વાતે ભારે રોષ ફેલાવ્યો. ૨૧મી જૂને પેટ્રોગ્રેડની મશિનગન ટુકડીની સામાન્ય સભામાં ઠરાવ કર્યો: "ભવિષ્યમાં અમે ત્યારે જ લશ્કર મોકલીશું જ્યારે યુદ્ધ ક્રાંતિકારી ઉદ્દેશો માટે લડાતું હશે." વિખેરી નાંખવાની ધમકીના ઉત્તરમાં આ ટુકડીએ જણાવ્યું: "અમે કામચલાઉ સરકાર અને તેના સાથીદારોને વિખેરી નાંખતા જરાય અચકાશું નહિ." વ્યબોર્ગ પરગણું જે ફેબ્રુઆરી ક્રાંતિ વખતે મોખરે હતું ત્યાંની સોવિયેટે ઠરાવ કર્યો: "કામચલાઉ સરકાર ૨૭અરના જૂના કરારોને અંગે આક્રમણ શરૂ કરવાની છે તેનો અમે વિરોધ કરીએ છીએ. અને એની સંપૂર્ણ જવાબદારી કામ-

ચલાઉ સરકાર, મેન્શેવિકો તથા સોશિયલ રેવોલ્યુશનરીના માથે મૂકીએ છીએ." સરકાર તરફ વિરોધનું વલણ વધ્યે જતું હતું. પિટર્સબર્ગમાં બોલ્શેવિક પક્ષની સમિતિની સભા વિરોધના દેખાવો કરવા વિશે વિચાર કરવા મળી. તેમાં લગભગ બધા જ મુખ્ય કારખાનાંઓના પ્રતિનિધિઓએ હાજરી આપી હતી. બધા જ સશસ્ત્રક્રાંતિની વાતો કરી કામચલાઉ સરકારને ઉથલાવી નાંખવાની વાતો કરતા હતા. પરંતુ લેનિને દલીલ કરી કે હજી તેને માટે સમય પાકયો નહોતો. પૅટ્રોગ્રેડમાં મજૂરોને લશ્કરનો ટેકો મળી રહેશે પરંતુ સર્વ સ્થળે એમ નહોતું. કલાકો સુધી દલીલ ચાલી; સશસ્ત્ર ક્રાંતિ માટે યોગ્ય અવસર નહોતો આવ્યો એવું તેણે બધાના મગજ ઉપર ઠસાવ્યું.

જુલાઈની પહેલી તારીખે આક્રમણ શરૂ થવાનું હતું એ જ દિવસે ચાલીશ હજાર મજૂરો તથા સિપાહીઓએ બોલ્શેવિકોની આગેવાની નીચે સરઘસ કાઢયું. તેમની પાસે શસ્ત્રો નહોતાં પરંતુ તેઓ મક્કમ હતા. તેમણે કામચલાઉ સરકારમાંથી પ્રધાનોએ રાજીનામાં આપવાની, બધી સત્તા સોવિયેટોને સોંપી દેવાની, તથા યુદ્ધ બંધ કરવાની માંગણી કરી. આ દિવસની ઉશ્કેરણી પૂરી થઈ ન થઈ ત્યાં તો સરહદ ઉપરથી લશ્કરના પરાજયના સમાચારો આવવા માંડયા. આ નિરુપયોગી બલિદાનથી સરકારનો ગુનો લોકોની નજર સમક્ષ સ્પષ્ટ જણાવા માંડયો.

લેનિન શ્રમથી ખૂબ થાકી ગયો હતો. છેલ્લા થોડાક માસમાં તેણે ખૂબ કામ કર્યું હતું ને તેથી તેની તબિયત પણ જરાક લથડી હતી. તે થોડા દિવસ માટે પૅટ્રોગ્રેડ નજીક એક ગામમાં આરામ લેવા ગયો પરંતુ તેની આ ગેરહાજરીમાં ઘણા બનાવો બની ગયા. લશ્કરમાં અસંતોષ એકદમ વધી ગયો હતો. એ

નંબરની મશિનગન ટુકડીમાં ઉશ્કેરણી વધતી હતી. તેમાં મજૂરોની હડતાળે તથા મૂડીદાર લત્તાઓમાં છુપાવેલા અને ત્યાંથી પકડાયેલા અનાજના જથ્થાએ ઉમેરો કર્યો. જુલાઈની પંદરમીએ બૂર્ઝવા વર્ગના દશ પ્રધાનોએ યુદ્ધના પ્રશ્ન ઉપર નહિ પરંતુ યુક્રેઈનને સ્વાધીનતા બક્ષવાના પ્રશ્ન ઉપર રાજીનામાં આપ્યાં.

જનતાને હવે રસ્તો લેતાં અટકાવવાનું શક્ય નહોતું. તેમનું વલણ તો ક્યારનુંયે બદલાતું જતું હતું. બોલ્શેવિકોના પ્રચારકાર્યે જનતાને ફેરવી નાંખી હતી, વધારે ઉદ્દામ બનાવી હતી. લેનિનને કહેવું પડેલું કે મજૂરો અને ગરીબ ખેડૂતો આપણા કરતાં સોગણા વધારે ઉદ્દામ છે" ને આ વાતને તેમનામાં ઊંડા ઊતરી ગયેલા સૂત્રોથી સમર્થન મળે છે. જહોન રીડ * એક વિદ્યાર્થી અને સિપાહી વચ્ચેના સંવાદમાં આ વાત સુંદર રીતે રજુ કરે છે.

"મને તો લાગે છે કે તમે ખૂનીઓ અને દેશદ્રોહીઓના હાથમાં હથિયારરૂપ બનતા જાવ છો."

"જો દોસ્ત," સિપાઈ જવાબ આપે છે, "તું કાંઈ સમજતો નથી. મજૂર અને મૂડીદાર એવા બે વર્ગો છે. અમે......

"એવી ગાંડી વાતો હું જાણું છું," વિદ્યાર્થી વચ્ચે જ બોલી ઊઠે છે: "પોપટની માફક તમે સૌ પાઠ ભણી જાવ છો. તમે જેને માટે લડો છો તે તો જર્મન–અંધાધૂંધી માટે!"

આ મૂંઝવણથી ચિડાઈ સિપાહીએ ઉત્તર આપ્યો: "તમે શિક્ષિત છો, પરંતુ મને લાગે છે......

"તમે લેનિનને તમારો મિત્ર માનો છો? તમને ખબર છે કે લેનિન જર્મની થઈને બંધ ગાડીમાં અહીંયાં આવ્યો છે?..."

"એ બધું હું કાંઈ જાણતો નથી. પરંતુ મને લાગે છે કે મને અને મારા જેવાને સાંભળવી ગમે તેવી વાતો એ કરે છે.

* જુઓ તેનું પુસ્તક: ટેન ડેઝ ધેટ શુક ધ વર્લ્ડ.

જુઓ ત્યારે હવે બે વર્ગો છે એક મજૂર અને બીજો મૂડીદાર."

"તું તો મૂર્ખો છે દોસ્ત! જ્યારે તમે ક્રાંતિકારીઓને ઉતારી પાડતા હતા ત્યારે મેં બે વર્ષ શુલસેલબર્ગ (ઝારના વખતની ભયંકર ગણાતી જેલ)માં ગાળ્યા હતા...અને હું બોલ્શેવિકોનો વિરોધી છું તે વિશે તારે શું કહેવું છે?"

"મારે એ વિશે કશું કહેવું નથી. મને તો એ તદ્દન સરળ લાગે છે. પરંતુ હું કાંઈ બહુ ભણેલો નથી. બે જ વર્ગો છે એક મજૂર અને બીજો મૂડીદાર... ફક્ત બે વર્ગો છે. અને જે કોઈ એક પક્ષમાં નથી હોતું તે બીજા પક્ષમાં હોય છે."

બધાય આવી જ ભાષામાં વાતો કરતા હતા, એટલે હવે તેમને બાતલ રાખવાનું કામ મુશ્કેલ હતું.

જે દિવસે પ્રધાનોએ રાજીનામાં આપ્યાં તે જ દિવસે રાત્રે મશિનગનવાળી ટુકડીએ સરકારને ઉથલાવી નાંખવાનો અને બધી સત્તા સોવિયેટોને સોંપી દેવાનો નિર્ણય કર્યો. તેમણે ખલાસીઓને સંદેશા મોકલ્યા. કારખાનાંઓમાં પ્રતિનિધિઓ મોકલ્યા. થોડા માસ પહેલાં મજૂરો સિપાહીઓ પાસે જતા હતા, હવે સિપાહીઓ મજૂરો પાસે જતા હતા.

સાંજે બોલ્શેવિકોના કાર્યાલય પાસે સશસ્ત્ર સિપાહીઓ અને મજૂરો સરઘસાકારે આવ્યા. બોલ્શેવિકોએ સરઘસમાં લેનિનના સૂત્રો લખાયેલા જોયા: "બધી સત્તા સોવિયેટના હાથમાં હોવી જોઈએ" એ લેનિનનું સૂત્ર સ્થળે સ્થળે વંચાતું હતું. જનતાના આ અણધાર્યાં પગલાંથી બધાય સડક થઈ ગયા. લેનિનને તે વિશે તુરત ખબર આપવામાં આવી. લેનિન તુરત પાછો આવ્યો. જનતામાંથી આપોઆપ ઊભી થયેલી ચળવળ આમ ચાલે તે ઠીક નહોતું. આ જાતના દેખાવો શરૂ થવા નહોતા જોઈતા એવું તેનું માન

ભૂલભરેલું નહોતું અને તે માટે તેણે સખત દલીલો પણ થોડા જ દિવસ ઉપર કરી હતી. પરંતુ એકવાર પ્રજાએ હથિયાર ઉઠાવ્યાં ને લડત શરૂ કરી એટલે તેને યોગ્ય દિશાએ વાળવી જ જોઈએ એમ તે માનતો હતો: સ્ટેલિન લખે છે: "જે નિર્ણય કરવામાં આવ્યો હતો તેને ફેરવવાનું, કાર્યમાં પડવાનું તથા જે ચળવળ શરૂ થઈ તેની સરદારી લેવાનું જરૂરનું છે તે વિશે બધાય સંમત થયા." ચળવળ શરૂ થાય એટલે તેને યોગ્ય નેતૃત્વ મળવું જ જોઈએ. બોલ્શેવિકો જો જનતાના ગેરકાયદેસર અસંતોષ અને તોફાનો તરફ હસે તો તે પીછેહઠ લેખાવી જોઈએ: મધ્યમવર્ગની અંદર આ જાતની ત્રુટી સામાન્ય છે" લેનિને જાહેર કર્યું.

જનતાની આ ચળવળ વ્યવસ્થિત ને સંગઠિત થાય તે માટે તેના પ્રત્યેક અંગ ઉપર યોગ્ય ટીકાઓ થવી જોઈએ. સોવિયેટોમાં ફેરફાર કરી નાંખવા તરફ ધ્યાન આપવું જોઈએ. અને જ્યારે ક્રાંતિ શરૂ કરવામાં આવી છે ત્યારે તેને પાર ઉતારવા જહેમત ઉઠાવવી જ જોઈએ એવો તેનો આગ્રહ હતો. લેનિને કારખાનાની સમિતિઓ તથા તેમાંથી એક મધ્યસ્થ સમિતિ સ્થાપવા પ્રયત્ન શરૂ કર્યા. અને આ માર્ગ ઉપર તે મજૂરોની સ્વાભાવિક ચળવળને લાવવા શક્તિમાન થયો પણ ખરો. બીજે દિવસે ક્રાંતિને નવું જોમ મળતું લાગ્યું, લગભગ પાંચ લાખ સ્ત્રીપુરુષો ક્રાંતિનાં સૂત્રો લલકારતા રસ્તા ઉપર રખડતા હતા. લેનિનના સૂત્રો જ્યાં ત્યાં નજરે પડતાં મેન્શેવિકોના સૂત્રોનું નામનિશાન નહોતું. ટોરિડાનો મહેલ કે જ્યાં સરકાર બેસતી હતી ત્યાં હલ્લો થયો. કોસેકોની ટુકડીઓને સામનો કરવા મોકલવામાં આવી, પરંતુ લશ્કરી સિપાહીઓ તથા મજૂરોએ તેના ફૂરચા ઉડાવી દીધા. ટોરિડાના મહેલની આજુબાજુ ક્રાંતિના સિપાહીઓ ખડા થઈ ગયા.

સરકાર ગભરાઈને સોવિયેટની કાર્યવાહક સમિતિ પાસે દોડી. ત્યાં પણ પોકારો ચાલુ હતા: 'સત્તા કબજે કરી લો. સોવિયેટ હવે કોની વાટ જુવે છે?' બે મેન્શેવિક પ્રધાનોએ આ ઉશ્કેરાયેલા ટોળાંને શાંત પાડવા પ્રયત્ન કર્યો: "અમે સહુ સરકારમાં છીએ. તમે ગભરાવ છો શા માટે?" ટોળાને એવા પોકળ શબ્દોમાં હવે શ્રદ્ધા રહી નહોતી. તેમણે પ્રધાનોને સળગાવી મૂકવાની ધમકી આપી. ચેહનોવ નામના એક પ્રધાનને લોકોએ પકડ્યો પણ ખરો. પરંતુ ટ્રોટ્સ્કીએ વચ્ચે પડી તેને મુક્ત કરાવ્યો.

કાર્યવાહક સમિતિ હજી પણ ગભરાતી હતી. તેની સભા મળી. તેમાં ૪૫ કારખાનાંઓના ૯૦ પ્રતિનિધિઓ હાજર રહ્યા. બોલ્શેવિકોના પ્રતિનિધિઓ પણ હતા. કાર્યવાહક સમિતિએ આ ક્રાંતિના આગેવાનોને પ્રતિક્રાંતિકારી કહીને વખોડ્યા હતા તે સામે વિરોધની ઝડીઓ વરસાવી. "અમને સોવિયેટોમાં શ્રદ્ધા છે પરંતુ સોવિયેટને જેમનામાં વિશ્વાસ છે તેમનામાં નહિ—અમારી માંગણી છે જમીનને તુરત કબ્જે કરવાની અને ઉદ્યોગ ઉપર રાષ્ટ્રીય માલિકી સ્થાપવાની. અમારે જોઈએ છે અત્યારે કેર વર્તાવી રહેલા દુકાળ સામે લડત. અમારે જોઈએ છે યુદ્ધમાંથી શાંતિ......આ ખૂરૂંવા લોકોએ તમારી સાથે કામ કરવાની ના પાડી છે તો પછી તમારે કોની સાથે રહેવું છે? સત્તા સોવિયેટના હાથમાં ચાલી જાય એવી અમારી માંગણી છે." પરંતુ સોવિયેટોના સૂત્રધારો હજીયે મૂડીદાર વર્ગના રથના પૈડાં સાથે સંકળાયેલા હતા. સોવિયેટોના હાથમાં સત્તા! પરંતુ તે માટે તો શાંતિની ચોક્કસ નીતિ ગ્રહણ કરવી પડે, મિત્રરાજ્યો સાથે સંબંધ તોડી નાખવો પડે, બૂર્ઝવા લોકોનો સહકાર ગુમાવવો પડે ને તો પછી રાજ્ય કોણ ચલાવે...ને પછી તો ક્રાંતિના વિનાશ સિવાય બીજું શું

બની શકે? ના એક જવાબદાર પ્રજાતંત્ર આ જાતના ઉછાંછળા પગલાં નહિ ભરે. સેરટેલીએ જાહેર કર્યું: "પેટ્રોગ્રેડના અત્યારના સંજોગો જોતાં નવા નિર્ણયો સ્વીકારવાનું તદ્દન અશક્ય છે.

ક્રાંતિ તો લગ્નની ચૂંદડી સજીને આતુરતાથી આવી હતી. સદીઓથી માણસો તેનાં ગુણગાન ગાતા હતા. તેના અપૂર્વ લાલિત્ય વિશે, તેના સુંદર વદન વિશે, તેની પ્રતિભાવાન ચાલ વિશે, તેની દૃષ્ટિમાં વસી રહેલા પ્રતાપ ને પ્રભાવ વિશે, તેના મુખ ઉપર રમી રહેલી સ્મિતોજ્વલ કાંતિ વિશે, તેના ઉલ્લાસ ને આનંદ વિશે કેટલુંય કહેવામાં આવ્યું હતું. કેટલાયે તેને કલ્પનામાં રમી રહેલી સુંદરી તરીકે ગણાવી હતી. કોઈકે તેને પરી માની હતી. આજે એ અનામી સુંદરી મૂર્તરૂપે લાલ ચૂંદડી ઓઢી હસ્ત-મેળાપ માટે આવી હતી. તેની જાનમાં લાખો માણસો હતા. બધા ઉલ્લાસી ને ઉત્સાહી હતા. આનંદથી જાન માણતા જાનૈયા સાથે જાન આગળ વધતી હતી. પરંતુ સોવિયેટોની કાર્યવાહક સમિતિ જાનમાં આવવા તૈયાર નહોતી. લગ્નને પાછું ઠેલવાનો તેનો ઈરાદો સ્પષ્ટ કળાઈ ગયો. તેણે હુકમ બહાર પાડયો: 'હજી થંભી જાઓ. લગ્નની મંગળઘડી હજી આવી નથી. તમારા આગેવાનો ક્રાંતિને ખાડામાં નાંખી રહ્યા છે.'

કાર્યવાહક સમિતિમાં વિનીત સમાજવાદીઓ બહુમતીમાં હતા છતાં સત્તા લેતા તેમના હાથ કંપતા હતા. તેમને પોતાનામાં જ વિશ્વાસ નહોતો. તેમના નેતાએ બેઠક દરમ્યાન જ જાહેર કર્યું, અમે એક દિવસ પણ રાજ્ય ચલાવી શકીએ તેમ નથી.'

કેરેન્સ્કીને સરમુખત્યાર બનાવવામાં આવ્યો. તેણે દેખાવો કરનારાઓને દાબી દેવા માટે સરહદ ઉપરથી લશ્કર બોલાવ્યું. ૬૦૦૦ માણસો પિટર્સબર્ગમાં ઊતરી પડ્યા. ન્યાયખાતાના પ્રધાને

પત્રિકાઓ દ્વારા બહાર પાડ્યું કે લેનિન એ તો જર્મન જાસુસ હતો અને છાપાંઓએ એ જાતના સમર્થનમાં એક જૂના બોલ્શેવિકની જુબાની મૂકી. લશ્કરી સિપાહીઓ ચોંકી ઊઠયા. ક્રાંતિનો જુવાળ શમવા લાગ્યો. લોકોનો ગુસ્સો બોલ્શેવિકો તરફ વળ્યો, ને જર્મન જાસુસોની ધરપકડ માટે માંગણી થવા લાગી. લેનિને પોતાની નીતિમાં એકદમ પરિવર્તન કર્યું. તેણે પક્ષ તરફથી એક નિવેદન બહાર પાડ્યુંઃ "અમે કારખાનાંઓ તથા લશ્કરી ટુકડીઓની આ ચળવળને ખેડૂતો, મજૂરો તથા સિપાઈઓની ઈચ્છા પ્રદર્શિત કરનારી વ્યવસ્થિત ચળવળમાં પલટી નાંખવાનો આગ્રહ કરીએ છીએ." લોકોનો ઉત્સાહ ન ભાંગી જાય ને અંધાધૂંધી ન ફેલાય તે માટે કેરેન્સ્કીની સરકારને સંપૂર્ણ વિજય નથી મળ્યો તે બતાવવાની જરૂર હતી ને લેનિને તેથી એ રસ્તો લીધો.

એક બે દિવસની નાની ઝપાઝપી પૂરી થઈ ગઈ અને બદનામીની જ્વાળાનો વિસ્તાર વધ્યો. ૧૮મીની રાત્રે જ "પ્રવદ" ઉપર મૂડીદાર પક્ષના સભ્યોએ દરોડો પાડયો હતો ને એ બધાનો નાશ કર્યો હતો. બધે સ્થળે બોલ્શેવિકો જર્મન જાસુસ હતા એ વાત જોરજોરથી ચર્ચાવા લાગી અને તેનો લાભ સરકારે પૂરેપૂરો ઉઠાવવા માંડયો.

સરકારી ટુકડીઓ રસ્તામાં ફરતી અને અમલદારોને સહુ વધાવી લેતા. તેમના ઉપર ફૂલ વરસાવવામાં આવતા, થોડાક જ દિવસ ઉપર ઘરમાં ભરાઈ ગયેલા અને શહેર છોડી નાશી જવાં તત્પર બનેલા 'પ્રતિષ્ઠિત માણસો'એ આ બધું તોફાન કરાવનાર-ને ફાંસીએ ચઢાવી દેવાની માંગણી કરી. બોલ્શેવિક પત્રોની ઓફિસો લૂંટી લેવામાં આવી. તેમના પ્રચારકોને પીટવામાં આવ્યા. તેમની પત્રિકાઓ બાળી મૂકવામાં આવી. સરકાર

આગળ સોવિયેટે ઝાંખી પડવા માંડી. સોવિયેટના પ્રતિનિધિઓએ બોલ્શેવિકો સાથે કરાર કર્યા હતા કે બોલ્શેવિક પક્ષના કાર્યાલયો ઉપર લૂંટ ચલાવવામાં નહિ આવે, એ કરાર પણ ફગાવી દેવામાં આવ્યા.

લેનિન, ટ્રૉટ્સ્કી, ઝિનોવેવ વગેરેની ધરપકડો માટે હુકમો નીકળ્યા. ટ્રૉટ્સ્કી અને લુનાચાર્સ્કી પકડાઈ ગયા. લેનિન અને તેના સાથીદારોને કયા આરોપસર પકડવાના હતા તે વિષે એક લંબાણ નિવેદનપત્ર સરકારી વકીલે છાપામાં પ્રગટ કર્યું તેમાં લેનિન ઉપર રાજ્યદ્રોહનો આરોપ મૂકવામાં આવ્યો હતો, અને તેની સામે શત્રુદેશ સાથે ગેરકાયદેસર સંબંધ રાખવા જેટલો પૂરાવો પડ્યો હતો. તેના કાર્ય તથા પ્રચારને લીધે કેટલીક લશ્કરી ટુકડીએ હુમલો કરવા જવાની ના પાડી હતી. આ સંબંધમાં તપાસ કરતાં એમ માલુમ પડ્યું હતું કે આ બધાની પાછળ જર્મન જાસુસી ખાતું કામ કરી રહ્યું હતું અને કેટલીક નકારી ન શકાય એ હકીકતોથી પૂરવાર થતું હતું કે લેનિન તેનો સરદાર હતો. સરકારી વકીલે ખાસ જાહેર કર્યું કે આ કામ કાંઈ લેનિનના રાજકીય વિચારો માટે નહિ પરંતુ તેના આ દેશવિરોધી કાર્યને લીધે ચલાવવાનું હતું. ખૂણાખૂણાઓથી એ પોકાર ઊઠ્યો. બધા પ્રધાનો, અમલદારો, મેન્શેવિક અને સોશિયલ રેવોલ્યુશનરી પક્ષના આગેવાનોએ પોકારનો પડઘો પાડ્યો: "પકડી લાવો એ જર્મન જાસુસને!" વડા પ્રધાને તો એટલે સુધી જાહેર કર્યું: "મારી તો એ દૃઢ માન્યતા છે કે દેશમાં ભંગાણ પાડવામાં જર્મન કરતાં લેનિનના પ્રયત્નો અને બનાવો વધુ ભયંકર છે."

રાતોરાત લેનિનના મકાનની ઝડતી લેવામાં આવી પરંતુ લેનિનનો પત્તો લાગ્યો નહિ. તે તો છુમંતર થઈ ગયો હતો. અને

એક બોલ્શેવિક કાર્યકરના ઘરમાં સંતાઈને રહ્યો હતો. તે હંમેશાં સાવધ રહેતો. એટલા માટે તો તેણે રશિયામાં સાચા નામે કદી પ્રવેશ નહોતો કર્યો. જુદા જુદા વેશપલટામાં તે પાવરધો હોવાથી તેને ગમે તે સ્થળે ચાલ્યા જવામાં અડચણ પડતી નહોતી. સત્તાવાળાઓનું દષ્ટિબિંદુ તે કળી ગયો હતો. હાથમાં આવ્યો હોત તો સત્તાવાળાઓ તેને પૂરો કર્યા વગર મૂકત નહિ. પોતાને જ્યારે જર્મન જાસુસ ગણી પકડવાનો છે, ત્યારે તેને એમ થઈ ગયું કે પકડાઈ જઈ તપાસ થવા દેવી અને તે રીતે બદનામી થતી અટકાવવી. પરંતુ તેને જાસુસ તરીકે જાહેર કરવાનો હેતુ તો બીજો જ હતો. તે રીતે હંમેશને માટે રાજકીય ક્ષેત્રમાંથી તેને દૂર કરવા માટેનું એ કાવતરું હતું, એમ એ સમજતો હતો.

થોડા જ વખતમાં પિટર્સબર્ગ સમિતિની સભા બોલાવવામાં આવી. રાજકીય સામાન્ય હડતાળ પડાવવી કે કેમ એ પ્રશ્ન ઉપર ચર્ચા થનાર હતી. લેનિન તેની વિરુદ્ધ હતો. તેનું દષ્ટિબિંદુ સ્વીકારવામાં આવ્યું, એ જ અરસામાં સ્ટૅલિન, ક્રુપ્સકાયા, નોગીન ઝીનોવેવ વગેરે નેતાઓ બીજે એકત્ર થઈ લેનિને શરણે જવું કે કેમ તેની ચર્ચા ચલાવતા હતા. કેટલાક એમ કહેતા હતા કે પક્ષની આબરૂ સાચવવા લેનિને શરણે જવું જોઈએ. લેનિન જાણતો હતો કે જાહેર તપાસ થવાની નહોતી. એ જ વખતે ટોરિડા મહેલમાંથી સમાચાર આવ્યા કે પોલીસખાતામાં લેનિન એ જર્મન એજન્ટ હતો એ પૂરવાર કરવા માટે પૂરતી સાક્ષી હતી. લેનિન ખૂબ ગુસ્સે થઈ ગયો અને પોલીસને શરણે જવાની સ્પષ્ટ ના પાડી. આખરે લેનિન કબૂલ થયો ને ત્યાંથી ફિનલૅન્ડના એક જંગલમાં ચાલ્યો ગયો.

આ ઝંઝાવાતના શરૂઆતના દિવસોમાં લેનિન એક ઝૂંપડીમાં

રહેતો હતો. ત્યાં તેનો આદરસત્કાર કરનાર કુટુંબના એક છોકરા સાથે વાર્તાલાપ કરતો. આ છોકરો એનાર્કિસ્ટ[૪૩] (અરાજકતાવાદ) નો અનુયાયી હતો. લેનિને તેની સાથે ખૂબ માથાં ઝીક્યા. આ છૂપા વેશમાં લેનિન સૈનિકો સાથે ધ્યાનપૂર્વક વાતો કરતો, તેમની સાથે ચર્ચા ચલાવતો, બોલ્શેવિઝમ ઉપરના તેમના વિચારો જાણવા મથતો ને નવી પરિસ્થિતિથી તેમના ઉપર કેવી અસર થઈ છે તે જાણી લેતો. ઘરના છોકરાઓ સાથે રમવામાં તેને આનંદ પડતો ને તેમની સાથે તે નદી કિનારે જઈ માછલાં મારતો.

જે ઓરડીમાં તે પોતાનાં આદરસત્કાર કરનારાં સાથે રહેતો હતો ત્યાં જ ભોજન અપાતું. એક દિવસ એ રીતે ટેબલ ઉપર ભોજન પીરસાય છે, થાળીમાં એ દિવસ સફેદ રોટી હોય છે. સફેદ રોટી તો સારા માણસોનો ખોરાક. તેમાંય તે બજારમાં કેટલાય વખતથી વેચાતી જ બંધ થઈ ગઈ હતી. ૧૯૧૪ પછી પહેલી જ વાર ભઠિયારાની દુકાનો સફેદ રોટી વેચતી હતી અને આ રોટી જ લેનિનની વિરુદ્ધની દલીલ નહોતી ? માર્ચમાં બળવો થયો તેનું કારણ આ રોટીની તાણ અને ભૂખમરો નહોતાં ? અત્યારની સરકારે હવે એમ વિચાર્યું હતું કે બોલ્શેવિઝમને દૂર કરવા માટેની સુંદરમાં સુંદર દલીલ અનાજના ભંડારો ગરીબ લોકો માટે થોડા વખત માટે ખુલ્લા કરી દેવામાં રહેલી હતી. પ્રજા પછી તુરત જ કહેશે: "આ સરકાર તો રોટીની સગવડ કરી આપે છે માટે સારી."

લેનિન ધ્યાનપૂર્વક સાંભળે છે અને જુએ છે. તેની સાથે ભોજન ઉપર બેસનાર મજૂર કહે છે: "જોઈ, આ કેવી સુંદર રોટી છે ? હવે આપણને ખરાબ માલ આપવાની તેમની હિંમત નથી."

જુલાઈના બનાવો વિશેનો આ સ્પષ્ટ અભિપ્રાય સાંભળી લેનિન કહે છે: " હું દંગ થઈ ગયો. મારા વિચારો તુરત જ જે બની ગયું હતું તેના રાજકીય મહત્ત્વ તરફ, આ નવા રસ્તા ભણી દોરનાર પરિસ્થિતિ તરફ અને અમારા સૂત્રો તથા પક્ષના બંધારણમાં તે કારણે કરવા જોઈતા ફેરફાર તરફ દોડયા. મેં રોટીનો વિચાર નહોતો કર્યો. મને તો મારી રોટી લખાણોમાંથી જ મળી રહેતી એટલે હું તેને આટલું મહત્ત્વ નહોતો આપતો...પરંતુ પીડિત વર્ગના આ માણસે બરોબર જગ્યાએ ખીલો ઠોકયો હતો. આપણે બુદ્ધિમાનો જે સામાન્ય સત્ય નથી જોઈ શકતા એથી જુદી સૂક્ષ્મદર્શી સ્પષ્ટતાથી તે આ જોઈ શકયો હતો. તેને માટે બધું સીધું, સાદું હતું. આખું જગત બે ભાગમાં વહેંચાઈ ગયેલું હતું આપણે મજૂરો, " તેઓ " ચૂસનારા.

લેનિનનો પત્તો લાગતો નહોતો એટલે તેની ભારે તપાસ થવા માંડી. કેટલાકે એમ કહ્યું કે તેનાં કાવત્રાં પકડાઇ ગયાં હોવાથી તે જર્મની નાશી ગયો છે, બીજાઓનું એવું કહેવું હતું કે તે ઉરલ કોકેસસના ડુંગરાઓમાં છુપાઈ રહ્યો છે. ફ્રેંચ વર્તમાનપત્રોએ એમ જાહેર કર્યું કે લેનિનનું સાચું નામ ગોલ્ડબર્ગ છે. એક યાહુદી વર્તમાનપત્રે તેને કોમ બહાર મૂકવા આગ્રહ કર્યો. ન્યાયખાતાના પ્રધાને જાહેર કર્યું કે લેનિન જો સાચો હોય તો શા માટે જાહેર તપાસની ના પાડે છે? તે ન્યાયની અદાલત સમક્ષ પોતાને નિર્દોષ ઠરાવતા આધારો રજુ કરી શકે છે.

લેનિનના કેટલાક મિત્રો ઉપર આની અસર થઈ. તેમણે લેનિનને આ છૂપા સ્થાનેથી બહાર આવી અદાલતમાં જવા આગ્રહ કર્યો. લેનિને તેનો ઉત્તર આપ્યો: " અદાલતો જે સત્તા ચાલતી હોય છે તેના સાધન રૂપે છે. પરંતુ આ સત્તા કેવી છે?

તે સત્તા કોની છે? સરકાર જેવું કાંઈ છે જ નહિ. એ તો હરહંમેશ બદલાતી રહે છે. તે શાંત હોય છે. જે કામ ચલાવતી હોય છે, તે તો લશ્કરી સરમુખત્યારી. એટલે અદાલતના ન્યાય વિશે કહેવું એ તો મશ્કરી છે. આ પ્રશ્ન કાંઈ ન્યાયની અદાલતનો નથી, પરંતુ આંતરિક યુદ્ધનું એક પ્રકરણ છે. આ સત્તાને ન્યાયની અદાલતો નથી જોઇતી પરંતુ આપણને ઉથલાવી નાખવાનું જોઈએ છે.”

અહીં રહ્યાં રહ્યાં તેણે 'સ્ટેટ ઍન્ડ રેવોલ્યુશન' (રાજ્ય અને ક્રાંતિ) વિશે આગળ લખવા માંડ્યું. આ પુસ્તકનો કેટલોક ભાગ સ્ટૉકહોમ ખાતે તેણે લખ્યો હતો. આ પુસ્તક પ્રસિદ્ધ કરવાની તેની ખાસ ઇચ્છા હતી એટલે પોતાને પકડી મારી નાંખવામાં આવે તો પણ તે પ્રસિદ્ધ કરવું એવો તેનો આગ્રહ હતો. તેણે કેમેનેવને પત્ર લખ્યો: 'મને એ લોકો પૂરો કરી નાંખે તો તું “માર્કસવાદ અને રાજ્ય” સ્ટૉકહોમ ખાતે જે સલામત પડ્યું છે તેના પ્રકાશનનું કામ સંભાળી લઇશ? તેમાં માર્કસ અને એંગલ્સના સંખ્યાબંધ ઉતારા છે, તેમાં નોંધો અને ટીકાઓ પણ છે. મને લાગે છે તે બધું એક અઠવાડિયામાં તૈયાર થઇ શકે. તેને સારા સ્વરૂપમાં મૂકવામાં આવે તેવું હું ઇચ્છું છું. આ પ્રકાશન અગત્યનું છે કારણ કે પ્લેખેનોવ અને કૉટ્સ્કી ગમે તેમ લખતા નથી, બીજા ઘણા છે.”

બૉલ્શેવિક પક્ષ લગભગ ગેરકાયદેસર સ્થિતિમાં આવી ગયો હતો. લેનિન તેની જગ્યાએથી સૂત્ર સંચાલન કરતો હતો તથા સૂચનાઓ મોકલાવ્યા કરતો. ઑગસ્ટની આઠમી તારીખે પક્ષનું ૬ઠ્ઠું અધિવેશન વ્યબોર્ગ પરગણામાં મળ્યું, પરંતુ એ જ દિવસમાં સમાચાર આવ્યા કે કામચલાઉ સરકાર દરોડો પાડવાની

તૈયારી કરતી હતી એટલે પ્રતિનિધિઓ બીજી જગ્યાએ ખસી ગયા. પરિસ્થિતિ ખૂબ બદલાઈ ગઈ હતી. સોવિયેટો સુધારવાદીઓના હાથમાં આવી ગઈ હતી. કામચલાઉ સરકારના હાથમાં તે સાધનરૂપ બની ગઈ હતી. કામચલાઉ સરકારનો અધિકાર સ્થાપિત થાય અને સોવિયેટો સદંતર નાબૂદ થાય તેવા પ્રયાસો થઈ રહ્યા હતા. મિત્રરાજ્યો પણ મજૂરકિસાન ક્રાંતિમાંથી લાભ ઉઠાવી રશિયાનો બૂર્ઝવા વર્ગ સત્તા પર આવે તેવા પ્રયત્નો કરતાં હતાં. આમાં તેમની આશા કોર્નિલોવ નામનો એક જુવાન સેનાપતિ ઉપર ઠરી હતી. રશિયા ખાતેનાં અંગ્રેજ પ્રતિનિધિ સર જ્યૉર્જ બુચાને જી. બાલ્ફરને લખ્યું હતું કે આ સેનાપતિ "કડકાઈથી શિસ્ત જાળવી રહ્યો છે, તેણે સો સિપાહીઓને ઠાર કરવાનો હુકમ કર્યો છે...અને તેમના શરીર ઉપર ક્યાં કારણોસર આ શિક્ષા કરવામાં આવી છે તેવા લખાણની ચિઠ્ઠી ચોડી લટકાવી દેવામાં આવી છે." આ પત્રમાં એમ પણ લખ્યું હતું કે પેટ્રોગ્રેડ ઉપર આ સેનાપતિ કૂચ કરવાનો ઈરાદો સેવે છે.

કેરેન્સ્કીમાં સત્તા ચલાવવાની શક્તિ બહુ ઓછી હતી. તેને સરમુખત્યારી ચલાવવી પસંદ હતી પરંતુ સરમુખત્યાર થવા માટેના ગુણોનો તેનામાં અભાવ હતો. તે જે નિશ્ચયાત્મક પગલાંની વાતો કરતો તેમાં લોકોને એક કઠોર અવાજનો જ ભાસ થતો. તેમાંથી ન મળતો એકે સુદૃઢ વિચાર કે ન જણાતો લશ્કરી દમામ: તેની સરમુખત્યારીનું પ્રતીક હતી—નિર્બળતા. આ નિર્બળતામાં તેણે કોર્નિલોવનો સાથ શોધ્યો. આમ સોવિયેટોને કચડી નાંખવા માટે લશ્કરના સાથની મંત્રણાઓ શરૂ થઈ. સેનાપતિઓ બૂર્ઝવા પક્ષના રમકડારૂપ હતા. તેમનો વિચાર લશ્કરના બળે સત્તા છીનવી લેવાનો હતો. આ માટે કોર્નિલોવે કેરેન્સ્કી સાથે સંદેશા ચલાવવાનું

શરૂ કર્યું પરંતુ તેમાં કાંઈ વળે તેમ લાગતું નહોતું. કારણ કે સોવિયેટોને સત્તા સોંપવામાં કેરેન્સ્કી જેમ ગભરાતો હતો તે જ પ્રમાણે તેની પાસેથી સત્તા છીનવી લેતાં પણ ગભરાતો. કોર્નિલોવે આખરે ધીરજ ગુમાવી અને પિટર્સબર્ગ ઉપર હુમલો કરવાનું નક્કી કર્યું. તેનું આ આક્રમણ બોલ્શેવિઝમ ઉપરના પ્રહાર તરીકે યોજવામાં આવ્યું હતું. તેણે એક નિવેદન બહાર પાડ્યુંઃ "લાંચ-રૂશ્વત અને દગાફટકાને કારણે શત્રુ આજે ફરીથી માથું ઊંચકી રહ્યો છે અને સ્વતંત્રતાના વિનાશનો જ નહિ પરંતુ રશિયન પ્રજાના જીવનના વિનાશનો તેનો ઈરાદો છે. રશિયાનાં નરનાર ! તમારી ગાંડાઈ છોડો."

શબ્દોના આ છળમાં પ્રજા આમતેમ અથડાતી હતી. સરકારી તંત્ર નામમાત્રનું બની ગયું હતું. તેના ઉપર બે બાજુથી આક્રમણ થતું હતું. કોર્નિલોવ તેના લશ્કરી બળ સાથે સરકારને છિન્નભિન્ન કરવા માંગતો હતો. લેનિન જનતાના બળ સાથે સત્તા કબ્જે કરવા પ્રયાસ કરી રહ્યો હતો. દાઢી મૂંડાવીને, છૂપાતો, સંતાતો પેટ્રોગ્રેડથી થોડા માઈલોને અંતરે ફરતો 'આ "અત્યંત ભયંકર માણસ" બધા બનાવો ધ્યાનપૂર્વક નિહાળતો હતો. તે જાણતો હતો કે જુલાઈના બનાવો પછી આખી પરિસ્થિતિ બદલાઈ છે. રાજ્યસત્તા સોવિયેટોના કે કામચલાઉ સરકારના હાથમાં નહોતી, પરંતુ કોર્નિલોવ જેવા જ લશ્કરી સેનાપતિઓની ટુકડી પાસે હતી. ઝાડની ડાળીએ બેઠાંબેઠાં તેણે એક ખરાબ ખરબચડા કાગળ ઉપર આ બનાવોમાંથી ઊભી થતી પરિસ્થિતિ વિશે વિચારો ટપકાવ્યા. જુલાઈ સુધી સોવિયેટોનો વિરોધ કરી શકે તેવી એકે પ્રબળ સત્તા નહોતી, એટલે કામચલાઉ સરકાર પાસેથી સત્તા છીનવી લેવાનું સરળ હતું; તેમાં ફક્ત સોવિયેટોના સૂત્રધારોમાં હિંમતની જરૂર

હતી. પરંતુ શાંતિથી સત્તા સ્થાપવાના સંજોગો હવે દૂર થયા હતા. એટલા માટે "સોવિયેટોના હાથમાં બધી સત્તા" એવું એકલું સૂત્ર મજૂરોને અવળે માર્ગે લઈ જાય તેમ હતું. "અત્યારની સોવિયેટો નિષ્ફળ નીવડી છે. સોશિયલ રેવોલ્યુશન અને મેન્શેવિકોની સરદારી નીચે તેમણે સંપૂર્ણ નાદારી નોંધાવી છે. અત્યારની સોવિયેટો તો કસાઈખાને રહેંસાઈ જતા ઢોરના જેવી છે. અત્યારે પ્રતિક્રાંતિ સફળ થઈ છે. તેને ઉથલાવી નાંખવા મજૂરો અને ખેડૂતોની સરદારી નીચે નવી ક્રાંતિની, વર્તમાન સરકારને સશસ્ત્ર બળવાથી ફેંકી દેવાની, સમાધાન અને દગાફટકાની વાતો કરનારી સોવિયેટો દ્વારા નહિ પરંતુ ક્રાંતિકારી લડત ચલાવનારી સોવિયેટો દ્વારા ક્રાંતિની જરૂર ઊભી થઈ છે."

લેખ પૂરો થાય છે. તે લઈને તેના છૂપા પરિચારક તરીકે કામ કરતો શૉટમેન બૉલ્શેવિકોની પરિષદમાં જાય છે. આ અધિવેશન લંડન પછી પહેલી જ વાર મળ્યું હોય છે. પક્ષની કાર્યનીતિ વિશે છણાવટ થાય છે. છણાવટ કરતાં એક વક્તા ભૂલ કરે છે: "દોસ્તો! લેનિનનો આત્મા જ આપણી સાથે નથી પરંતુ આ પરિષદમાં એક રીતે તે ભાગ લઈ રહ્યો છે." સરકારના આતમીદારો ચોંકી ઊઠે છે. "લેનિન પેટ્રોગ્રેડમાં" એવું સાંભળતાં જ ખળભળાટ મચે છે, ધમાચકડી શરૂ થાય છે. ધરપકડો, તપાસ ને જડતીની પરંપરામાં અને ફિન્લૅંડમાં પાછા જવાની ગોઠવણોમાં આ દ્રોહી ને બહારવટિયા સમાન ગણાતો બૉલ્શેવિક નેતા પણ આ વાડ કેવી રીતે ઓળંગવી તેની મૂંઝવણમાં અટવાતો હોય છે. શૉટમેન આ વ્યવસ્થાના કામમાં પડે છે. શરૂઆતમાં તે એવી યોજના કરે છે કે ખોટા નામ નીચે માથે વીગ (બનાવટી મૂછો કે વાળ) પહેરાવી તેને લઈ જવો. પરંતુ કોસેકો એટલી ઝીણ-

વટથી ઉતારુઓની તપાસ કરતા હતા કે ઓળખાઈ જવાનો ભય હતો. આખરે રેલ્વે એન્જીનમાં ફાયરમેન તરીકે તેને લઈ જવાનું ઠરે છે. એક એન્જીન ડ્રાઈવર તેને એ રીતે લઈ જવા કબૂલ થાય છે. એન્જીન ઉપર તેને કેવી રીતે લઈ જવો તે જ મુશ્કેલી ઓળંગવાની રહે છે.

રાતના દશ બજે છે. લોકો સૂતાં હોય છે ને ઝૂંપડી છોડી એક નાની ટુકડી—લેનિન, ઝીનોવેવ, શોટમેન અને બીજા બે જણા—રાત્રીની નિરવતા ભેદતી નીકળે છે. રસ્તો ઓળંગતાં તેમની નાડીઓમાં લોહી ઝડપથી વહેતું હોય છે. ટૂંકો રસ્તો લેવા જાય છે ને રસ્તો ભૂલતાં એક કચરાવાળા અંધારિયા મેદાન ઉપર આથડે છે. અંધારિયા મેદાન ઉપર પડેલા કચરાની દુર્ગંધથી માથું ફાટી જાય છે. તેની ધુમાડીથી ગળું દુણાય છે. ને પેલા અંધારાને આ દુઃખની જાણે ખબર પણ ન હોય, તે તરફ તે સાવ બેપરવા હોય તેમ શાંતિથી—ના જડતાથી—પોતાના પડછાયાથી તેમને પાશમાં વીંટાળતું જ જાય છે. લેનિનને ૧૯૦૭માં રશિયન સરહદ ઓળંગતા બરફમાં જાન ગુમાવવાની, તેમાં ઠરી જવાની જે સંભાવના ઊભી થઈ હતી તેની યાદ આવે છે. એન્જીનનો અવાજ દૂરથી સંભળાય છે ને બધામાં હિંમત પ્રગટે છે. શોટમેન અને એક સાથીદાર સ્ટેશન ઉપર જાય છે, બીજા થોડે દૂર ઊભા રહે છે. સ્ટેશન ઉપર દશ લશ્કરી સિપાહીઓ રોન મારતા હોય છે. બંને જણાને પ્રશ્નો પૂછી તતડાવે છે. શોટમેનનો સાથી ગિરફતાર થાય છે ને શોટમેનને પેટ્રોગ્રેડ તરફ એકલા વિદાય થઈ જવું પડે છે. ત્યાં આવતાં જ તે લેનિન અને ઝીનોવેવને જુએ છે, તે આશ્ચર્ય ચકિત થાય છે. પેલા સિપાહીઓ જ્યારે શોટમેન સાથે માથાઝીક કરતા હતા ત્યારે એ બે જણા ટ્રેનમાં ચઢી ગયા હતા. બીજે દિવસે લેનિન ફાયરમેન તરીકે ફિન્લેન્ડ ભાગી જાય છે.

ત્યાં તેણે "રાજ્ય અને ક્રાંતિ" (સ્ટેઈટ એન્ડ રેવોલ્યુશન)નું પુસ્તક પૂરું કર્યું છે. પ્રજાસત્તાકનું સાચું સ્વરૂપ કેવું હોય છે તે વિશે આ છેલ્લા બનાવોથી તેને ઘણો અનુભવ મળ્યો હોય છે. મૂડીવાદી સમાજરચનાના આધારસ્તંભરૂપ મનાતા રાજાને સ્થળે મજૂરવર્ગનું રાજ્ય કેવું આવશે તે વિશેનો સંપૂર્ણ ખ્યાલ તેમાં આવે છે.

લેનિન જાણતો હતો કે પ્રતિક્રાંતિ લાંબો વખત જીવવાની નહોતી. બોલ્શેવિકો પ્રચારકાર્ય કર્યે જ જતા હતા. લશ્કરમાં શાંતિ માટેની માંગણીઓ વધતી જતી હતી. સિપાહીઓ પોતાના પત્રોમાં વારંવાર તેનો ઉલ્લેખ કરે છે. "મા! તમારે અમને કહેવું જોઈએ કે શાંતિ ક્યારે સ્થપાવાની છે. તમે એ કહી શકો તો તમારી જય બોલાવીશું." "મારે તો હરકોઈ ઉપાયે શાંતિ જ જોઈએ છે." "આ આગ ક્યારે ઓલવવા માંગે છે? જો આગ બુઝાવવામાં નહિ આવે તો ખૂંવા પાસેથી બેયોનેટ દ્વારા અમે શાંતિ છીનવી લઈશું." કોર્નિલોવની સખ્તાઈ સિપાહીઓને ડરાવી શકતી નહોતી તેથી તો સેનાપતિઓ તરફ તેમનો રોષ વધુ ઉગ્ર બનતો. કેરેન્સ્કીને સંપૂર્ણ સત્તા હાથ કરવી હતી જ્યારે કોર્નિલોવને લશ્કરી સરમુખત્યારી સ્થાપવી હતી, છતાં બન્ને એકબીજાથી છૂટા રહી શકે તેમ નહોતા. ઑગસ્ટની આખરમાં સરકારે મોસ્કો ખાતે એક નામ પૂરતી રાજકીય પરિષદ બોલાવી. પરિષદમાં મંત્રણા ચાલતી હતી, જ્યારે બીજી બાજુ કોર્નિલોવ જર્મનોને રીગા શહેર સોંપી દઈ અંધાધૂંધી ફેલાવવા માંગતો હતો, આથી લોકોમાં કોઈ રક્ષણ કરી શકે તેવા લશ્કરી અમલદારની માગણી થાય અને પોતાને સત્તા મળી જાય. તેણે પેટ્રોગ્રેડ ઉપર આક્રમણ કરવાના હુકમો પણ આપી દીધા હતા.

કેરેન્સ્કી ગભરાયો. તેણે મજૂર કેદીઓને મુક્ત કર્યા. ક્રાંતિને બચાવવા બધાને હાકલ કરી. હજારોની સંખ્યામાં લોકો એકત્ર થવા માંડ્યા. રાજ્યધાનીને બચાવવા દરેક જણ તત્પર બન્યું. પરંતુ કોર્નિલોવનું લશ્કર પેટ્રોગ્રેડ આવતાં આવતાં જ ઝાકળના બિંદુ જેમ વિખરાઈ ગયું. કોર્નિલોવ કેદ પકડાયો. આ રક્ષણના આત્મારૂપ હતા બોલ્શેવિકો. તેઓ કેરેન્સ્કીને ટેકો આપવા ઇચ્છતા નહોતા અને ક્રાંતિનો નાશ કરવા નહોતા માંગતા. બોલ્શેવિકો હવે ખુલ્લી રીતે મેદાનમાં આવવા લાગ્યા. શહેરોની સોવિયેટોમાં તેમને બહુમતી મળવા માંડી. લેનિને ફિન્લેન્ડમાં બેઠાં બેઠાં લખ્યું કે સત્તા લેવાના, કામચલાઉ સરકારને ફેંકી દેવાના દિવસો નજીક આવતા જાય છે. સપ્ટેમ્બરની ૩૦ મીએ તે પેટ્રોગ્રેડ નજીક રહેવા પણ આવી ગયો.

તે હવે આ નિષ્ક્રિયતાથી કંટાળી ગયો હતો. વારંવાર પગલાં લેવા વિશે આગ્રહ કર્યે જતો હતો. તેને કોર્નિલોવનું આક્રમણ પોતાના અપમાનરૂપ લાગ્યું હતું. તેના પ્રિય બાળકસમી સ્વતંત્રતાને ખૂંચવી લેવાના આ પ્રયાસે તે ઉશ્કેરાયો હતો. તેને એમ થતું કે સંધ્યા કદી આથમવાની નથી ને ઉષા કદી ઊગવાની નથી. તે ક્ષણે ક્ષણે કહેતો હતોઃ "ઘણો વિલંબ થતો જાય છે."

ક્રાંતિ કરવા માટેની તૈયારીઓ પાછળ તેની શક્તિ ખર્ચાવા લાગી. જાણે કાવ્યો લખતો હોય એવા ટૂંકા ભાવનાત્મક વાક્યોમાં પિટર્સબર્ગ અને મોસ્કોની પક્ષની સમિતિઓ ઉપર પત્રો લખતો. આવી એક અપીલ નોંધવા જેવી છે.

"અત્યારે બની રહેલા બનાવો આપણા કાર્યનો એટલો સ્પષ્ટતાપૂર્વક નિર્દેષ કરે છે કે તેથી જુદો ચીલો લેવો એ ગુનો છે.

"ખેડૂતની ચળવળ વધતી જાય છે. આપણા તરફની સહાનુભૂતિ

પણ વધી છે. મોસ્કોમાં લશ્કરના ૯૯ ટકા આપણી સાથે છે. ફિનીશ લશ્કર અને નૌકાસૈન્ય ઝારની વિરુદ્ધ છે . . .

"રેલ્વે તથા ટપાલખાતાના મજૂરો સરકાર સાથે અથડામણમાં છે.

"આવી પરિસ્થિતિમાં થોભવું એ ગુનો છે.

"બોલ્શેવિકોને હવે રાહ જોવાનો હક નથી. તેમણે સરકારનો કબજો લેવો જ જોઈએ . . . . નહિતર અંધાધૂંધીનું મોજું આપણે માટે ભારે થઈ પડશે.

"આનાકાની કરવી એ ગુનો છે; સોવિયેટ પરિષદની રાહ જોવી એમાં બાલિશતા રહેલી છે. તેમાં ક્રાંતિનો દ્રોહ છે.

"સેંટ પિટર્સબર્ગથી હલ્લો શરૂ કરવાની મોટામાં મોટી જરૂર છે. જો મોસ્કો હિંસા વગર શરૂ કરે તો તેને જરૂર ટેકો મળશે.

"એક જ શબ્દ યાદ રાખવાની જરૂર છે. સોવિયેટોના હાથમાં બધી સત્તા, ખેડૂતોના હાથમાં જમીન, લશ્કરને શાંતિ ને ભૂખ્યાંને રોટી.

"વિજય આપણો છે તેમાં શંકા નથી અને આ વિજય મોટે ભાગે લોહી રેડ્યા વગર મળશે.

"થોભી જવું એ ક્રાંતિ સામેનો ભયંકર ગુનો છે."

—લેનિન.

મહિનાઓથી તે વિગતવાર સૂચનાઓ મોકલાવતો હતો. છેક સપ્ટેમ્બર માસમાં તેણે એક મિત્રને લખ્યું હતું: "અત્યારસુધીના રાજકીય પ્રશ્નનો ઉકેલ લશ્કરના વલણ ઉપર મુખ્યત્વે આધાર રાખે છે એવું મારું દૃષ્ટિબિંદુ છેલ્લા બનાવો ઉપરથી સાચું ઠરે છે. મને એ ભય લાગે છે કે બોલ્શેવિકો આ ભૂલી જાય છે અને એક રોષનું પ્રચંડ મોજું આવી કેરેન્સ્કીને ઉથલાવી નાંખશે તેવી

આશામાં વખત બગાડી રહ્યા છે. આપણે વિશ્વાસપાત્ર સિપાહી- ઓની એક ખાનગી સમિતિ સ્થાપી, તેમની સાથે દરેક વસ્તુની ચર્ચા કરી, આખી ચળવળ ઉપર આપણો અંકુશ સ્થાપવો જોઈએ અને પિટર્સબર્ગની આજુબાજુ કેટલું લશ્કર છે તથા ફિનીશ લશ્કર ત્યાં લાવી શકાય એમ છે કે કેમ તેની શક્યતા વિશે પણ માહિતી રાખવી જોઈએ . . . . આપણે રજા ઉપર ઘેર જતા સિપાહીઓ તથા ખલાસીઓનો પ્રચારકાર્ય માટે ઉપયોગ કરવો જોઈએ."

મધ્યસ્થ સમિતિને તે લખે છે: "આપણે આ બળવા પાછળ સર્વ શક્તિ રોકવી જોઈએ. બળવાખોર લશ્કર માટે સારા આગેવાનો નીમવા આપણાં બળોને ગોઠવવા, મુદ્દાની જગ્યાએ વિશ્વાસપાત્ર માણસો ગોઠવવા, સેનાપતિ તથા સરકારી અમલદારોને પકડવા—આ બધામાં ક્ષણનો પણ વિલંબ થવો ન જોઈએ. આપણે સશસ્ત્ર મજૂરોને એકત્ર કરવા જોઈએ. છેલ્લી નિશ્ચયાત્મક લડત માટે તેમને હાકલ કરવી જોઈએ; તુરત જ ટેલિફોન અને તારટપાલનાં બધાં મથકોનો કબજો મેળવવો જોઈએ, આપણા માણસોને ટેલિફોન ઉપર ગોઠવી દઈ તે દ્વારા વ્યવહાર ચલાવવો જોઈએ . . . ." તેના કેટલાક મિત્રો તો બળવાની વિરુદ્ધ હતા. ઝીનોવેવ અને કેમેનેવ એમ માનતા હતા કે બોલ્શેવિકો તરફ સહાનુભૂતિ વધતી જાય છે એ વાત જ આ રીતે સત્તા કબ્જે કરવાની બીનજરૂરિયાત પૂરવાર કરે છે. થોડા જ વખતમાં લોક-પ્રતિનિધિ સભા મળનાર છે. તેમાં આપણી બહુમતી આવવાની એટલે સત્તા પણ આપોઆપ આવવાની—તો પછી બળવાનું જોખમ વહોરવાની શી જરૂર? લેનિને આનો વિરોધ કર્યો. કટોકટિની પળ માટેની ચળવળ વધુ વાર થંભાવી શકાય નહિ. દેશ વધુ વાર રાહ જોવા તૈયાર નથી. લેનિને એમ કહ્યું કે આપણી

સરકાર જ લોકપ્રતિનિધિ સભાની જરૂર જણાશે તો બોલાવશે. તે પહેલાં બોલાવેલી સભાનો કબજો બીજા મધ્યમવર્ગના કે ઝારની તરફેણના પક્ષો નહિ લે તેની કશી ખાત્રી નહોતી.

ઑક્ટોબર માસના અંત ભાગમાં બોલ્શેવિક પક્ષની મધ્યસ્થ સમિતિ મળી. તેમાં ત્રણ નીતિની ચર્ચા થઈ. લેનિન વધુ વાર થોભવાની ના પાડતો હતો. ઝીનોવેવ અને કેમેનેવ તો ક્રાંતિની જ વિરુદ્ધ હતા; ત્રીજી નીતિ ટ્રોટ્સ્કીની હતી. ટ્રોટ્સ્કી તે વખતે પિટર્સબર્ગ સોવિયેટનો પ્રમુખ હતો. તે નવેમ્બર માસમાં સોવિયેટોની પરિષદ બોલાવવાની તરફેણમાં હતો. આ પરિષદ કામચલાઉ સરકારને બરખાસ્ત કરી દે. આ માટેની તૈયારી તથા બળવાનું પ્રચારકાર્ય પૂર જોશથી ચાલવાં જોઈએ જેથી શત્રુઓ ગભરાય ને પ્રજામાં જુસ્સો જાગૃત થાય. પિટર્સબર્ગનું લશ્કર પરિષદને બચાવવા તૈયાર હતું. ટ્રોટ્સ્કીની આ યોજનાનો લેનિને વિરોધ કર્યો. તેને એવો ભય હતો કે સામો પક્ષ આ જાતની તૈયારીઓનો એકદમ અંત આણી દે ને બધાને કદાચ જેલ ભેગા કરી બળવો થવા જ ન દે.

આખરે લેનિન વિજય મેળવે છે. નવેમ્બરના પહેલા અઠવાડિયામાં બળવો કરવાનું નક્કી થયું. "બળવાને સફળ બનાવવો હોય તો નાની ટોળીઓનાં કાવત્રાંની રીતો ઉપર કે પક્ષ ઉપર આધાર રાખી શકાય નહિ પરંતુ રાજકીય જાગૃતિવાળા વિશાળ શ્રમજીવી વર્ગ ઉપર જ આધાર રખાય. આ પહેલો મુદ્દો છે. બળવાથી પ્રજામાં ક્રાંતિકારી જાગૃતિનો જુવાળ ચઢવો જોઈએ. એ બીજો મુદ્દો. બળવો એવી ક્ષણે થવો જોઈએ કે જે ક્ષણ આગળ વધતી ક્રાંતિના ઇતિહાસમાં કટોકટિની હોય, જે વખતે પ્રજાના જાગૃત વર્ગમાં જોરશોરથી ચળવળ ચાલતી હોય, અને શત્રુપક્ષમાં

શિથિલતા મોટા પ્રમાણમાં હોય. આ ત્રીજો મુદ્દો . . . પરંતુ જ્યારે આ ત્રણે મુદ્દા જોઈ શકાતા હોય ત્યારે બળવા સાથે કાંઈ લેવાદેવા નથી તેવું કહેવું એ માર્કસવાદ અને ક્રાંતિને દગો દેવા જેવું છે."

નિર્ણય કરીને લેનિન શાંતિથી ઘર તરફ વળે છે ને લખવાના મેજ પાસે બેસે છે. ત્યાં બેઠાબેઠા તે બધાને મૂંઝવતા પ્રશ્નનો ઉત્તર આપે છે. કોઈ પણ માણસ જોઈ શકે તે પહેલાં ઝીણવટભરી દૃષ્ટિથી તે આખા પ્રશ્નને તપાસે છે. અઠવાડિયા પહેલાં જ તેણે એક પુસ્તિકા લખી છે. એ પુસ્તિકાનું નામ "બોલ્શેવિકો સત્તા જાળવી શકશે ખરા?" તે વખત સુધીમાં થયેલી ચૂંટણીના પરિણામોનું અવલોકન કરી તે લખે છે: "ખેડૂતોનો મોટો ભાગ જોડાણની વિરુદ્ધ છે. બરોબર જોતાં રશિયાની પરિસ્થિતિ એવી છે કે આ ક્ષણે મજૂરવર્ગ મધ્યમવર્ગના માણસોથી જૂદો નથી . . . મજૂરવર્ગ સત્તા કબજે કરી રાજ્યનું સુકાન લેવાની સ્થિતિમાં નથી. બીજી બાજુ તે પોતાનું જ નવું તંત્ર સ્થાપવાની શક્તિ ધરાવે છે ખરો એટલા માટે મોટા અમલદારો સામે તેમ જ મૂડીદારો સામે સંગઠિત બળથી વધવાનું જરૂરનું છે . . . અંકુશની અને ફરજિયાત કામ કરાવવાની આ રીતો કાયદા કે દમન કરતાં વધારે અસરકારક છે. દમનથી પ્રતિક્રાંતિકારી વિરોધનું પીઠબળ તોડી શકાય છે પરંતુ એ પૂરતું નથી. આપણે આ અમલદારોને પુનર્વ્યવસ્થિત તંત્રમાં રાખી કામ કરવાની ફરજ પાડવી જોઈએ . . . 'જે કામ નહિ કરે તેને ખાવા પણ નહિ મળે.' આ જ મહત્ત્વનો સિદ્ધાંત છે. પહેલો અને સૌથી અગત્યનો . . . સોવિયેટો પૈસાદારો માટે કામ કરવાના નિયમો પહેલા બનાવશે અને પછી બાકીની પ્રજા માટે . . . . ૧૯૦૫ની ક્રાંતિ પછી

૧૫૦,૦૦૦ જમીનદારો રશિયા ઉપર રાજ્ય ચલાવતા હતા...અને શું એમ કહેવામાં આવે છે કે ૨૪૦,૦૦૦ સભ્યો સાથેનો બોલ્શેવિક પક્ષ પૈસાદારોની સામે ગરીબોના હિતમાં રાજ્ય નહિ ચલાવી શકે?...ઈતિહાસમાં થયેલી કોઈ પણ મહાન ક્રાંતિ આંતરિક યુદ્ધ વગર ટકી શકી નથી." આ પત્રિકામાં સૂચવવામાં આવેલું દરેક પગલું ઈતિહાસે સાચું પાડ્યું છે.

પિટર્સબર્ગથી થોડાક માઈલોને અંતરે નેવા નદીને તીરે સ્મોલ્ની સંસ્થાનું પત્થરનું મજબુત મકાન ઊભું છે. આ સંસ્થા પૈસાદાર વર્ગની છોકરીઓની નિશાળ માટે ઝારના વખતમાં વપરાતી હતી. હવે ત્યાં વિદ્યાર્થિનીઓના હાસ્યથી ઓરડીઓ ગાજતી નથી. ત્યાં હવે કારખાનાંઓ તથા બેરેકોમાંથી પ્રતિનિધિઓ આવજા કરે છે. ત્યાં પ્રથમવાર આવતા લોકો પહેલાં તો મૂંઝાઈ જ જાય કે ત્યાં બેસતી સમિતિઓમાંથી અમુક સમિતિ ક્યાં હશે. જૂનાં પાટિયાં તો હજુ લટકે છે. પરંતુ તે સાથે નવાં પાટિયાં પણ લાગેલાં હોય છે. "સમાજવાદી સૈનિકોનું મંડળ" અથવા "કારખાનાંના પ્રતિનિધિઓ" એવાં પાટિયાં વંચાય છે. ૧૮મા નંબરની ઓરડીમાં ધારાસભાના બોલ્શેવિક પક્ષનું કાર્યાલય છે. દશમા તથા સત્તરમા નંબરમાં 'રેવોલ્યુશનરી વોર કમિટી'નું (ક્રાંતિકારી યુદ્ધ સમિતિ જે ટ્રોટ્સ્કીએ સ્થાપી હતી) કાર્યાલય છે.

છેલ્લા કેટલાય દિવસથી ત્યાં ધમાલ મચી રહી હોય છે. આ ત્રણ ઓરડીના માણસો તેમની જગ્યાએ જ છે. પૂરતી નિદ્રા ન મળવાથી મોં સૂકાં ને ફિક્કાં થઈ ગયાં છે. શ્રમથી નસો થાકી ગઈ હોય તેમ ઊપસી આવી છે. રાજ્યધાનીના સર્વે ભાગમાંથી માણસો આવ્યા જ કરે છે. સત્તા કબ્જે કરવાની છેલ્લી

ક્ષણ પહેલાં કેટલીય સભામાં વક્તૃત્વનાં સાહસો આ બિરાદરોને ખેડવાં પડે છે. આ ત્રણે ઓરડીમાં બેસતા પ્રતિનિધિઓ લશ્કરની ટુકડીઓને અને મજૂરોને ખુલ્લા અને સશસ્ત્ર બળવાની હાકલ કરે છે. પ્રજાની લાગણીનો પારો ઊંચો ચઢતો જ જાય છે. એકત્ર થયેલી મેદનીમાંથી પ્રચંડ ઘોષ થાય છે. સંસ્થાનાં બારીબારણાં હાલી ઊઠે છે. આશા ને ઉત્સાહ વચ્ચે ક્રાંતિનાં પગરણ મંડાય છે.

આ સાતમી નવેમ્બરે ત્રણ ઓરડીના માણસોએ છેલ્લું તીર ફેંક્યું—ને તે ભોંકાયું પણ આબાદ.

એક પછી એક હુકમો છૂટે છે.

પેટ્રોગ્રેડ સમાચાર એજન્સી, બેંકો, પોસ્ટ ઑફિસ ને રેલ્વેઓ જરાય વિરોધ વિના હાથમાં આવી જાય છે. *

એક વાગે 'રેવોલ્યુશનરી વૉર કમિટી'ના નામે ટ્રોટ્સ્કી કામચલાઉ સરકારનો અંત આવેલો જાહેર કરે છે. દરેક શબ્દ જોખીજોખીને વાપરી તે જાહેર કરે છે: "અમે—મજૂરો, ખેડૂતો ને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેટો ઇતિહાસમાં અભૂતપૂર્વ એવો અખતરો કરવાની તૈયારી કરીએ છીએ." દરિયાના ઊછળતાં મોજાંના જેવો ઘુઘવાટ તેમાં છે.

શહેરમાં ગોળીબારના થોડાક જ અવાજ સંભળાય છે સ્મોલ્નીથી ટેલિફોનદ્વારા અસંખ્ય મકાનો કબ્જે થાય છે. સરકારના સભ્યો તથા વિનીત સમાજવાદીઓ સાથે એક તરફ સમાધાનના સંદેશાઓ ચાલુ થાય છે. બીજી બાજુ કેટલાક પ્રધાનોની ધરપકડ પણ થાય છે. આ સંદેશા બોલ્શેવિકોને વખત મળે એટલા જ ઉદ્દેશસર ચાલતા હોય છે.

* નવેંબર ક્રાન્તિના દિવસોનું આબાદ વર્ણન જ્હોન રીડના "ટેન ડેઝ ધેટ શુક ધ વર્લ્ડ"માં ખૂબ સુંદર આપ્યું છે.

આ વાત લેનિનના કાને અથડાય છે. સમાધાનીના સંદેશાથી તેના કાન ચમકે છે. સાતમીએ બપોરે તે છૂપા સ્થાનમાંથી નીકળી સ્મોલ્નની જાય છે. રસ્તાઓ એના એ જ છે—માત્ર રસ્તાના એક પાટિયામાં થોડો ફેરફાર થયેલો હોય છે. તેમાં નવી સત્તા સ્થપાયાના સમાચાર છે. નવી સરમુખત્યારીના સંચાલકોને તેથી જરાય અચંબો થતો નથી.

સંધ્યાએ પેલી ઓરડીઓમાં લેનિન આવી પહોંચે છે. ટ્રોટ્સ્કી લખે છે: "લેનિને મને પૂછ્યું, 'તમે સમાધાન કરવાની વાતો કરો છો?' મેં જવાબ વાળ્યો, 'એ તો માત્ર યુક્તિ છે.' 'વાહ એ તો સરસ.' આનંદમાં આવી લેનિન ઓરડીમાં આમતેમ ફરવા લાગ્યો."

તે ઉશ્કેરાટમાં હોય છે. દરેક મિનિટે તે સમાચાર પૂછે છે. સંપૂર્ણ વિજય સિવાય તેને બીજા કશાનું મૂલ્ય નથી. રસ્તામાં લોકો "મજૂર અને સિપાહી" નામના છાપામાં તેની હાકલ વાંચતા હોય છે. કામચલાઉ સરકારને ફેંકી દેવામાં આવી છે, જે કારણો-સર પ્રજા લડતી હતી તે કારણો આ પ્રમાણે છે: શાંતિની તાત્કાલિક સ્થાપના, જમીનદારશાહીનો નાશ, ઉત્પાદન, ઉદ્યોગ ઉપર મજૂરોનો અંકુશ, સોવિયેટ સરકારની સ્થાપના. આટલું થાય તો આપણે જીત્યા ગણાઈએ." અર્ધા કલાકમાં તે શાંત પડે છે. તેણે નક્કી કરેલા માર્ગે લડત આગળ ધપતી જાય છે. બનાવો કેમ બનતા હતા તે વિશેની સંપૂર્ણ માહિતી તે મેળવે છે. આજુબાજુ દોડમદોડી કરતા માણસો તેના પ્રભાવથી અંજાય છે. યોગ્ય ક્ષણે યોગ્ય કામ કરવા તે સૂચનાઓ આપ્યે જ જાય છે. સ્મોલ્નીના એક વિશાળ ખંડમાં સોવિયેટની બીજી પરિષદ મળે છે. વિરોધ અને તાળીઓના અવાજ વચ્ચે પ્રમુખમંડળ નક્કી

થાય છે—ચૌદ બોલ્શેવિકો, સાત સોશિયલ રેવોલ્યુશનરી, ત્રણ મેન્શેવિકો અને ગોર્કી મંડળનો એક સભ્ય. વિનીત સમાજવાદીઓ અદૃશ્ય થતા જતા હતા. છેલ્લા છ માસથી તેમની નીતિનું શું પરિણામ આવ્યું હતું તે સર્વ કોઈ જોઈ શકતું હતું. આજે તેમનું સ્થાન તદ્દન ગૌણ બની ગયું છે. જે માણસો થોડા વખત પહેલાં કેદખાનામાં હતા, જેમને જર્મનીના જાસુસો ગણવામાં આવતા તેમણે ઊંચા આસને જઈ પોતાનું સ્થાન લીધું. રાતના અગિયાર વાગી ગયા હતા. હવે છેલ્લો જ દાવ બાકી હતો. અને તે, મેન્શેવિકો અને સોશિયલ રેવોલ્યુશનરીને ક્ષેત્રમાંથી દૂર કરવાનો. એ કામ આ બીજી પરિષદે પૂરું કર્યું. લઘુમતીએ પરિષદનું સ્થાન છોડયું. બહુમતીના અવાજથી ખંડ ગાજી રહ્યો.

લેનિન ખંડમાં નહોતો. તે સ્મોલ્નીની એક નાની ઓરડીમાં હતો. મધ્યરાત્રિ તો ક્યારની યે પૂરી થઈ ગઈ હતી. ટ્રોટ્સ્કી તેની પાસે આવ્યો. ઓરડીમાં કશું ફર્નિચર નહોતું. થોડાક કામળાઓ મંગાવવામાં આવ્યા અને બે જણા તેના ઉપર પડ્યા. નિદ્રાએ તેમની સાથે અબોલા લીધા હતા. દશ દશ મિનિટે સમાચાર આવતા. સૂચનો અને સલાહ મંગાતાં. કેરેન્સ્કી નાસી ગયો છે, પીટર મહેલ કબ્જે કરવામાં આવ્યો છે. ત્યાંના સ્ત્રી-સંરક્ષકોને નિશસ્ત્ર બનાવી દેવામાં આવ્યાં છે—સમાચાર આવ્યે જ જાય છે.

ને રાત એમ જ પૂરી થાય છે. બીજા દિવસની ગુલાબી ઉષા ઉગે છે. શ્રમિત વદને લેનિન પોતાના સાથીદારને કહે છે "બહારવટાં અને રખડપટ્ટીમાંથી સત્તાએ ચઢવાનું કામ કપરું છે, કંટાળી જ જવાય." આ એક જ વાક્ય એવું છે જેમાં તેણે પોતાની અંગત લાગણીનું દર્શન કરાવ્યું છે.

## [ ૧૮ ] વિજય

ક્રાંતિ સફળ થઈ એટલે કામ પૂરું થયું તેવું તો કોઈ અભિમાની નેતા જ માને. લેનિનનું કામ તો હવે જ શરૂ થતું હતું. કેરેન્સ્કી નાસી ગયો હતો. વિન્ટર મહેલનાં સ્ત્રી અંગરક્ષકોએ હથિયાર નીચાં મૂકી દીધાં હતાં. અખિલ રશિયન સોવિયેટ કોંગ્રેસની બીજી બેઠક મળી. લેનિન નવી સરકારનો પ્રમુખ નીમાયો હતો એટલે નૂતન સમાજ સર્જનના વિકટ કાર્યોની સંભાળભરી પરંતુ ચોક્કસ શરૂઆત કરવાની યોજનાથી તેનું મગજ ભરપૂર હતું. કોંગ્રેસની સભામાં પ્રમુખસ્થાનની જગ્યામાં પહેલો તે આવીને બેઠો. તેને નજરે જોનાર તેનું આ વખતનું વર્ણન કરે છેઃ "મજબૂત ગળા ઉપર ટકી રહેલું તાલવાળું વિશાળ માથું, ચંચળ આંખો, ઉદાર સ્વભાવ, સૂચક મોટું મોં, દૃઢ હડપચી વાળી એક જરાક જાડી આકૃતિ; અને તેની પરિચિત દાઢીનું દર્શન પણ થતું હતું; ગંદાં કપડાં ને લાંબી પાટલુનમાં........" સભાજનોએ તેને આનંદથી વધાવી લીધો. લેનિને બીજા વક્તાઓને પ્રથમ બોલવા દીધા. કેમેનેવે પ્રગતિનો અહેવાલ આપ્યો. એક મેન્શેવિક

પ્રતિનિધિએ ગાળો દીધી. બધાય વક્તાઓ બોલી રહ્યા પછી પ્રજાનો લાડકો સરદાર ઊભો થાય છે. તાળીઓના પ્રચંડ અવાજ શમતાં સુધી વ્યાસપીઠના કઠેરા કને તે ઊભો રહે છે: "કિસાન કામદારની આ ક્રાંતિનો શો અર્થ છે? આ ક્રાંતિનો સૌથી મોટો અર્થ તો એ છે કે સત્તા આપણા હાથમાં છે ને તેમાં ખૂર્ઝવા લોકોને સ્થાન નથી...જૂની રાજ્યસત્તા ભોંય ભેગી થઈ ગઈ છે...નવી સરકાર આજે સ્થપાય છે...આપણું પહેલું કામ જ લડાઈનો અંત આણવાનું છે...ઝારની સરકારે લડાઈને અંગે બીજી સરકારો સાથે કરેલા બધા યે ખાનગી કરારો પ્રસિદ્ધ કરી દેવા જોઈએ. જમીનદારોની જમીન ખૂંચવી લઈ આપણે ખેડૂતોનો વિશ્વાસ મેળવવો જોઈએ...આપણે ઉત્પાદન ઉપર મજૂરોનો સાચો અંકુશ મેળવીશું...રશિયામાં આપણે સમાજવાદી રાજ્ય સ્થાપવાના કાર્યમાં ગૂંથાઈ જવું જોઈએ. કોંગ્રેસને અગત્યનાં ત્રણ કામો હતાં. યુદ્ધનો અંત આણવાનું, જમીનની વહેંચણીનું તથા લોકોને રોટી અને કામ આપવાનું. આ ત્રણે કામ માટે નવી સરકારના હુકમો વાંચી સંભળાવ્યા. "ક્રાંતિકારી યુદ્ધથી અમે ગભરાતા નથી. એમ પણ બને કે શાહીવાદી સરકારો આપણી અપીલોનો કશો ઉત્તર ન વાળે...આપણી કેટલીક શરતો માટે આપણે અંત સુધી લડીશું પરંતુ કેટલાક માટે લડવું તો તદ્દન અશક્ય છે. મુખ્ય મુદ્દો તો એ છે કે આપણે યુદ્ધનો અંત આણવો છે." પ્રતિનિધિઓ ઘડીભર અવાક્ બની જાય છે. જે સ્વપ્નાની તેઓ ઝાંખી કરી રહ્યા છે તે સાચું ઠરે છે. નવી સરકાર તરફથી કોઈ પણ જાતના નવા પ્રદેશોના જોડાણ વગરની કે કોઈ પણ જાતની લાલચના ટુકડા વગરની શાંતિ માટે માંગણી થાય છે.

જમીનના પ્રશ્ન સંબંધમાં પણ જમીનદારોની જમીન ખૂંચવી લેવાનો તે હુકમ કાઢે છે: "આ ક્રાંતિએ ખેડૂતો માટે જમીન કેટલી અગત્યની છે તે પૂરવાર કર્યું છે...નવી ક્રાંતિકારક સરકારે જમીનનો પ્રશ્ન તુરત ઉકેલવો જોઈએ. કેટલાક લોકો એમ કહે કે આ કાર્યક્રમ તો સોશિયલ રેવોલ્યુશનરી પક્ષનો છે. પરંતુ તેથી શું થઈ ગયું!...જીવન એ તો શ્રેષ્ઠ શિક્ષક છે; સાચું શું છે તે જીવન આપણને શીખવાડે છે અને તેથી એક બાજુથી ખેડૂતો તથા બીજી બાજુથી આપણે જમીનના પ્રશ્નનું નિરાકરણ લાવીએ. નવી સરકારના ક્રાંતિકારી ચેતનવંતા ધોધમાં સામાન્ય વહેણ શોધી લેવાની આપણને ફરજ પડશે...આ પ્રશ્નને કેવી રીતે ઉકેલવો તે ખેડૂતવર્ગ બરોબર જાણે છે. આ કાર્યક્રમ આપણો છે કે સોશિયલ રેવોલ્યુશનરી પક્ષનો તે અગત્યનું નથી, પરંતુ ગામડાંઓમાં હવેથી જમીનદારો નથી, ખેડૂતો પોતાના જીવનનું ઘડતર જાતે જ કરી શકશે એવી તેમને ખાત્રી કરાવી આપવાનું અગત્યનું છે."

બાકી રહ્યો ખોરાકનો પ્રશ્ન. નવી સરકાર પાસે ખાધા-ખોરાકીનો બહુ મોટો જથ્થો નહોતો. શહેરના ધનિક લોકોના ભંડારમાં જે કાંઈ હતું તે લઈ લેવાના અને નવી સરકારના લશ્કરને પૂરું પાડવાના હુકમો છૂટયા.

હજી અંધાધૂંધી ચાલતી હતી. હારેલા લોકો સંગઠન કરવા પ્રયાસ કરી રહ્યા હતા, ને પિટર્સબર્ગમાં હજી ખૂણેખાંચરે લડાઈ ચાલતી હતી. કેરેન્સ્કી કોસેકોમાં ભરાઈ લશ્કર જમાવતો હતો. આખા રશિયામાં પિટર્સબર્ગમાં બનેલા બનાવોનું પુનરાવર્તન થતું હતું. મૂડીદારના માણસો તથા ઝારના લશ્કર સાથે મજૂરો ખેડૂતો અને સિપાહીઓની ભયંકર ઝપાઝપીના સમાચાર આવ્યે જતા હતા.

આ વખતમાં શહેરના રક્ષણનું કામ, તે માટેની વિગતવાર

સૂચનાઓ, બીજા બધા ભાગ માટેના હુકમો, એ બધાં ઉપરાંત રોજની બેઠકોમાં હાજરી આપવાનું કામ ઓછું વિકટ નહોતું. નવી સરકારને દૃઢ અને સંગઠિત કરવાની હતી. એ માટે તેણે બંધારણની કાચી રૂપરેખા તથા સમાજવાદી કાર્યક્રમ કાગળ ઉપર ટપકાવી દીધાં. ઉત્પાદનનાં સાધનો ઉપર લોકોની માલિકી, એ આ કાર્યક્રમનું મુખ્ય લક્ષણ હતું. લોકો તો સડક જ થઈ ગયા. બીજે જ દિવસે સમાચાર આવ્યા કે કેરેન્સ્કીએ લશ્કર સાથે કૂચકદમ કરી છે પરંતુ નવા રાજ્યને તેનો ભય નથી. લેનિન તે દિવસે લશ્કરની મુલાકાત લે છે. નવા લશ્કરી અમલદારો નવા સરદાર તરફ વિસ્મયતાથી જોઈ રહે છે. એક અમલદાર લખે છે: "લેનિને અમને, આ જગ્યાનું રક્ષણ કેમ ન કર્યું, બીજાં પગલાંઓને બદલે આ પગલું કેમ ભરવામાં આવ્યું, શા માટે ક્રોન્સ્ટાડટની સહાય લેવામાં ન આવી, શા માટે આ રસ્તો બંધ કરી દેવામાં આવ્યો એ વિશે ઝીણવટથી પૂછપરછ કરી." કેરેન્સ્કી રાજ્યધાનીથી થોડાક માઈલના અંતરે જ હતો. લેનિન સીધો લશ્કરી અમલદારની ઓફિસમાં જઈને બેઠો અને હુકમો છોડવા માંડ્યા. લડવામાં એકલા સિપાહીઓનું કામ નહોતું, એમાં તો બધા જ કામ લાગે. મિલના ભૂંગળાઓ વાગ્યાં. હાથમાં જે આવ્યું તે લઈ મજૂરો બહાર નીકળ્યા. હથિયારબંધ ટ્રેઈનો તૈયાર થવા લાગી. દશ કલાકમાં તેણે આખા શહેરને તૈયાર કરી દીધું, કેરેન્સ્કી શહેર સુધી આવ્યો જ નહિ. રસ્તામાંથી જ નાશી જવું પડ્યું. રાજ્યધાનીમાંથી પહેલો સંદેશો બહાર ગયો. "આખા દેશે જાણવું જોઈએ કે સોવિયેટ સરકાર કામચલાઉ નથી પરંતુ કાયમની છે. ભૂતકાળ તરફ પાછા જવાનું બની શકે તેમ નથી."

પરંતુ પરિસ્થિતિ શાંત થઈ ગઈ હતી, તેવું તો ન જ કહી શકાય. યુક્રેઈનમાં ડોન પ્રદેશમાં ઓરેનબર્ગમાં જમીનદારો અને

સરદારો પોતાનું બળ એકત્ર કરતા હતા. જાપાનમાં પણ લાડી-વોસ્ટોક બંદર મેળવી લેવા માટે મંત્રણાઓ ચાલતી હતી. વિરોધીઓ રાજ્ય વિરુદ્ધ સખ્ત ચળવળ ચલાવી રહ્યા હતા. નવી સરકાર સામે છાપાંઓમાં તેમ જ ખાનગી સખ્ત પ્રચાર થતો હતો. બેંકના કારકુનો, શિક્ષકો તથા વહીવટદારો હડતાળ પાડીને બેઠા હતા. રેલ્વેના કેટલાક માણસોએ કેરેન્સ્કી વિરુદ્ધ લડવા જતા લશ્કરની ટ્રેન થંભાવી દીધી.

પરંતુ આ બધી મુશ્કેલીઓનો તેણે ધીરજથી સામનો કર્યો. સત્તામાંથી લેનિન અને ટ્રોટ્સ્કીને ખેંચી લેવામાં આવે તો નવી સંયુક્ત સરકાર સ્થાપવાની મેન્શેવિકો તથા સોશિયલ રેવોલ્યુશનરીઓએ તત્પરતા બતાવી. લેનિન જાણતો હતો કે આ લોકો નવી ક્રાંતિનો લાભ ઉઠાવવા આવી તૈયારી બતાવશે ને નવીન મુશ્કેલીઓમાંથી પોતાનો રસ્તો કાઢશે. પરંતુ એમ તે નમતું મૂકવા તૈયાર નહોતો. બોલ્શેવિક પક્ષના કેટલાક આગેવાન સભ્યો કેમેનેવ, ઝીનોવેવ, રાયકોવ વગેરે આવી સંધીની તરફેણમાં હતા. તેમણે આ વાત ન સ્વીકારાઈ એટલે રાજીનામાં આપ્યાં. પરંતુ પક્ષની બહુમતી લેનિનની તરફેણમાં હતી. " શ્રદ્ધા વગરના અને વારંવાર શંકા વ્યક્ત કરતા આ માણસોને માટે શરમ છે"—પક્ષના નિવેદનમાં જણાવવામાં આવ્યું.

સરકારને પગભર કરવાના કાર્યમાં મોટામાં મોટું એક યુદ્ધનો અંત આણવા વિશેનું હતું. નવેમ્બરની ૨૦ મી તારીખે તેણે નવા સેનાપતિ જનરલ ડુખોનીનને સમાધાન માટે સંદેશા ચલાવવા હુકમ કર્યો. જનરલે તે માનવાની ના પાડી. લેનિને તેને તુરત જ બરતરફ કર્યો અને તેની જગ્યાએ એક ઊગતા જુવાનની નીમણૂક કરી. " શાંતિના સંદેશા ચલાવવાની ના પાડવા માટે ડુખોનીનને

બરતરફ કરવામાં આવ્યો છે. સૈનિકો ! જો યુદ્ધમાં જવું હોય તો ડુખોનીનનું રક્ષણ કરજો, તમારે જો શાંતિ જોઈતી હોય તો તમારા હથિયારોથી સોવિયટનું રક્ષણ કરજો." ડીસેમ્બરની ત્રીજીએ મંત્રણા શરૂ થઈ ને સિપાહીઓએ ડુખોનીનને ઠાર કર્યો. એ દિવસ પછી સુલેહ થઈ ગઈ અને શાંતિ માટે સત્તાવાર સંદેશાઓ ચાલુ થયા.

લેનિન માટે મોટામાં મોટી વસ્તુ તો પૂરી થઈ ગઈ હતી અને તે મૂડીવાદી સરકારને ઉથલાવી નાંખવાની વાત. બધી સત્તા ગરીબ પીડિત વર્ગના પ્રતિનિધિઓના હાથમાં આવી ગઈ હતી. જ્યાં સુધી એ સત્તા ટકી રહે ત્યાં સુધી રશિયાને સમાજવાદને પંથે લઈ જવામાં અડચણ આવે તેમ નહોતું, આ માટે તેણે જુદી જુદી શ્રેણીઓ નક્કી કરી. પહેલાં તો રાજ્ય તરફથી આખા દેશનો વ્યવહાર ચાલશે, જેમાં બધા ઉદ્યોગો ઉપર રાજ્યનો કાબૂ રહેશે. પરંતુ આ કાબૂ પણ બેંકો, જમીન અને રેલ્વે ઉપર જ હશે અને ઉત્પાદનનાં સાધનોથી તે દૂર રહેશે. આ પછી ઉત્પાદક બળોની ખીલવણી તથા ઉદ્યોગોને લોકોની માલિકી તરફ લઈ જવાનો સમય આવશે. અને પછી દેશમાં સંપૂર્ણ ઔદ્યોગિકરણ થઈ જશે ને ખેડૂત વર્ગને સામુદાયિક ખેતી અને સહકારના સંપૂર્ણ ફાયદા સમજાશે. આ વિચારો તે પોતાના બધાં ભાષણોમાં ભારપૂર્વક જણાવતો. સાથે તે એક વાત ઉપર પણ ભાર મૂકતો કે આવી ક્રાંતિ અને નવી સમાજરચના સ્થાપવાનું કાર્ય મજૂરો અને ગરીબ ખેડૂતો જ પોતાના ઉત્સાહથી કરી શકે. નવા રાજ્યને બધા જૂના પક્ષો સામે લડવું પડશે અને એ લડતમાં કમ્યુનિસ્ટ પક્ષ જરૂર વિજય પામશે એ વિશે તેને ખાત્રી હતી. ક્રાંતિને સફળ બનાવવા માટે મજૂરોના પોતાના ક્રાંતિકારી પક્ષની જરૂર

રહે છે જ અને કમ્યુનિસ્ટ પક્ષ આવી ગરજ સારે છે. આ પક્ષની આગેવાની નીચે પીડિત વર્ગોએ પોતાના શોષક વર્ગની સત્તા ઉથલાવી નાંખવી જોઈએ. લેનિન આ વાત ઉપર ખૂબ ભાર મૂકતો.

જે કાર્યક્રમ તેણે સૂચવ્યો હતો તેને અમલમાં મૂકવાની પણ તેણે તુરત શરૂઆત કરી. ઉત્પાદન ઉપર મજૂર મંડળોનો કાબૂ દાખલ કરવામાં આવ્યો. આવા મંડળોને કારખાનાંઓ કબજે કરવાની સૂચના આપવામાં આવી. આઠ કલાકનો કામનો દિવસ નક્કી થયો. તથા વધારાના કામ માટે વધારાના પગારનું ધોરણ યોજાયું. દેશના ઔદ્યોગિક વિકાસની યોજના કરવા માટે એક મંડળ નીમવામાં આવ્યું. બેંકો ઉપર રાજ્યનો કાબૂ બેસી ગયો, રાજ્ય અને ધર્મને છૂટા પાડવામાં આવ્યા. ઝારની બધી મિલ્કત જપ્ત કરવામાં આવી. બધી નિશાળો તથા યુનિવર્સિટીઓ જાહેર સંસ્થાઓ તરીકે ખુલ્લી મૂકી દેવામાં આવી. જમીન તથા ખાણો રાજ્યની માલિકીની થઈ ગઈ. સોવિયેટ સરકાર લાંબો વખત ટકી નહોત તો પણ પ્રજા માટે તેણે આ સમય દરમ્યાન બીજા કોઈ પણ રાજ્ય કરતાં વધું કર્યું લેખાત. આ બધાં પગલાં કોઈ પણ દેશની સરકાર લઈ શકે છે કારણ કે તેમાં સંપૂર્ણ સમાજવાદ નથી; પરંતુ બીજા દેશોની સરકારો પોતાના વર્ગના હિતની વિરુદ્ધ જવા અંશ માત્ર પણ તૈયાર ન હોવાથી તે આવા સુધારાઓ દાખલ કરતી નથી.

ક્રાંતિનાં સમય દરમ્યાન લોકપ્રતિનિધિ સભાની વાતો ખૂબ થતી હતી. મેન્શેવિકો તથા સોશિયલ રેવોલ્યુશનરીઓની સરકાર આવી લોકપ્રતિનિધિ સભા બોલાવનાર હતી. લેનિન પણ તેની સમય જોતાં તરફેણ કરતો હતો. "તેનો છેવટનો નિર્ણય લોકોની ક્રાંતિકારક શક્તિ અને નિશ્ચય ઉપર રહેશે", તે કહેતો. વિસ્તૃત મતાધિકારના

ધોરણે આ સભા બોલાવવામાં આવનાર હોવાથી દેશના પરાજિત પક્ષોએ તેના ઉપર મદાર બાંધવા માંડ્યો. લેનિન આ ભય તુરત સમજી ગયો. દેશનું બંધારણ ઘડવાનું આવી સભાને સોંપી દેવામાં આવે તો મોંમાં આવેલો કોળિયો બીજાને આપી દેવા જેવું થાય. આ સભામાં કેવી રીતે મિલ્કતદાર વર્ગના પ્રતિનિધિઓ પેસી જાય તેની ખાત્રી લેનિનને હતી. જનસમૂહને રાજ્ય સંચાલનમાં તેની કેટલી જરૂર રહી છે, અને બંધારણ ઘડવામાં તે કેટલી સહાય કરી શકશે, તેનો આધાર લોકોની જરૂરિયાત અને સામુદાયિક ઇચ્છા ઉપર છે. લાંચ, રૂશ્વત, ધાક, ધમકી, વગેરે ઉપાયોથી આખી સભામાં મેન્શેવિક પ્રતિનિધિઓ આવે અને સત્તા છીનવી લે એવી તક અપાવી જ ન જોઈએ, લેનિને પ્રધાનોની સભામાં આ વસ્તુ જાહેર કરતાં જણાવ્યું હતું: "આપણે લોકપ્રતિનિધિ સભા તોડી જ નાંખવી પડશે...આપણે સત્તા મેળવી છે અને હવે આપણે એવી પરિસ્થિતિમાં મૂકાયા છીએ કે એ સત્તા જાળવવા માટે લશ્કરી પગલાં ભરવાની જરૂર પડે." ને એ પગલાં તેણે ભર્યાં પણ ખરાં. તેણે આ સભાને લશ્કરી બળથી વિખેરી નાંખવા પૂરતી તૈયારીઓ કરી રાખી. ચૂંટણી થઈ ગઈ. ખેડૂતોમાં સોશિયલ રેવોલ્યુશનરી પક્ષનું જોર હતું એટલે તેમના પ્રતિનિધિઓ મોટી સંખ્યામાં આવ્યા. તેમને શંકા પણ નહોતી કે સભાને લેનિન વિખેરી નાંખવાનો હતો. ટ્રોટ્સ્કી લખે છે: "બોલ્શેવિકો વિજળીના દીવા બંધ કરી દે એવા ભયથી આ પ્રતિનિધિઓ મીણબત્તીઓ લઈ ને ખોરાકીના મોટા જથ્થા સાથે આવ્યા હતા." લેનિને મધ્યસ્થ સમિતિ તરફથી સભા બરખાસ્ત કરવાને લગતો ખરડો વાંચ્યો. તેણે સોવિયેટનો કાર્યક્રમ નહિ સ્વીકારવાનો લોક-પ્રતિનિધિ સભા ઉપર આક્ષેપ મૂક્યો. "આવી નીતિથી લોકપ્રતિ-નિધિ સભાએ પોતાની તથા સોવિયેટ વચ્ચેની સાંકળ તોડી

નાંખી છે...તેની બહાર તેમાં વધુમતી ધરાવનારા પક્ષો સોવિયેટ સરકાર સામે ખુલ્લી ચળવળ ચલાવી રહ્યા છે, તેને ઉથલાવી નાંખવા આગ્રહ કરી રહ્યા છે ને એ રીતે ચૂસનારાઓને મદદરૂપ થઈ પડી સાચા મજૂરોના હાથમાં આવતી સત્તાને અટકાવી રહ્યા છે, એટલે મધ્યસ્થ સમિતિ ઠરાવે છે કે લોકપ્રતિનિધિ સભાને બરખાસ્ત કરવામાં આવે છે." ને તેણે સૈનિકોને સૂચના આપી દીધી. કચવાતે મને પ્રતિનિધિઓ ઊઠ્યા. તોફાન વગર દિવસ પૂરો થઈ ગયો.

એની આગલી રાત્રિએ દિવસના પ્રશ્નોનો વિચાર કરતો સ્મોલ્નીમાં શ્રમિત થઈને બેઠો હતો. ટોરીડાના વિશાળ મહેલમાં બૂર્ઝવા નેતાઓ આવા દિવસો આનંદથી ઊજવતા હોત. પરંતુ એને બદલે અત્યારે તો સ્મોલ્નીમાં ઘોંઘાટ હતો, નીચી દિવાલો સાથે ભટકાતાં ભટકાતાં ચાલવાનું હતું; તેમાં સરકારના આ શ્રેષ્ઠ અધિકારી સારુ સૂવા પથારી પણ નહોતી, એક કામળા ઉપર તે સૂઈ રહેતો. પરંતુ જીવનમાં એક ઓર તરેહની નવીનતા આવતી હતી. થાકચો છતાં તે લખ્યે જતો હતો: "બૂર્ઝવા રાજ્યની જૂની દુનિયાના દિવસોમાં બૂર્ઝવાના વિરોધી મંડળોના નેતાઓ અંદર અંદર મારામારી કરતા હતા. પરંતુ સમાજવાદી કામદાર કિસાન રાજ્યની આ નવી દુનિયામાં પીડિત વર્ગો ધીમે ધીમે ગૂંથાતા ગૂંથાતા..." ને એ વાકચ અધૂરું મૂકવું પડ્યું. અગત્યના કારણસર તેને ઊઠવું પડ્યું.

## [૧૯] પ્રત્યાઘાતનો વિનાશ

**સમાજવાદની** સ્થાપનાનું કામ આગળ વધારવા માટે નીમાએલી નાણાં વિષયક સમિતિ પોતાની યોજના તૈયાર કરતી હતી. પેટ્રોગ્રેડ અને મોસ્કોથી લશ્કરની ટુકડીઓને દેશની અંદરના ભાગમાં ભૂખે મરતા શહેરો માટે અનાજ એકઠું કરવા મોકલવામાં આવી. ગામડાઓમાંથી જે પૈસાદાર ખેડૂતો અનાજનો જથ્થો સંઘરી રાખતા તેમની પાસેથી તે આંચકી લેવામાં આવતો. ગરીબ ખેડૂત ઉપર કશો ભાર લાદવામાં નહોતો આવતો. સરહદ ઉપર લશ્કરમાં અસંતોષ ચાલુ હતો. હજી સુલેહ થઈ નહોતી. સરહદ ઉપરથી લશ્કરી ટુકડીઓ પાછી આવતી હતી. શિસ્તનું નામનિશાન રહ્યું નહોતું. અમલદારોને મારી નાંખવામાં આવતા અને બાકીના માણસો ટ્રેનમાં બેસી પાછા ફરતા. અમલદારોમાં લેનિન તરફ રોષ હતો. સરહદ ઉપરથી આ વખતે પાછા ફરેલા એક અમલદારે પોતાની નોંધપોથીમાં લખ્યું છેઃ "મારા દેશના જંગલો વિશે, જંગલમાં રહેતા મારા લોકજનો વિશે અને મારા દેશપ્રેમ વિશે રાત્રિ ઘણું ઘણું કહી રહી છે. રાત જગતમાં અમારી થઈ રહેલી

કસોટી વિશે, અમારા ઉપર ઝઝૂમતા ભય વિશે, કિવમાં ચાલતા યુદ્ધ વિશે, દ્રોહ કરી રહેલ ક્રાંતિ વિશે રાત્રિ ઘણું ઘણું કહી રહી છે. અને હું આકાશ સામે ગામડાંઓમાં ટમટમી રહેલા દીવાઓ સામે જોઈ રહું છું. કેમ જાણે હું પહેલી જ વાર જોતો ન હોઉં!

"બધા ય પોતાની જગ્યાએ જ ઊભા છે—બધું જ સ્પષ્ટ જણાય છે. અને એ દેશપ્રેમ, જેનાથી જગતમાં કશું વધારે નથી તે બહાર આવશે. સિપાહી તરીકે મને મરવાનો હુકમ મળ્યો છે અને હવે એવા દિવસો આવ્યા છે. માણસનું જીવન તેનું પોતાનું નથી રહ્યું. એક માણસ કરી શકે તેવું મહાન કાર્ય હું કરીશ . . . . . . હું લેનિનનો અંત આણી દઈશ."

આવાં બળોએ પોતાનો ભાગ ભજવ્યો પણ ખરો. ક્રાંતિનો અર્થ નહિ સમજી શકનારા અને લશ્કરી અગમ્યવાદ તથા વ્યક્તિ તરફ પ્રબળ આદરની ભાવના કે શત્રુવટની દૃષ્ટિએ જોનારા આવા લોકો મારામારી તરફ, લૂંટફાટ તરફ કે તોફાન કરવા તરફ જ દોડે છે. આ દિવસોમાં રશિયામાં પણ તેનું દર્શન થયું...લેનિન સામે કાવતરાં રચાવાં શરૂ થઈ ગયાં. કેટલાક જૂના બોમ્બવાદીઓ પણ આમાં ભળ્યા. સ્મોલ્નીમાંથી એવા સમાચાર આવ્યા કે જાન્યુઆરીની ચૌદમી તારીખે લેનિન સરહદ ઉપર જતી નવી લશ્કરી ટુકડીને વિદાય આપવા જવાનો છે. આ દિવસે તેનું ખૂન કરવા કાવતરાં-બાજોએ નક્કી કર્યું. આ આખો દિવસ તેમણે નૂતન રશિયાના બળોના ભયમાં ગાળ્યો. આ મંડળનો એક સભ્ય આ વિદાય પ્રસંગ વખતે સ્વયંસેવક તરીકે અંદર દાખલ થઈ ગયો હતો. તેણે આ પ્રસંગનું વર્ણન કર્યું છે:

"વ્યાસપીઠ ઉપર કેટલીક અપરિચિત વ્યક્તિઓમાં એક માણસ ઊભો છે."

"અરે એ તો એ જ."

"હું એને પ્રથમ કેમ ન ઓળખી શક્યો!"

"મજબૂત એક ઓવર કોટ પહેર્યો છે. હાથ ગજવામાં છે. સાથે ટોપી છે."

"કેવો સાદો અને મહાન લાગે છે!"

"અને લોકો આનંદનો અવાજ કરતા અટકતા જ નથી. તેમને અટકવું જ નથી."

"હું પણ અવાજ સાંભળું છું. મેં તો મારું મોં બંધ જ રાખ્યું છે. હું બૂમો નથી પાડી શકતો. કારણ કે હું બધું ભૂલી ગયો છું. મારી અંદરથી કાંઈક વસ્તુ ઊછળી રહી છે. મારા પૂર્વગ્રહોને દૂર કરતી, મારા આત્માને ચીરી નાંખતી કાંઈક વસ્તુ મને સતાવી રહી છે. હું વ્યાસપીઠ ઉપર દોડી જાઉં છું. મારી નજર સામે એક દયાળુ અને સાદું મોં તરવરે છે. તેની આંખોમાં મમતાભર્યું પ્રેમાળ હાસ્ય છે. લોકો અવાજ કરતા અટકે છે ને બોલવાનું શરૂ કરે છે."

બહાર કાવતરાંબાજો લેનિનની ગાડીનો પીછો પકડવા આતુર થઈને ઊભા છે. શિયાળાની ઠંડી રાતના મોટર ઉપર બૉમ્બ ફેંકવાનું કામ આ સ્વયંસેવકને શીર છે. તે કેવી રીતે ફેંકી શકે? ગાડી ઉપર બીજાઓએ ગોળીઓ છોડી. પરંતુ લેનિન બચી ગયો. કાવતરાંબાજોમાંથી આ સ્વયંસેવક અને બીજો એક પકડાયા. લેનિને ચોપડીઓ આપી તેમને છોડી મૂક્યા. બૂર્ઝવા વર્ગના હથિયારો હેઠા પડ્યા. આંતરિક વિગ્રહનું વહેણ એટલું પ્રબળ હતું કે હાથ ઊંચો કરવા જેટલી તાકાત આ વર્ગમાં આવવી હવે અશક્ય હતી કારણકે નવી દુનિયા સર્જાતી જતી હતી.

# પ્રત્યાઘાતનો વિનાશ

સુલેહ સ્થાપવાના પ્રયાસો હજી ચાલ્યા કરતા હતા. બ્રેસ્ટમાં જર્મનો સાથે મસલતો ચલાવવા ટ્રોટ્સ્કીની સરદારી નીચે પ્રતિનિધિમંડળ મોકલવામાં આવ્યું હતું. જર્મનો તરફથી શાંતિ માટે લગભગ ગુલામીની શરતો મૂકવામાં આવી હતી. લશ્કર કોઈ પણ રીતે લડવા તૈયાર નહોતું એવું જર્મન સરદારો જાણતા હોવાથી તેમણે આવી શરતો મૂકી હતી. લેનિન આ સમજતો હતો એટલે તેણે કોઈ પણ રીતે યુદ્ધનો અંત આણવા માટે આવી શરતો સ્વીકારવા આગ્રહ કર્યો. ટ્રોટ્સ્કી તેની વિરુદ્ધ હતો. લેનિન લખે છે: "બીજા બોલ્શેવિક અમલદારો કહે છે કે સિપાહીઓ યુદ્ધ ચલાવી શકે તેમ નથી. સરહદ ઉપર થોડાંક અઠવાડિયાં પણ તેઓ નભી શકે તેમ નથી......કૃત્રિમ રીતે થોડોક વખત ચલાવી શકાય ને એ રીતે પરિણામને થોડોક વખત દૂર ઠેલાય... લશ્કર એ રશિયન રાજ્યનું સડેલું અંગ છે, જેટલી ત્વરાથી તેને વિખેરી નાંખવામાં આવે તેટલી ત્વરાથી નવી કસોટી માટે દેશને તૈયાર કરી શકાય." દેશને નવું બળ શાંતિ દરમ્યાન જ મળી શકે. જે આશા સાથે આ મંત્રણાઓ આગળ ઠેલવામાં આવતી હતી અને તેના ઉપર રશિયાના નવા રાજ્યની મદાર હતી તે આશા સફળ થવાનાં ચિહ્નો પણ જણાતાં નહોતાં. આવી મંત્રણા ચાલતી હશે, ને તે વખતે બીજા દેશના મજૂરો રશિયાનું અનુકરણ કરી પોતાના બૂર્ઝવા વર્ગને ઉથલાવી નાંખી સત્તા હાથ કરશે તેવી આશા સાથે આ જાતની મંત્રણા ચલાવવામાં આવતી હતી. ટ્રોટ્સ્કી લખે છે: "અમે શાંતિની મંત્રણા એવી આશાથી ચલાવતા હતા કે જર્મની, ઓસ્ટ્રિયા હંગેરી અને મિત્રરાજ્યોના મજૂરો પણ જાગૃત થશે." પરંતુ આવી જગત્ક્રાંતિ થવાના સંજોગો નહોતા. આવી સ્થિતિમાં

યુદ્ધને આમંત્રણ આપવું અયોગ્ય હતું એટલે લેનિને જે શરતો મૂકાય તે સ્વીકારવા આતુરતા દર્શાવી: " હું તો વખત મેળવવા, પ્રદેશો ગુમાવવા પણ તૈયાર રહું. મને પ્રશિયાનો ઇતિહાસ યાદ આવે છે. કેટલાક લોકોને એવો બાલિશ વિચાર આવે છે કે એકવાર કરાર થઈ ગયા એટલે પોતાની જાતને સેતાનને વેચી દીધી. એ તો નરી મૂર્ખતા છે. ઇતિહાસ સ્પષ્ટપણે કહે છે કે પરાજયના કાળમાં આવી સુલહનો અર્થ નવું બળ મેળવવાનો થાય છે. " ટ્રોટ્સ્કી પણ જાણતો હતો કે યુદ્ધ ચાલુ રાખવાનો કશો અર્થ નથી. પરંતુ તે આવી ગુલામી શરતો સ્વીકારવાની વિરુદ્ધ હતો. તેણે એવી સૂચના કરી કે આપણે લડવું પણ નહિ અને આ શરતો ઉપર સહી પણ કરવી નહિ. ટ્રોટ્સ્કીના દૃષ્ટિબિંદુનો સોવિયેટોની ત્રીજી પરિષદમાં બહુમતીથી સ્વીકાર થયો. લેનિનને માત્ર ત્રણ મત મળ્યા. લેનિને આ પરિણામ કબૂલ રાખ્યું, પરંતુ તે જાણતો હતો કે આથી કશો અર્થ સરવાનો નથી.

અને બન્યું પણ તેમ જ. સુલેહની શરતોના આ અસ્વીકારથી જર્મન લશ્કરે આગળ કૂચ શરૂ કરી. તેની સામે લડવાની તૈયારીઓ થવા માંડી પરંતુ લડવાની શક્તિ રહી નહોતી. લેનિને ફરીથી પોતાના મતસ્વીકાર માટે આગ્રહ કર્યો. ફેબ્રુઆરીની સોળમીએ કામચલાઉ સંધિનો અંત આવતો હતો. કાર્યવાહક સમિતિ ટોરિડા મહેલમાં મળી. પ્રતિનિધિઓ ઉશ્કેરાતા ઉશ્કેરાતા આવ્યા હતા. મજૂરો તથા ખલાસીઓના પ્રતિનિધિઓ લડાઈને ચાલુ કરવાના આગ્રહ માટે આવ્યા હતા. એક પછી એક સાત સભ્યોએ ઊઠી સુલેહની શરતોના સ્વીકાર માટે તથા જર્મન આક્રમણનો વિરોધ કરવાને લગતાં ભાષણો કર્યાં.

લેનિન ઊભો થાય છે, અને " દગાબાજ " એવા શબ્દોથી

તેને નવાજવામાં આવે છે. બીજા પ્રસંગોના સત્કારના ઉદ્ગારોની માફક આની પણ તેને મન કશી કિંમત નથી. તે સ્થિરતાથી ઊભો રહી પ્રેક્ષક વર્ગને નીહાળે છે. તેની દૃષ્ટિમાં વિષાદ જોઈ શકાય છે. " આપણા જ સૂત્રના આપણે ગુલામ ન બનીએ તે માટે આપણે સાવધ રહેવું જોઈએ. આ દિવસોમાં લડાઈમાં માત્ર ઉત્સાહથી વિજય નથી મેળવાતો પરંતુ તે માટે તો વિજ્ઞાનની શ્રેષ્ઠતા જોઈએ. જે ધરી ઉપર આજે વિશ્વક્રાંતિ ફરી રહી છે તે બ્રિટિશ અને જર્મન મૂડીની હરીફાઈની ધરી છે. આ હરીફાઈ તરફ ક્રાંતિએ પોતાની દૃષ્ટિ દોડાવવી જોઈએ... બોલ્શેવિક પક્ષ તરીકે જ્યારે આપણે સત્તા આપણા હાથમાં લીધી ત્યારે આપણને એવી ખાત્રી હતી કે દરેક દેશમાં ક્રાંતિ સફળ થવાના ચિહ્નો જણાય છે... આપણે એક સ્થાપિત સત્યના પાયા ઉપર આગળ વધીએ છીએ પરંતુ તેમ કરતાં સંભાળવું જોઈએ કે આ પાયો એ માત્ર એક સૂત્ર જ ન બની જાય... આપણે વિશ્વક્રાંતિ જોવાના તો છીએ જ પરંતુ આજે તો તે પરીકથા જ છે. સુંદર અને બાળકોને ગમે તેવી પરીકથા જ રહેવાની છે... દરેક પરીકથામાં સત્યાંશ તો હોય છે જ. તમે જો બાળકોને એવી પરીકથા કહેશો કે જેમાં મરઘી અને બિલાડી માણસની ભાષામાં વાતચીત નથી કરતી તો તેમાં તેમને રસ નહિ પડે... તમે તો એક જ પાનામાં બધું ગુમાવી દેવા તૈયાર થયા છો... તમે જો તેમ કરશો તો લોકો તમને અભિમાની ગણશે, સેવા કરવાને નાલાયક લેખશે, કલ્પનાના પાયા ઉપર આખી ક્રાંતિ માટે વિજયના યુગની રીતો અખત્યાર કરવામાં સફળતા મળી હોય તેવું ઇતિહાસ કહેવાની ના પાડે છે... છેલ્લા યુદ્ધે રશિયન પ્રજાને કડવો પણ મહત્ત્વનો પાઠ ભણાવ્યો છે અને તેને આજ્ઞા માનવાની ફરજ પાડી છે...... તમારામાં

શિસ્ત આણો, સખ્તમાં સખ્ત શિસ્ત આણો... જર્મનો પાસેથી તેમનું શિસ્તપાલન શીખી લો. નહિતર આપણે નાશ પામવાના છીએ, સદાય ગુલામીમાં સબડયા કરવાના છીએ... સુંદર મઝાના સૂત્રોમાં જ વાતો પૂરી નથી થતી. હું કહું છું કે આથી પણ વધારે ખરાબ શરતો સ્વીકારવા તૈયાર છું. પચીસવાર, સોવાર એથી પણ વધારે વખત... હું રાષ્ટ્રીય રક્ષણનો હિમાયતી છું... હું લશ્કર તૈયાર કરવાની તરફેણમાં છું. જ્યારે પ્રજાના માનસમાં પરિવર્તન થયેલું જણાશે, ત્યારે આપણે આપણા લશ્કર સાથે જરૂર લડીશું... આપણું સૂત્ર આવું રહેવું જોઈએ... યુદ્ધની રીતો શીખી લો... પછી હાર્યા છતાં આપણે ચોક્કસપણે કહી શકીશું કે જીત આપણી થવાની છે... જો જરૂર પડે તો આપણે હજી પણ પાછા હઠીએ. યુરલ અને તેની પણ પેલે પાર જઈએ, અને કોઈક સ્થળે આપણે થોભવું પડશે. આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાં ફેરફારો થવાના જ છે અને પછી આપણે આપણી સીમા લંબાવીશું અને પાછા મૉસ્કો અને પિટસબર્ગમાં આવીશું." ૧૭મી તારીખે લેનિનની સૂચના સ્વીકારવા કોઈ તૈયાર નહોતું. ૧૮મી તારીખે તેની વિરુદ્ધ એકની જ બહુમતી હતી. સાંજ સુધીમાં તેની બહુમતી થઈ ગઈ.

શરતો સ્વીકારવામાં આવી છે તે મતલબનો તાર જર્મન સરકાર ઉપર મોકલવામાં આવ્યો પરંતુ જર્મન લશ્કરની આગેકૂચ અટકી જ નહિ. તેમણે નવી નવી શરતો મૂકયે જ રાખી અને લેનિન તે બધાનો સ્વીકાર કરતો ગયો. જાન્યુઆરી માસમાં જો શરતો કબૂલવામાં આવી હોત તો કદાચ આવી પરિસ્થિતિ ન ઊભી થાત. લેનિન પોતે પણ આ જાતની સુલેહ કરવાની સખ્ત વિરુદ્ધ હતો પરંતુ દેશમાં જે જાતના સંજોગો પ્રવર્તતા હતા તે જોતાં તેમ કર્યા વિના તેનો છૂટકો નહોતો. ને તે આ સંધિનું

પાલન કરવા પણ ઇચ્છતો નહોતો. ૧૯૧૮ના નવેમ્બર માસમાં જર્મન લશ્કરનો પરાજય થયો અને તે સાથે આ સંધિ પણ રદબાતલ થઈ. લેનિનને તો તે વિશે ખાત્રી હતી તેથી જ તેણે કહ્યું હતું કે હું એને વાંચવા પણ માંગતો નથી તેમ જ તેનું પાલન કરવા પણ ઇચ્છતો નથી.

પરંતુ જર્મનોનો ભય પૂરો થતાં જ બીજા ભય તો ચાલુ જ હતા. દેશનો પરાજિત બૂર્ઝવા વર્ગ, જમીનદારો તથા ઝારના અમલદારો સંગઠિત થવા પ્રયત્ન કરતા હતા. રશિયન ક્રાંતિના તરંગો પોતાના રાજ્યોમાં અથડાય અને પોતાની સત્તા ઉથલાવી નાંખે એવો ભય મિત્રરાજ્યોમાં પેઠો હતો એટલે તેઓ પણ રશિયાના આ વિરોધી બળોને ઉત્તેજન આપતા હતા, નાણાં વગેરેની મદદ કરતા હતા એટલું જ નહિ પરંતુ પોતાનું લશ્કર ઉતારવાની ગોઠવણ પણ કરતા હતા. ઉદ્દામ સોશિયલ રેવોલ્યુશનરીઓ, સોવિયેટ સરકાર સામે જોશથી ચળવળ ચલાવતા હતા. બ્રિટિશ અને ફ્રેંચ જાસુસો આવા કાવતરાંઓની યોજના તૈયાર કરી આવતા હતા ને નાણાં પણ આપતા હતા. પેટ્રોગ્રેડનું બ્રિટિશ એલચીખાતું તો નવા રાજ્યના શત્રુઓનું ધામ બની ગયું હતું. મિત્રરાજ્યોએ જર્મન લશ્કરના હાથમાં દારૂગોળો ન આવી જાય એ બહાના હેઠળ પોતાની શસ્ત્રસજ્જ નૌકાઓ રશિયાના બારાઓમાં આણી ને તે સાથે લશ્કર પણ આણ્યું. મે માસમાં ઝેકોસ્લોવાક લશ્કરે વોલ્ગા (નદી) પ્રદેશમાં સોવિયેટો ઉપર આક્રમણ શરૂ કર્યું ને એ જ માસના અંતમાં જ્યોર્જિયાના મેન્શેવિકોએ કોકેસસને સોવિયેટ રશિયાથી સ્વતંત્ર રાજ્ય તરીકે જાહેર કર્યું. જૂન માસ સુધીમાં ક્રીમિયા અને સાઇબીરિયામાં બૂર્ઝવા સરકારો પણ સ્થપાઈ ચૂકી. સોવિયેટ સરકારનો અંત થોડાક જ અઠવાડિયામાં આવી જશે તેવી સહુ કોઈને ખાત્રી થઈ ચૂકી.

આવા સંજોગોમાં જર્મન મજૂરોને મદદ કરવા લશ્કર મોકલવું કે સમાજવાદની સ્થાપના માટે કાર્યક્રમ આગળ ધપાવવાનું કામ ઘણું વિકટ હતું. આ વખતે મોટામાં મોટું કામ તો મજૂરોની સરકારને બચાવવાનું હતું. ટ્રોટ્સ્કીને આ રક્ષણ માટે લશ્કર બનાવવાનું કામ સોંપાયું. બોલ્શેવિકો આ નવા ભયથી અજાણ નહોતા. તેમની આજુબાજુ ભયંકર કાવત્રાંઓ ગોઠવાઈ રહ્યાં હતાં, તેમની અંદર ફાટફૂટ હતી, ભૂખમરો વધી ગયો હતો, મધ્યમ-વર્ગના ખેડૂતોને જમીન મળી ગયાથી લડવા માટે આનાકાની કરતા હતા એ વાતોની તેમને ખબર હતી. પરંતુ તેમને અતૂલ શ્રદ્ધા આપનારી પણ બે વસ્તુઓ હતી. એક તો, કારખાના તથા ખાણના મજૂરો કોઈ પણ ભોગે ક્રાંતિનું રક્ષણ કરવા તૈયાર હતા, અને બીજું, તેમની પાસે કસાયેલા માણસોનું મોટું જૂથ હતું. બોલ્શેવિક કાર્યકરો વારંવાર કારખાનાંઓની મુલાકાત લઈ સરકારી અહેવાલો રજૂ કરતા અને ઊભા થતા પ્રશ્નોની મજૂરો સાથે ચર્ચા કરતા. મજૂરોનો પ્રચંડ સાથ એ જ તેમની મોટામાં મોટી આશા હતી. લેનિન રાતદિવસ કોઈ પણ જાતના રક્ષણ વગર ઘૂમતો હતો. ૨૬ જગ્યાએથી રશિયા ઉપર આક્રમણ શરૂ થયાં હતાં. ટ્રોટ્સ્કી ખાસ ટ્રેઈનમાં બધે ઘૂમતો હતો. નવી સત્તાના રસ્તામાં અનેક મુશ્કેલીઓ હતી. ભૂખમરો અને અસંતોષ સખ્ત હતાં પરંતુ કાંઈ બોલ્શેવિકોએ ઊભાં નહોતાં કર્યાં. નવી સત્તા તો લોકોમાં આદર પામતી હતી. દુઃખ હતું પરંતુ ગરીબ વર્ગ માથે જ તેનો બોજો નહોતો. સોવિયેટો હોય નહિ, અને ફરી પાછી ઝારની સરકાર આવે તો મોટા રસ્તાઓ ઉપર દીવાઓ જરૂર દેખાશે, અનાજની દુકાનોમાં ભંડાર ભરાયેલા હશે પરંતુ તે બધું પૈસાદારો માટે. ગરીબ લોકો માટે તો સોળ કલાકનું કામ. પોલીસોનો જુલ્મ અને રોજની ગરીબાઈ. એટલે દલીલ સીધી ને

સાદી હતી. લોકોને સુખી થવું છે? ગરીબ લોકોને રોજ સહેવી પડતી મુશ્કેલીઓમાંથી હંમેશને માટે છૂટા થવું છે? તો આ સોવિયેટ સરકારને ટેકો આપો ને થોડી વધુ મુશ્કેલીઓ સહન કરી લો. ઝાર મિત્રરાજ્યોની સહાયથી પોતાની બેયોનેટો અને દમન સાથે પાછો આવે તેના કરતાં કામદારો અને કિસાનો થોડોક વધુ પરસેવો પાડીને, થોડુંક વધુ લોહી વહેવડાવીને પોતાની સત્તા વધુ દૃઢ ને કાયમી બનાવે તે વધારે સારું છે. આ દલીલ સામે મેન્શેવિકો તથા સોશિયલ રેવોલ્યુશનરીની આડંબરી શબ્દબાજી ટકવી મુશ્કેલ હતી. ક્રાંતિને બચાવવા હજારો અણઘડ, બીન-અનુભવી પણ ઉત્સાહી માણસો બહાર પડવા માંડયા ને વિરોધીઓના કેળવાયેલા લશ્કર સામે સુંદર ટક્કર ઝીલવા માંડી. મૉસ્કો અને પેટ્રોગ્રેડનાં બંડ સહેલાઈથી દબાઇ ગયાં. સોવિયેટોમાંથી મેન્શેવિકો તથા સોશિયલ રેવોલ્યુશનરીઓને બરતરફ કરવામાં આવ્યા. જુલાઈની સોળમીએ કેટરીનબર્ગ સોવિયેટના હુકમથી ઝાર અને તેના કુટુંબને ઠાર કરવામાં આવ્યું. નવી સત્તા અને જૂની સત્તા વચ્ચે ભયંકર જંગ જામ્યો હતો.

કારખાનાંઓ આળસી ગયાં હતાં—મજૂરો નહિ. ગામેગામ રખડીને તેઓ ગ્રામસમિતિ બનાવી લાલ લશ્કરની સંખ્યામાં વધારો કરતા. લેનિન રાજ્યવ્યવહારનું સખ્ત કામ હોવા છતાં કારખાનાંઓની સભાઓમાં હાજરી આપવા જતો. ઑગસ્ટની ૩૦મી તારીખે એવા સમાચાર આવ્યા કે પેટ્રોગ્રેડ ચેકાના (છૂપી પોલીસ) ઉપરી અધિકારીનું ખૂન કરવામાં આવ્યું છે. એ જ દિવસે થનારી સભાઓમાં લેનિનને માટે મૉસ્કો સમિતિએ જવાની પ્રતિબંધી ફરમાવી. લેનિને નિર્ણય સ્વીકારવાની ના પાડી.

બપોરે તે મીચલસન કારખાનામાં ભાષણ આપવા જાય છે. સાથે કોઈ અંગરક્ષક નથી. સભામાં તે હાકલ કરે છે: "આપણું

એક જ સૂત્ર છે: જે માણસ કામ કરે છે તેને જીવનની સુંદર ચીજોનો લાભ મળવો જોઈએ. આળસુઓ, પરોપજીવીઓ અને બીજાનું લોહી ચૂસનારાઓને આ લાભો ન મળવા જોઈએ અને આપણો એક જ પોકાર છે, બધું મજૂરોને—બધું શ્રમજીવીઓને. આપણી પાસે એક જ રસ્તો છે—કાં તો વિજય કાં તો મૃત્યુ." ને આ વચનોમાં ભાવિ સમાયેલું હોય તેમ બહાર મોટરમાં બેસવા જતાં જ તેના ઉપર ગોળીબાર થાય છે. ટોળું ગભરાઈને દોડી જાય છે. શોફર હાથમાં રીવૉલ્વર લઈ જમીન ઉપર ઘવાઈને પડેલા લેનિનના રક્ષણ માટે ઊભો રહે છે. ખૂની દોડતા ટોળામાં નાસી જાય છે. કારખાના સમિતિ આવીને લેનિન ગાડીમાં બેસાડે છે અને નજીકના દવાખાનામાં લઈ જવાનું સૂચન કરે છે. શોફર ના પાડે છે. "હું તેને ઘેર લઈ જઈશ"; અને ઘવાયેલા માણસના મુખમાંથી અસ્પષ્ટ અવાજ આવે છે: "ઘર તરફ ભાઈ!"

પડેલા ઘા ગંભીર પ્રકારના હતા. લેનિન જેવા સુદૃઢ બાંધાની વ્યક્તિ જ તે જીરવી શકે. તેના ઉપર હુમલો કરનાર ફેની કાપલાન નામની એક સ્ત્રી હતી. એ જ રાત્રિએ બીજે સ્થળે આવા હુમલા થયાના સમાચાર આવ્યા. જુલાઈની નિષ્ફળતા પછી ક્રાંતિના દુશ્મનોએ નવા રસ્તા—બૉમ્બના અને ખૂન કરવાના—લીધા હતા.

ઑગસ્ટની ૩૧મીએ આ જાતના હુમલાઓનો તિરસ્કાર કરનારી લાલ પત્રિકાઓ નીકળી—એ સાથે તેને દાબી દેવા માટે કડક હુકમો પણ નીકળ્યા. આવા હુમલાઓના જવાબ સામા આક્રમણ સિવાય બીજી રીતે આપી શકાય તેમ નહોતો અને તેમ બોલ્શેવિક સરકારે કર્યું પણ ખરું. મજૂરો પોતે સભાઓ ભરી તેની માંગણીઓ કરતા હતા.

લેનિનના ઘા રુઝાતાં રુઝાતાં તો કામમાં લાગી ગયો. સપ્ટેમ્બરની સોળમી તારીખે તો જરાક દુર્બળ અને જરાક ફિક્કો લાગતો આ માણસ મધ્યસ્થ સમિતિની સભામાં હાજર થયો. બીજાને કદાચ આટલા જલ્દીથી સાજા થતાં પણ વાર લાગત. દાક્તરોએ તેને આવો શ્રમ ન ઉઠાવવા સલાહ આપી. લેનિને તેને હસી કાઢી. આનું પરિણામ શું આવવાનું હતું તે તો તે પણ જાણતો હતો પરંતુ કટોકટિની પળોમાં ગોળીના ઘા કરતાં કામ વધારે અગત્યનું હતું, અંત ગમે તે આવે!

સરકારી મથક પેટ્રોગ્રેડથી ફેરવી મૉસ્કોમાં આણવામાં આવ્યું હતું ત્યારથી ઝારનો ક્રેમલિન મહેલ ક્રાંતિની પ્રવૃત્તિનું કેન્દ્ર બની ગયો. આ મહેલમાં લેનિને ત્રણ ઓરડીઓવાળું મકાન રાખ્યું એમાં જ તેનું અભ્યાસગૃહ, ટેલિફોન સાથેનું મેજ, જુદાજુદા સ્થળોના નકશાઓ તથા ઉપયોગી સામગ્રી રહેતી.

રશિયા ઉપરના આક્રમણો વધ્યે જતાં હતાં. લેનિન હરકોઈ ઉપાયે શાંતિ માગતો હતો. શાંતિ સિવાય નવી ક્રાંતિને બચાવવાનો અને સંગઠિત થવાનો એકે રસ્તો નહોતો. લેનિનને કશી ભ્રમણા નહોતી. તે તો સત્તાને વ્યવસ્થિત કરવા માગતો હતો. ભાવિ તો બે જગત વચ્ચેની બે પદ્ધતિઓ વચ્ચેના વિગ્રહમાંથી નક્કી થવાનું હતું. એમ તે સ્પષ્ટ જોઈ શકતો હતો. તેમાં કેટલોક સમય એવો પણ આવે જેમાં દેખાવ માટે શાંતિના કરાર કરવા પણ પડે અને એમ આ વિગ્રહ જ્યાં સુધી માનવજાત આવી અંધાધૂંધીમાંથી મુક્ત ન થાય ત્યાં સુધી ચાલ્યા જ કરવાનો. ૧૯૧૮ના ઉનાળામાં સ્પષ્ટ થઈ ગયું કે બે પદ્ધતિ વચ્ચેનો જંગ શરૂ થઈ ગયો છે અને જૂની દુનિયા નવી દુનિયા સામે અવિરત અને ક્રૂર સંગ્રામ ખેલવા માગે છે. જર્મન અને અંગ્રેજ સૈનિકો પશ્ચિમના દેશમાં એક બીજાના

ગળાં કાપતા હતા પરંતુ સોવિયેટ સરકારને દાબી દેવા સારુ હાથ મિલાવી આગળ વધતા હતા. આ સામે ઝઝૂમવાનું કાર્ય હજી અવ્યવસ્થિત રહેલા લાલ લશ્કરને માથે આવી પડ્યું. વિરોધી લશ્કરને હરાવવાનું ધ્યેય બધાનું બની રહ્યું. લેનિને ક્રાંતિને બચાવવા માટે લશ્કરને આગ્રહ કરતી એક અપીલ લખી: "સોવિયેટ સરકાર શત્રુઓથી ઘેરાઈ ગઈ છે એટલે આપણે લશ્કરી છાવણીમાં ફેરવાઈ જવું જોઈએ." આખા દેશના દરેક કમ્યુનિસ્ટની એક જ ફરજ હતી. અને તે શત્રુને શિકસ્ત આપવાની. લાલ લશ્કરની લડવાની રીતો પણ જુદી હતી. વિરોધી લશ્કરમાં નાશી જનારને ઠાર કરવામાં આવતો, કોઈપણ કમ્યુનિસ્ટ પકડાય તો તેને ફાંસીએ લટકાવવામાં આવતો. કમ્યુનિસ્ટ લશ્કર પકડાયેલાને પોતાની તરફ વાળી લેતું. સામાન્ય લોકોને પણ લાગતું કે આ આપણું યુદ્ધ છે માટે તેમાં પૂરતી સહાય કરવી જોઈએ.

આખરે લાલ લશ્કરનો વિજય થયો જ. સોવિયેટ સરકાર વિજયી નીવડી. આ વિજય એ ઈતિહાસની અજાયબી છે. ભૂખ્યા શ્રમિત કામદારોના ત્યાગ કે હિંમતને લઈને જ આ વિજય નહોતો સાંપડ્યો. વિરોધી લશ્કરમાં જોડાયલા સિપાહીઓની આનાકાની તેમના અમલદારોની ભીરુતા કાયરતા અને તુમાખી, મિત્ર રાજ્યોના લશ્કરના અસંતોષને કારણે મળ્યો હતો. લાલ લશ્કરમાં ઉત્સાહનું વાતાવરણ ફેલાવનાર, સદાય આગળ રહીને લડનાર હજારો કમ્યુનિસ્ટોના અપૂર્વ સ્વાર્પણતા લઈને એ મળ્યો હતો ને તેમને લેનિન અને ટ્રોટ્સ્કી જેવા અદ્ભૂત વ્યવસ્થા શક્તિ ધરાવનાર સરદારો સાંપડ્યા હતા તે કારણે એ વિજય મળ્યો હતો.

## [૨૦] સાચો 'સ્વપ્નદ્રષ્ટા'

**શાંતિ** છેક ૧૯૨૦માં સ્થપાઈ ત્યારપછી પણ એક વર્ષ સુધી દેશના ઘણા ભાગમાં સશસ્ત્ર લૂંટારુઓની ટોળીઓ ફરતી હતી. છેક ૧૯૨૨ સુધી જાપાનીસ સૈનિકોએ લાડીવોસ્ટોક અને મેરીટાઈમ પ્રાંતનો કબ્જો રાખ્યો હતો. ૧૯૧૮ની સમાજવાદ તરફના ક્રમિક વિકાસની નીતિ અશક્ય નીવડી હતી, ને તેનું સ્થાન લશ્કરી સામ્યવાદે લીધું હતું, તેનાં પરિણામ પણ ગંભીર આવ્યાં હતાં. ૧૯૧૭ની ક્રાંતિ પછી કારખાનાંઓ ઉપર રાજ્યનો કાબૂ બેસી ગયો. તેના માલિકો રાજ્ય વિરુદ્ધની પ્રવૃત્તિઓમાં ભાગ લેતા હતા. લેનિન તાત્કાલિક પગલાં ભરવાની તરફેણમાં નહોતો. કારખાનાંઓને કબ્જે કરી લેવાની હિમાયત કરતા પ્રતિનિધિ મંડળોને તે એક જ સવાલ પૂછતો: "જગ્યાને કેમ સાચવવી એની તમને ખબર છે ખરી?" પરંતુ જ્યાં માલિકો રાજ્ય વિરુદ્ધની ચળવળમાં સ્થાન આપતા ત્યાં એ તુરત પગલાં ભરતો. ૧૯૧૭ના ડીસેમ્બર માસમાં યુરલના એક પ્રતિનિધિએ આવી કહ્યું કે ત્યાંની ખાણના માલિકો મજૂરોના પગાર ચૂકવવાની ના પાડે છે.

પ્રતિનિધિ સાથે પંદર મિનિટની વાત પછી લેનિને તુરત હુકમ લખી આપ્યો કે "યુરલમાં બારીક સંજોગો ઊભા થયા છે. તમારે તુરત યુરલના કારખાનાઓના વહીવટદારોને આવા બારીક સંજોગો ઊભા કરવા માટે પકડવા અને બધા કારખાનાંઓ જપ્ત કરવા." પરંતુ જેમ જેમ આંતરિક વિરોધની ચળવળ ઉગ્ર બનતી ગઈ તેમ તેમ માલિકોનો આખો વર્ગ સામા પક્ષે જઈને બેઠો, એટલે તેમના હાથમાં કારખાનાંઓ રાખવાનું જોખમ ભર્યું હતું. ૧૯૧૮ના જુન માસમાં ૪૦૦ કારખાનાંઓને રાજ્યની માલિકીના બનાવવા માટેનો હુકમ નીકળ્યો. ઘણાંખરાં કારખાનાંઓ અને ખાણો ચાલુ રહી પરંતુ યુદ્ધ લંબાતાં ખેતી વિષયક સ્થિતિ બહુ ખરાબ બનતાં એક પછી એક કારખાનાઓ બંધ થવા લાગ્યાં. ગામડાઓમાં સ્વતંત્ર વેપાર કરવા ઉપર પ્રતિબંધ ફરમાવવામાં આવ્યો અને વધારાનો બધો પાક રાજ્યના ઉપયોગ માટે જપ્તીમાં લેવામાં આવતો. આવા સંજોગોમાં ખેતી સાવ પડી ભાંગવાની અણી ઉપર આવે તેમાં નવાઈ નહોતી. અને આવાં સરકારી પગલાંને કારણે ખેડૂતો પણ પોતાને જેટલું જોઈએ તેટલું જ વાવતા. પૈસાદાર ખેડૂતો ખુલ્લી રીતે વિરોધ પક્ષમાં મળી ગયા હતા. ખેડૂતોનો વચલો વર્ગ પણ આનાકાની કરતો હતો. આ બધા કારણોથી ખેડૂતોના બનેલા લાલ લશ્કરમાં અસંતોષ ઊભો થયો હતો.

નાણાંનું કાંઈ મૂલ્ય રહ્યું નહોતું અને શહેરોમાં રોજી, સાધનો કે ખોરાકીમાં અપાતી આવી પદ્ધતિમાં પરિવર્તન કર્યા વગર છૂટકો નહોતો. રશિયા એ ખેડૂતોનો દેશ હતો ને ખેડૂતોને નવા સામાજિક સંબંધોમાં આવી સખ્ત પદ્ધતિથી તુરત નહિ ઢસડી શકાય એ લેનિને જોયું. ખેડૂતોમાં વધતો જતો અસંતોષ, ભૂખમરો

અને ઉદ્યોગોમાં બંધ થઈ ગયેલા કારખાનાંઓ એ બધાંનું જલ્દી નિવારણ નહિ લાવવામાં આવે તો સમાજવાદને રશિયામાંથી ઉખેડી નાંખવામાં આવશે એ પણ તેણે જોયું.

લેનિને આ બધાં કારણો પાછળ રહેલો ભય પિછાણ્યો. તે સમાજના જુદા જુદા ઉત્પાદક અંગો વચ્ચેના ચોક્કસ સામાજિક સંબંધોનો અભ્યાસ કરવા માંગતો હતો, ખેડૂતોને તે વિશે શું કહેવું છે તે જાણવા માગતો હતો. ખેડૂતોના અભિપ્રાય તેણે એકત્ર કરવા માંડ્યા, તેમની ફરિયાદો તપાસી, ગામડાઓમાં જઈ લોકો સાથે વાતચીતો કરવાની શરૂ કરી, આંકડાઓ ભેગા કરવા માંડ્યા. ને પછી પોતાના ભાષણોમાં એ પ્રશ્નોના ઉલ્લેખ કરવા માંડ્યા. સોવિયેટની ચાલુ નીતિમાં અમુક ફેરફારો થવા જ જોઈએ એવું તેણે ધીમેધીમે જાહેર કરવા માંડ્યું.

"આપણે રશિયાની ભાવિ ઔદ્યોગિક પ્રગતિ વિશે વિગતવાર યોજના કરી ખેડૂતને તેના અનાજના બદલામાં માલ આપવાની ગોઠવણ કરવામાં નિષ્ફળ નીવડીશું તો તે કહેશે: 'તમે તો ખરા માણસ છો ? તમે અમારા દેશનું રક્ષણ કર્યું અને તેથી અમે તમે જે કહેતા હતા તે કર્યું. પરંતુ હવે તો જો દેશના ઉદ્યોગોને સમાલી શકવાની સ્થિતિમાં ન હો તો રસ્તો પકડો.' ખેડૂત આમ જ કહેશે એ વિશે તમે ખાત્રી રાખજો."

લેનિન આગળ સિદ્ધાન્તની વાતો મૂકવામાં આવી. પરંતુ સિદ્ધાંતો તો વ્યવહારમાંથી ઘડાય છે. કાર્લ માર્કસના સિદ્ધાંતો કેવી રીતે ઘડાયા હતા ? જ્યાં સુધી સમાજમાંથી વર્ગભેદ નાબૂદ થયો નથી, તેની વૃત્તિઓ ઉદાત્ત બની નથી ત્યાં સુધી તેના વર્ગોમાં સ્વાર્થ રહેવાનો જ. "વર્ગોને છેતરી નહિ શકાય." લેનિન લખે છે: "આપણા મુખ્ય સિદ્ધાંતો અને આપણો અનુભવ આપણને

શીખવાડે છે કે આપણે દરેક પ્રશ્ન ખુલ્લી રીતે અને જરાય પૂર્વ-ગ્રહ વિના છણવો જોઈએ. આપણે ખુલ્લી રીતે કબૂલ કરવું જોઈએ કે ખેડૂતવર્ગ આપણામાં ઊભા થયેલા નવા સામાજિક સંબંધોથી અસંતુષ્ટ છે. તેમને એ સ્વરૂપ—મજૂરવર્ગની સરમુખત્યારી—સાથે લેવાદેવા નથી અને તેનો સ્વીકાર કરવાની ના પાડે છે. ‘ આ જોવું જોઈએ ને સુધારવું જોઈએ ’ એવું ખુલ્લી રીતે કહેવામાં જ આપણે રાજકારણમાં વ્યવહારુ બનીએ છીએ. ”

પાંચ વર્ષના ગાળામાં તે ઘણું જોઈ શક્યો હતો, એટલે પુસ્તકિયા સિદ્ધાંતોમાં તેને અમુક ફેરફાર કરવો આવશ્યક લાગ્યો. સમાજવાદી સમાજરચના એક દિવસ તો સ્થપાવાની જ છે પરંતુ તે માટે ઉતાવળ કરવાની જરૂર નથી હોતી. તેના વિકાસનાં પગથિયાં ક્રમશઃ ચઢવાં જ જોઈશે. લેનિને આ પગથિયું ‘ નવી આર્થિક નીતિ ’માં જોયું. ક્રોન્સ્ટાડટના વહાણ ઉપરના ખેડૂત ખલાસીઓએ બળવો કર્યો અને લેનિનને પોતાની નવી નીતિ જલદીથી અમલમાં મૂકવાનું જરૂરી લાગ્યું. આ ખલાસીઓની માંગણી એવી હતી કે અમારે કમ્યુનિસ્ટો વગરની સોવિયેટો જોઈએ છીએ. ખેડૂતોના છોકરાઓ ‘ વેપારની છૂટ ’નાં સૂત્રો લલકારવા લાગ્યા.

લેનિને આ છેલ્લું સૂત્ર ‘ વેપારની છૂટ ’ એ ઉપાડી લીધું. અત્યાર સુધી કમ્યુનિસ્ટો એમ માનતા હતા કે ખેડૂત જમીનનો હકદાર ખરો પરંતુ જમીન રહે રાજ્યના કબ્જામાં, કારણ કે જમીનની ઊપજની વહેંચણી રાજ્યને હસ્તગત હતી. આમ રાજ્યનો ઈજારો જાહેર કરવામાં આવ્યો હતો અને વધારેમાં વધારે ભાવ રાખવામાં આવ્યા હતા.

ખેડૂતને જ પોતે માત્ર ભાડુત હતો તે વિશે જરાય ખબર ખબર નહોતી. તેના ઉપરના આ નવીન આક્રમણોનો તેણે વિરોધ

કર્યો. લેનિને જાહેર કર્યું: "ખેડૂતને ખાત્રી હોવી જોઈએ કે તેની પાસે અમુક કરતાં વધારે પ્રમાણમાં દાણો આપવાનો નથી અને પોતાના જ કામ માટે વધારાના માલનો વેપાર કરી શકે તેમ છે. ખેડૂતને થોડાક વેપારની છૂટ મળવી જોઈએ. તે આપણે માટે મહત્ત્વનું છે. આપણે ફરજિયાત દાણો લેવાની પ્રથાની જગ્યાએ કરની પદ્ધતિ દાખલ કરવી જોઈએ, અને નાના ઉત્પાદકને તેનું ઉત્પાદન વધારવા માટે સંપૂર્ણ પ્રેરણા અને સગવડો પૂરી પાડવી જોઈએ . . . વેચવાની અને ખરીદવાની સ્વતંત્રતા એટલે વેપારની સ્વતંત્રતા, પરંતુ વેપારની સ્વતંત્રતા એટલે મૂડીવાદ તરફ પાછાં પગલાં માંડવાં. વેચવાની, ખરીદવાની સ્વતંત્રતા અને વેપાર કરવાની છૂટ એટલે નાના ખેડૂતો વચ્ચે વિનિમય કરવાની છૂટ . . .'

તેની નવી આર્થિક નીતિના ટેકામાં તેણે આ વસ્તુ સ્પષ્ટતાપૂર્વક રજુ કરી. તેણે કાયદા કરાવી જમીનનો માલિકી હક્ક અબાધિત રાખ્યો અને સમૂહગત ખેતી કરવા માટેના પ્રયાસો ઉપર અંકુશ મૂકતો કાયદો કર્યો. વેપાર અને ઉદ્યોગ સખાવતી સંસ્થાઓ નહોતી કે તેમાંથી જેને જરૂર હોય તેને મળી શકે. પરંતુ તે હવે હિસાબી ધોરણે ચાલવાના હતા; નવી મૂડી ઊભી કરવામાં આવી અને માલ વેચવા માટેના બજારો પણ ઊભાં થયાં. પરંતુ માલ વગર બજારમાં વેચે શું? લોકો તો ભૂખે મરતા હતા. જે કારખાનાંઓ ઉપર રાજ્યની માલિકી હતી તેનું ઉત્પાદન ઘટયે જતું હતું. કારખાનાંઓ ચલાવવા માટે નિષ્ણાતો મળતા નહોતા. પરદેશથી સાધનો મળતાં નહોતાં. લેનિને આ કારખાનાંઓ ભાડે આપવા પણ તૈયારીઓ બતાવી પરંતુ આ બધું થાય તો ખાનગી નફાની અને ખાનગી મૂડીની પદ્ધતિ પાછી ઘૂસી જાય તો? એવા

ભયમાંથી છૂટા રહેવા માટે તેણે મોટા ઉદ્યોગો તથા પરદેશો સાથેનો વેપાર રાજ્યને હસ્તક રાખ્યો.

રશિયાની ૧૯૧૭ની ક્રાંતિનું પ્રથમ કાર્ય—મૂડીવાદી-પ્રજાસત્તાક રાજ્યનું મુખ્ય કાર્ય—આખા દેશને ઉદ્યોગમય બનાવી દઈ મજૂર વર્ગની સરમુખત્યારી સ્થાપી વર્ગવિહીન સમાજ રચનાને પંથે જવાનું હતું. ૧૯૨૧માં ક્રાંતિની ઉજવણીના પ્રસંગે લેનિને લખ્યું: " રશિયામાં ક્રાંતિનું પ્રથમ અને તાત્કાલિક કાર્ય મૂડીવાદી પ્રજાસત્તાકના કાર્યો કરવાનું એટલે કે રજવાડાશાહીના છેલ્લા અંશોનો નાશ કરવાનું... અને આપણે તેમ કરવામાં અભિમાન લઈએ છીએ... આપણે સવા સદી ઉપર થયેલી ફ્રેંચ રાજ્યક્રાંતિ કરતાં વધુ ઝડપથી, વધુ દઢતાથી કરી શકવાના છીએ. ઉત્સાહના તરંગો ઉપર સવાર થઈને આપણે એકદમ બધું મેળવી લેવાની ગણત્રી કરી અથવા સાચું કહીએ તો યોગ્ય ગણત્રી વગર રાજ્યે, ઉત્પાદન અને વહેંચણીની સામ્યવાદી રીતો અમલમાં મૂકવા તૈયારી કરી. આપણી ભૂલો જોતાં અનુભવે આપણને શીખવાડ્યું છે. પહેલાં આપણે એવો એક સંગીન પૂલ બાંધીએ જે આપણને સમાજવાદ તરફ લઈ જાય. "

બૂર્ઝવા ઉદારમતવાદીઓ અને મજૂર પક્ષના ઉદ્દામવાદીઓ એમ જ માનતા કે ભૂતકાળ નકામો હતો, વર્તમાન કડવો હતો અને ભાવિ જ સુંદર હતું. આશાવાદીઓ પોતાની યોજનાઓ અને વિચારો દૂરના ભાવિ માટે રાખી મૂકતા નથી પરંતુ વર્તમાનમાં મૂકવા અને વર્તમાનને વધુ આશાસ્પદ તથા આનંદી બનાવવા પ્રયત્ન કરે છે. લેનિન આવો વિચારક હતો એટલે તે સિદ્ધાંતોનું સાચું સ્વરૂપ પામી શક્યો અને વ્યવહાર તથા વાસ્તવિકતા સાથે તેનો મેળ સાધી શક્યો.

વાસ્તવિકતાથી છૂટા ન પડી જવાય તે માટે તેની અંદર સંપૂર્ણતઃ ઊંડા ઊતરી તેમાં ભાગ લીધો, અને તે સાથે ફરજિયાત દબાણની પણ જરૂર જોઈ લીધી. યોગ્ય અને જરૂરી અંકુશો છતાં પ્રજાને કેળવણી અપાવી જોઈએ ને તે માટે તેણે હુકમો પણ કાઢચા. જ્યાં સુધી આદર્શ સમાજરચના સ્થપાય નહિ ત્યાં સુધી વ્યક્તિગત સંપૂર્ણ સ્વતંત્રતા અશક્ય છે. આ જાતની સંપૂર્ણ સ્વતંત્રતા એ માત્ર ભ્રમ છે. વર્ગવિભક્ત સમાજમાં તે માટે પ્રચાર કરવો એ એ મિથ્યા બકવાદ છે. એટલે અંકુશો તો રાજ્ય દ્વારા રહેવાના જ પરંતુ એ કામ ધીમે ધીમે પૂરું થાય તે માટે કેળવણી વ્યાપક બનાવવી જોઈએ.

એ સાથે રાજ્યનો ઔદ્યોગિક વિકાસ કરવા માટેની વિશાળ યોજના પણ હાથ ધરી. તેના શરૂઆતના પગલા તરીકે તેણે વીજળિક શક્તિ પૂરી પાડવાનું કામ હાથ ધર્યું. આખા રશિયાને વીજળીથી ઝળકાવી દેવાની યોજના તૈયાર થઈ. "દશ કે વીસ વર્ષમાં આપણી પાસે ૪૦૦ વર્સ્ટની (૧ વર્સ્ટ : દોઢ માઇલ) ત્રિજ્યામાં સમાઇ શકે તેવા ૨૯–૩૦ સ્ટેશનો હોવાં જોઈએ." ક્રાસીન જે ઇલેક્ટ્રીકલ એન્જીનિયર હતો તેણે પોતાનો અભિપ્રાય જાહેર કર્યો કે રેલ્વેઓને વીજળીથી ચાલતી કરવાનું કામ અશક્ય છે.

"એવું છે?" લેનિન બીજા એન્જીનિયરને પૂછે છેઃ "અને એમ જો હોય તો પાંચ કે દશ વર્ષમાં તે શક્ય બનશે ખરું?" "અને એ બધું શક્ય બન્યું છે. એચ. જી. વેલ્સે લેનિનને ક્રેમલીનનો "સ્વપ્ન દષ્ટા" તરીકે વર્ણવ્યો છે, છતાંય તેનું સ્વપ્ન દશ વર્ષમાં સંપૂર્ણ સાચું ઠર્યું!"

૧૯૦૨ની અંદર લેનિને મીસારેવ નામના લેખકનું અવતરણ

ટાંક્યું હતું: "માણસ પાસેથી આ રીતનાં સ્વપ્ન સેવવાની ટેવ ખૂંચવી લેવામાં આવે તો તે કદીએ આગળ દોડી ન શકે અને જે કાર્યની તે શરૂઆત કરતો હોય છે તેનાં પરિણામોના સંપૂર્ણ ચિત્રો વચ્ચે સંબંધ ન જોઈ શકે તો કલા, વિજ્ઞાન અને કોઈ પણ વ્યવહારુ કાર્યના ક્ષેત્રમાં વ્યાપક અને શ્રમવાળું કામ કરવા માટે તેની પાસે બીજી કઈ જાતની પ્રેરણા હોઈ શકે તેનો હું ખ્યાલ કરી શકતો નથી." લેનિને આના ઉપર ટીકા કરતાં લખ્યું હતું: "આપણી ચળવળમાં આ જાતનું સ્વપ્નસેવન ઘણું ઓછું છે, અને આને માટે સૌથી જવાબદાર તો પોતાની જાતને વાસ્તવિકતાની ખૂબ નિકટ મનાવનારા જ હોય છે."

લેનિન એવો જ સ્વપ્ન દ્રષ્ટા હતો. એણે પોતાનાં બધાં સ્વપ્નાં સાચાં બનાવ્યાં.

## [૨૧] ૨૧ મી જાન્યુઆરી–૧૯૨૪

**પ**રંતુ વર્ષોના શ્રમની અસર તેના ઉપર જણાતી હતી. બાર પાનાંનો લેખ પહેલાં તો એક બેઠકે પૂરો કરતો. હવે તેને માટે ૭ દિવસ જોઈતા. આંખો વધુ ને વધુ થાકતી જણાતી હતી પરંતુ ઊંઘ આવતી નહોતી. અર્ધો કલાક બરોબર કામ કરી શકતો, પરંતુ તુરત જ તેના વિચારો ભટકવા ચાલ્યા જતા. કેન્દ્રિત કરેલી શક્તિ વિખેરાઈ જતી ચાલી, જીવનમાં પહેલી જ વાર તે સખ્ત માંદો પડે છે. અત્યાર સુધી તેનું જીવન તેનામાં રહેલી પ્રચંડ ઈચ્છાશક્તિને કારણે ટકી રહેલું હતું. તેને પોતાના આરોગ્યનું અભિમાન હતું. પોતાની જાતને હમેશાં આરોગ્યના નમૂના તરીકે ઓળખાવતો; પરંતુ ૧૯૧૮ના ઑગસ્ટ માસમાં જ્યારથી ગળામાં ગોળી વાગી ત્યારથી તેની તબિયત લથડી છે. ૧૯૨૧ના શિયાળાની શરૂઆતમાં કામનો અતિશય ભાર સહન કરવા તેના શરીરે ના પાડી, તેને આરામ લેવાની ફરજ પડે છે. પરંતુ ૧૯૨૨માં તેને ઑપરેશન કરવામાં આવ્યું. અને ગોર્કી સાથે રશિયન વસંતના રમણીય દિવસો ગાળવા તેને ગામ જાય છે.

આમ છતાં ઘા રૂઝાતો નથી. એક પછી એક ઘા તેના ઉપર થતા જ જાય છે. આ માંદા માણસને ઊઠવું છે પણ ઉઠાતું નથી, હાથ હલાવવા છે પણ હલાવી શકાતા નથી, બોલવું છે પણ બોલાતું નથી. જીવનની કરુણતા શરૂ થઈ હતી. પ્રચંડ ઇચ્છા શક્તિનું, એક સૈકાની જાગૃતિ અને અવિરત ક્રિયાના પ્રતીકરૂપ સર્જનશીલ મગજનું દમન શરૂ થયું હતું. જીવવા મથી રહેલા વિચારોના ધબકારા અને તેને અટકાવવા મથતી ક્ષીણ શારીરિક શક્તિ વચ્ચેનો છેલ્લો વિગ્રહ હતો. દાક્તરો કામ કરવાની અને વિચાર સરખો ય કરવાની ના પાડે છે. શરીરના અણુપરમાણુઓ ઝડપથી મર્યે જતા હતા, સૌથી વધુ સતેજ અને વિકસિત મન હજી મક્કમ હતું. પદાર્થવાદી લેનિનને મૃત્યુનો ડર નહોતો. જીવનની મર્યાદા તે સમજતો હતો.

ત્રણ માસ તે આવી સ્થિતિમાં ગાળે છે. દુઃખના કારમા ઘા ઓછા ભયંકર બને છે. અઠવાડિયાંઓ પછી ધીમે ધીમે તે હાથ હલાવી શકે છે, થોડીક મુશ્કેલીએ બોલી પણ શકે છે. ઘા વાગ્યા છતાં શબ્દ ન કાઢનાર વીરની પેઠે, તે આરામખુરશી કે ગાડીમાં બેસી રહે છે. કુદરતનાં આક્રમણ પ્રચંડ છે પરંતુ તેનાં એ પ્રચંડ આક્રમણે તો આ સહન કરનાર વ્યક્તિની ઇન્દ્રિયોને જડ બનાવી દીધી છે.

ગોર્કીના ગામ પાસેના જંગલોમાં વસંતરાણી સુંદર વેશ પરિધાન કરી આવે છે. પાંદડે પાંદડે નૂતનશ્રી ભરાય છે. મધમાખીઓમાં બણબણાટ શરૂ થાય છે. આકાશ ભૂરું અને સ્વચ્છ છે. ૧૯૨૨ની વસંત! લેનિનમાં જીવન પાછું ફરે છે—દીપકની જ્યોતને છેલ્લો ચમકારો આપવા.

આ માંદો માણસ સપ્ટેમ્બરમાં તો માનતો થાય છે કે હું

સારો થઈ ગયો. આંકડાઓના ઢગ ને માહિતીના ભંડાર કને તે યોજનાઓની ચર્ચા કરવા બેસે છે; દોસ્તોને દિશાસૂચન કરતો સૂત્ર સંચાલનનું કાર્ય હાથ ધરે છે.

બીજા ચાર માસ. એક, બે ત્રણ. . . . તેનામાં પહેલાં જેટલી ચપળતા રહી નથી, કામ કરવાની શક્તિનો લોપ થતો તે જુવે છે, પરંતુ કાર્યતત્પરતા ટકી રહી છેઃ "આવા લાગણીવેડા શાના ?" તે બોલે છે.

માર્ચ માસની એક સુંદર પ્રભાતે તેના ઉપર કુદરત છેલ્લો ઘા કરે છે. પથારીમાંથી તેને ઊઠવું છે, પણ ઊઠી શકાતું નથી. તેને તાવ આવ્યો હોય છે. પ્રવૃત્તિશીલ જીવનના દિવસો હવે પૂરા થઈ ગયા છે એ વિશે તેને ખાત્રી છે.

નિર્બળ અને વિવર્ણ એવા તેના શરીરને ગોર્કી કને લઈ જવામાં આવે છે. ૧૯૨૩નો આખો ઉનાળો ને ચોમાસું તે ગોર્કીના નિવાસસ્થાને ગાળે છે. ભૂતકાળના જીવનનાં ચિત્રો એક પછી એક સુરેખ સ્વરૂપે જાગૃત થાય છે. ધીમે ધીમે તેનો આકાર સ્પષ્ટ બને છે ને વિલાય છે. સાઇબીરિયા...લંડન...ક્રેમલિન. માંદો માંદો છતાં ય તે પોતાની ઓરડી ઓળખી શકે છે. તેમાં તે બેઠો બેઠો પોતાનો પહેલો લેખ લખી રહ્યો છે...અને પછી આવે છે ફિનલૅન્ડનું સ્ટેશન—માનવોના મહાસાગરના ઘૂઘવતા તરંગોના પ્રચંડ અવાજમાં તે ઊભો છે...સ્મોલ્નીનું નાનું લખવાનું મેજ કે રોટી માટે સંગ્રામ ચલાવવાની હાકલ...બધાય દિવસોના ઓળા જમીનને ઢાંકવા પથરાઈ જાય છે. સૂર્યનું છેલ્લું કિરણ પણ ઓર ચમકવાળું હોય છે. લેનિનના જીવનનો છેલ્લો ચમકારો મૃદુ છતાં પ્રભાવશાળી લાગે છે.

પ્રચંડ શક્તિ, કુદરત અને બાળકો ઉપર અથાક પ્રેમ, કટાક્ષ

કરવાની અપૂર્વ શક્તિ છતાં વિનય ને સાદાઈ; લાગણી છતાં દૃઢ ઇચ્છા શક્તિ અને પ્રબળ હિંમત; ખોટા આવેશ કે આવેગથી વંચિત અનુપમ બુદ્ધિથી કામને ચોક્કસ દિશાએ વાળવાની સ્વતંત્ર મૌલિક વિચારશક્તિ; લોકો તરફનો પ્રેમ અને લોકોનો પ્રેમ—માનવજાતને આ શક્તિથી તેણે નવો રસ્તો ચીંધ્યો હતો. તે હતો માનવજાતને દોરનાર તત્ત્વજ્ઞાની—માનવજાતનો નેતા. અને એટલું જ નહિ પણ તેને માટે લાગણી ધરાવનાર, મુઠ્ઠીભર માલેતુજારોનાં શોષણ, નવા દંભોનો કટ્ટો વૈરી...દીપકની જ્યોતે પહેલેથી છેલ્લે સુધી અપૂર્વ પ્રકાશ તેણે નહોતો આપ્યો શું?

ગોર્કીના ગામના શિયાળાનો બરફ વરસ્યો. પાંદડાંઓ પોતાનું નૂતન જીવન વિસ્મૃતિની ગુફામાં ધકેલી દેવા પડતાં હતાં. બરફના પાતળા થરથી ધરતીનો આનંદ પણ હિમવત્ થઈ ગયો હતો. હાથમાં બંદૂક લઈને શિકાર કરવા ઊપડી જવાનું લેનિનને ઘણુંય મન છે. પરંતુ તે લઈ શકાય તેમ નથી. ૫૪ વર્ષો તે વટાવે છે.

૧૯૨૪ના જાન્યુઆરીની ૨૧મી તારીખે કુદરત કાનમાં જોરથી પવનની ફૂંક મારે છે ને ફૂંકની શક્તિ ભરી મૃત્યુપવન ફફડાટ કરતો ફૂંકાય છે. શરીરના સ્નાયુઓ ધીમે ધીમે રસ્તો આપે છે. પવનનો વેગ અમાપ છે. તેની સામે કોઈ ટકી શકતું નથી; લેનિન ડૂસકું લે છે અને એક કલાક માટે તે આનંદની પરાકાષ્ટાએ પહોંચ્યો હોય તેમ કશું સાંભળતો નથી, કશું જોતો નથી. સર્વે અસરોથી છૂટો થઈ ગયો હોય તેમ અપૂર્વ આનંદની ઉજ્જ્વળ રેખા તેના વદન ઉપર ચમકી રહે છે.

તેના શરીરમાંથી છેલ્લો શ્વાસ પોતાને પંથે, પેલા વાયુની ફૂંકમાં પરવરી ગયો છે...

એ દિવસના સવારના સાડા છએ પ્રકાશનાં ઊગતાં અજવાળાં હતાં કે રાતના ચંદ્રનાં આથમતાં કિરણો હતાં તે કોણ કહી શકે!

# નોંધ

**૧. સાઇબીરિયા :** પા. ૬ રશિયાની ઉત્તરનો બરફથી છવાયેલો વિશાળ સપાટ પ્રદેશ. પહેલાં અહીં બહુ ઓછી વસ્તી હતી. ઝારશાહીના સમાજમાં હજારો ક્રાંતિકારીઓને ત્યાં હદપાર કરવામાં આવતા, એટલે સાઇબીરિયા શબ્દ કાળાપાણી, આંદામાન જેવો ગણાતો. હવે સોવિયેટ સરકારે સાઇબીરિયા અને તેથી પણ ઉત્તરના દૂરના બરફના પ્રદેશોમાં, વસવાટ માટે અને ઉપયોગમાં લેવા લાયક જમીન અને પ્રદેશોની શોધ કરવા માંડી છે. ત્યાં રેલ્વેની શરૂઆત પણ થઈ છે, ટર્કસીબ રેલ્વે પાંચ વર્ષથી ત્યાં ચાલુ છે.

**૨-૩ પોપ્યુલિસ્ટ (પીપલ્સ) વિલ : પા. ૯-૧૩** સન ૧૮૭૮ માં ખેડૂતોમાં કામ કરવા, પીટર લાવરોવની આગેવાની હેઠળ 'જમીન અને આઝાદી મંડળ' ( લૅંડ એન્ડ ફ્રીડમ સોસાયટી ) સ્થપાયું. આ લોકો ત્રાસવાદમાં માનતા હતા અને તેનાથી ખેડૂતોમાં જાગૃતિ આવી ક્રાંતિ માટે પૂર્વભૂમિકા તૈયાર થશે. આગળ વધતાં તેમાં બે તડ પડી ગયાં. ઉદ્દામ લોકોએ, ખેડૂત-ક્રાંતિ વિષેના પોતાના

વિચારો આગળ વધારી ક્રાંતિનો ઉદ્દેશ, ખેડૂતોમાં ફરીને જમીનની વહેંચણી કરવાનો રાખ્યો. આ પક્ષનો નેતા જ્યોર્જ પ્લેખેનોવ હતો. તેણે મવાળ પક્ષ, જે ત્રાસવાદમાં જ શ્રદ્ધા રાખી બેસી રહ્યો હતો તેના ઉપર ટીકાઓ કરવા માંડી. આ મવાળ પક્ષ એમ માનતો કે રશિયાના પ્રશ્નોનો છેવટનો નિકાલ લોક-પ્રતિનિધિ સભા (કૉન્સ્ટિટયુઅન્ટ એસેમ્બલી) મારફતે થશે. પ્લેખેનોવનું મવાળ પક્ષ ("લોક સંકલ્પ"—પીપલ્સ વિલ) સામેનું પુસ્તક, "આપણા મતભેદો" આ પક્ષોના સિદ્ધાંતો વિષે સારો ખ્યાલ આપે છે. કેટલાક પૉપ્યુલિસ્ટો શહેરોના મજૂરોમાં ફરતા અને શાળાઓ ચલાવવાનું કામ કરતા. હિંદુસ્તાનમાં લોકમાન્ય ટિળકનો રાષ્ટ્રીયવાદ રશિયાના પૉપ્યુલિસ્ટોની વિચાર-સરણીને ખૂબ મળતો આવે છે.

૪. **પ્રથમ યુરોપીકરણ : પા. ૧૬** ધીમો વિકાસ, આર્થિક ગરીબાઈ, પૌરાણિક સામાજિક ઘડતર, અને પછાત સંસ્કૃતિ—એ ૧૭મી ૧૮મી સદીની રશિયાની સ્થિતિ હતી. રશિયાની ભૌગોલિક દશા આમાં જવાબદાર છે. વિશાળ અને સપાટ મેદાનો, પવનના ઝંઝાવાતો અને બરફનો પ્રદેશ આ પછાત દશામાં કારણભૂત છે. ૧૭મી સદી સુધીમાં તો રશિયામાં એશિયા તરફથી જંગલી ટોળીઓના હુમલાઓ ચાલુ જ રહેતા. રશિયા બે વિભાગોમાં વહેંચી શકાય. પૂર્વ અને પશ્ચિમ. પૂર્વમાં અવ્યવસ્થિત ખેતી અને જંગલી લોકોના હુમલા વારંવાર થતા હોવાથી વેપાર-વણજનો વિકાસ ન થયો. પશ્ચિમના લોકો યૂરોપના સમાગમમાં આવતાં વધારે બુદ્ધિશાળી અને સાહસિક બન્યા અને સાથે સાથે યુરોપીય સંસ્કૃતિ અને ઉત્પાદન પદ્ધતિએ રશિયામાં પગપેસારો કર્યો. ૧૭મી સદી સુધી તો રશિયા એટલો પછાત હતો કે ઝારને "આળસુઓનો રાજા" કહેવામાં આવતો.

૧૮મી સદીમાં પીટર રાજાએ પશ્ચિમની પદ્ધતિ અખત્યાર કરી અને મજબૂત લશ્કર ઊભું કર્યું. પશ્ચિમ સાથે સંબંધ વધ્યો, અને ધોરીમાર્ગો વધ્યા, પણ તે સરહદ ઉપરના રહેવાથી ઔદ્યોગિક વિકાસ અમુક શહેરોમાં જ થયો. પીટરે પોતાની સત્તા ટકાવવા નવા ઊભા થતા મૂડીદાર વર્ગ અને જમીનદાર વર્ગ વચ્ચે ઝગડાઓ કરાવ્યા. સન ૧૮૬૧માં સર્ફ ગુલામોનો જમીન ઉપરથી છૂટકારો કરાવવાના કાયદાથી રશિયામાં મૂડીદાર વર્ગનું જોર વધતું ગયું, અને ઊભાં થતાં કારખાનાંઓમાં કામ કરનાર મજૂરવર્ગ તૈયાર થયો. રશિયાના રાજાઓની આ નીતિ સામે ઉમરાવ વર્ગોના બળવાઓ પણ ફાટી નીકળ્યા.

ક્રાંતિ પહેલાં રશિયામાં ઉદ્યોગોનો વિકાસ થવામાં યૂરોપના બીજા રાષ્ટ્રોમાંથી આવેલી મૂડીએ ખૂબ મોટો ભાગ ભજવ્યો. ૨૧મી સદીની શરૂઆતમાં રશિયાનાં મોટાં શહેરો જેવાં કે પેટ્રોગ્રેડ અને મોસ્કોમાં ૨૫ થી ૩૦ લાખ સુધી વસ્તી ફેલાઈ હતી, ઉદ્યોગોમાં કામ કરનાર મજૂરોની સંખ્યા દોઢ કરોડ સુધીની હતી. છેલ્લાં ૧૮ વર્ષમાં ક્રાંતિ પછી રશિયાએ ખૂબ ઝડપી ઔદ્યોગિક પ્રગતિ કરી છે.

**૫. પ્રથમ આંતરરાષ્ટ્રીય : પા. ૨૧ (૧૮૬૪–૧૮૭૨)** યૂરોપમાં સાંચાઓનો ઉદ્યોગ જેમ વધવા માંડ્યો તેમ મોટાં શહેરો વધ્યાં અને મજૂરોની સંખ્યા પણ વધવા માંડી. આ સાથે આર્થિક, રાજકીય અને નાગરિકતાના હકો મેળવવા માટે તેમનાં મંડળો ઊભાં થયાં અને રાજકીય ચળવળમાં મજૂર વર્ગે સ્વતંત્ર રીતે ભાગ લેવા માંડ્યો. ટ્રેઈડ યૂનિયનો મારફતે મજૂરો પગારનું ધોરણ, કામના કલાકો વ. નક્કી કરતા, અને તે માટે માલિકો સાથે વાટાઘાટ કરતા. ધીમે ધીમે બધા ધંધાઓનાં અલગ યૂનિયનો ઊભાં થયાં

અને તે બધાંનો સહકાર વધતો ગયો. આ ચળવળ ઇંગ્લેંડમાં ચાર્ટિસ્ટ ચળવળમાં પરિણમી. તેમાં રાજકીય હકો, જેવા કે પુખ્ત ઉમરનાંને મતાધિકાર, મિલ્કત ઉપર રચાયેલો મતાધિકાર દૂર થાય વ. નો પણ સમાવેશ થયો હતો. આ જાતની મજૂર-પ્રવૃત્તિ જર્મની, ફ્રાંસ વગેરે દેશોમાં ચાલતી હતી. માર્ક્સની મદદથી લંડનના ક્રાંતિકારી જર્મન મજૂરોએ "પ્રામાણિકોનો સંઘ" નામની સંસ્થા સ્થાપી. તેની સભામાં માર્ક્સ અને એંગલ્સે હાજરી આપી અને તેની આગેવાની લીધા પછી તેનું નામ ફેરવી "કમ્યુનિસ્ટ લીગ" રાખ્યું. એ મંડળને માટે બંનેએ 'કમ્યુનિસ્ટ મેનિફેસ્ટો' (કમ્યુનિસ્ટ જાહેરનામું: ગૂજરાતીમાં: આ જ ગ્રંથમાળાનું ૩ જું પુસ્તક) નામની ચોપડી ૧૮૪૮માં લખી. ત્યારથી 'દુનિયાકે મઝદૂરો એક હો'નો અવાજ મજૂર ચળવળમાં વ્યવસ્થિત રીતે ફેલાયો.

૧૮૪૭માં યૂરોપ આખામાં મજૂરોના હુલ્લડો અને બળવાઓ ફાટી નીકળ્યા. તરત જ સત્તાધારી વર્ગે તેને ક્રૂરતાથી કચરી નાખ્યા. 'કમ્યુનિસ્ટ લીગ'ની સંસ્થાને બંધ કરી દેવી પડી, અને ત્યારપછીના વર્ષોની મજૂર ચળવળ ખૂબ ધીરી પડી ગઈ. ૧૮૬૪માં ફરીને જુદા જુદા દેશોમાં નાના પાયા ઉપર મજૂર પ્રવૃત્તિઓ શરૂ થઈ ને ૧૮૬૬માં 'આંતરરાષ્ટ્રીય કામદાર મંડળ', (ઈન્ટરનૅશનલ વર્કિંગમેન્સ એસોસિયેશન) લંડનમાં સ્થપાયું. એમાં જુદા જુદા મત ધરાવનાર આગેવાનો ભેગા થયા હતા. ઈટલિના રાષ્ટ્રવાદી ક્રાંતિકારી મૅઝિનીની કલ્પના આખા મંડળને છૂપું મંડળ બનાવવાની હતી. રશિયન પ્રતિનિધિ બાકુનિન અરાજકતાવાદી અને હિંસાવાદી હતો. હિંસક હુમલાઓથી આધુનિક રાજ્યસત્તા ખખડી જશે, અને છેવટે સત્તા, પેદા કરનાર વર્ગના

હાથમાં રહેશે એમ તે માનતો. ફ્રાંસના પ્રતિનિધિઓ પ્રુધોંના તરંગી સમાજવાદમાં માનતા. ઇંગ્લેંડના પ્રતિનિધિઓ શાંત મજૂર સુધારણાની પ્રવૃત્તિમાં માનતા હતા. માર્કસની નજર સમક્ષ વિશાળ શ્રમજીવી જનસમુદાય હતો, અને એમનું સંગઠન થાય અને એ લોકો જાતે જ ક્રાંતિ કરી રાજ્યસત્તા હાથ કરે અને વર્ગો વિનાનો સમાજ રચે એવી તેની માન્યતા હતી. બાકુનિનનો તે સખ્ત વિરોધી હતો અને ખૂનામરકીમાં ન માનતો. ૧૮૭૧માં ફ્રાંસના મજૂરવર્ગે ક્રાંતિ કરી બે માસ સુધી સત્તા હાથમાં રાખી. તેને ક્રૂરતાથી દબાવી દેવામાં આવી. ૧૮૭૨માં હેગમાં આંતરરાષ્ટ્રીયની સભા મળી, તેમાં વધુમતીથી બાકુનિનને કાઢી મૂકવામાં આવ્યો; સાથે સાથે સંસ્થા ખૂબ નબળી પડી ગઈ અને ૧૮૭૨માં તેનો અંત આવ્યો.

૬. **બીજી આંતરરાષ્ટ્રીય : પા. ૨૨ (૧૮૮૮–૧૯૧૪)** પહેલી આંતરરાષ્ટ્રીય ૧૮૭૨માં બંધ થયા પછી ૧૬ વર્ષ સુધી મજૂર પ્રવૃત્તિ અવ્યવસ્થિત રીતે ચાલુ હતી. ૧૮૮૮માં ફ્રેડ્રિક એંગલ્સે ફરીને તેને જાગૃત કરી, અને બીજી ઇન્ટરનેશનલ સ્થાપી. આ સમયે યૂરોપમાં મૂડીદાર વર્ગે મધ્યમ વર્ગના અવશેષોને ઠેકાણે પાડી, પોતાનું વ્યવસ્થિત તંત્ર ગોઠવ્યું હતું. સાથે સાથે મજૂરવર્ગને થોડીઘણી છૂટછાટો પણ મળતી ગઈ. પરિણામે અસંખ્ય નવાં મજૂર મહાજનો (ટ્રેઈડ યૂનિયનો) અને મજૂરોના રાજકીય પક્ષો અસ્તિત્વમાં આવ્યા, અને મૂડીદાર વર્ગે ઊભી કરેલી ધારાસભાઓમાં પણ તેમના પ્રતિનિધિઓ જવા માંડ્યા. થોડીઘણી રાહતો મળતી હોવાથી, આ સંસ્થામાં સડો પેઠો, અને વર્ગ–વિગ્રહના સિદ્ધાંતોને બદલે મજૂર ચળવળમાં વર્ગમેળના વિચારોએ પ્રવેશ કર્યો. ૧૯ મી સદીના છેલ્લા સૈકામાં મૂડીદાર

વર્ગે તેના સૌથી વિકસિત સ્વરૂપ—સામ્રાજ્યવાદમાં—પ્રવેશ કર્યો, અને તે સાથે સંસ્થાનોની સ્વાતંત્ર્યની લડત પણ માથું ઊંચકવા લાગી. ૧૯૦૫ ની રશિયન ક્રાંતિએ તેને વેગ આપ્યો. ૧૯૦૫ અને ૧૯૧૪ ના વિશ્વયુદ્ધના ગાળામાં આ સંસ્થાની અંદર પરસ્પર સિદ્ધાંતભેદો વધતા ગયા. વર્ગમેળ વાળા કોટ્સ્કી, પ્લેખેનોવ વ. વિશ્વયુદ્ધ વખતે "સ્વરાષ્ટ્રના રક્ષણની" ખૂમો પાડતા ઊભા થયા, અને મજૂરો અને ખેડૂતોને, નિરર્થક લોહી રેડવા હાકલ કરી. લેનિન અને તેના સાથીદારોએ આ વલણ સામે જોરથી પ્રહારો કર્યા. ત્યાર પછી બીજી આંતરરાષ્ટ્રીયમાં મવાળ પક્ષોનું જોર વધ્યું અને રશિયન ક્રાંતિના વિજય પછી, લેનિન, ટ્રોટ્સ્કી વ. એ 'ત્રીજી આંતરરાષ્ટ્રીય'ની (કમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલ) સ્થાપના કરી. ૧૯૧૮ થી ૧૯૩૫ સુધીની તેની દરમ્યાનગીરીમાં બીજી ઈન્ટરનેશનલે પોતાનું પ્રત્યાઘાતી, અને મૂડીદારી વર્ગની તરફદારી કરતું વલણ ખુલ્લું પાડ્યું છે. જર્મનીમાં હિટલરના પ્રહારથી તેમાં આજે ખૂબ તડાં પડી ગયાં છે, અને જુના જમાનાના અવશેષો માફક તેની યાદ રહી છે. તેના મુખ્ય નેતાઓમાં આજે કાર્લ કોટ્સ્કી, મજૂરદ્રોહી મેકડોનલ્ડ, હેન્ડરસન, ઓસ્ટ્રિયાનો સમાજવાદી ઓટો બોઅર વ. છે. લેનિન કહેતો: "આવા લોકો સ્વદેશના મજૂરોને બૂર્ઝવા વર્ગ સાથે સંપ કરવાની સલાહ આપી તેમનો લડાઈમાં દારૂગોળા તરીકે ઉપયોગ કરતા, અને સાથે સાથે તેમને આંતરરાષ્ટ્રીય મજૂર સંગઠનમાંથી તોડી નાખી, એક બીજા સામે લડાઈમાં આગળ ધરતા."

૭. એક પુસ્તક: "ડેવલપમેન્ટ ઓફ કેપિટાલિઝમ ઈન રશિયા"

૮. સોશિયલ ડેમોક્રેટિક પક્ષ: પા. ૩૮ ૧૯૧૭ ની રશિયન ક્રાંતિ પછી યુરોપના ઘણા દેશોમાં એ નામથી મજૂર

પક્ષો સ્થપાયા હતા. એ પક્ષો બહુ મવાળ છે અને તેમના પ્રયત્નોથી કદી સમાજવાદની સ્થાપના ન થઈ શકે. એ લોકો મજૂર સરમુખત્યારીમાં માનતા નથી, અને તે વગર સમાજવાદ ન આવી શકે. ડેમોક્રસી ( પ્રજાતંત્ર ) જેવું આજની સમાજરચનામાં કશું જ નથી, એથી, પ્રજાતંત્રની પદ્ધતિએ એટલે માત્ર ધારાસભાઓમાં બહુમતી મેળવી સમાજવાદ સ્થાપવાની રીત, સમાજવાદને મુલતવી રાખી, મજૂર-કિસાન ક્રાંતિનો અંત આણનારી વાત છે. આજે યૂરોપના બધા દેશોમાં આ પક્ષોએ સામ્રાજ્યવાદી—મૂડીવાદની નીતિને ટેકો આપ્યો. મજૂરવિગ્રહમાં તેઓ વર્ગમેળના હિમાયતી છે.

૯. **સીડની વેબ : પા. ૪૫** ઇંગ્લૅંડના જૂના મજૂર કાર્યકર્તાઓમાંનો એક વિખ્યાત પુરુષ. વીસમી સદીની શરૂઆતમાં તેણે ઇંગ્લૅંડના મજૂરવર્ગની પરિસ્થિતિનું અવલોકન કરી સુંદર પુસ્તકો લખ્યાં. ઇંગ્લૅંડની ‘ ફેબિયન સોસાયટી ’ના સંસ્થાપકોમાંનો એક—જેમાં બર્નાર્ડ શૉ પણ સામેલ છે. આ લોકો ‘ ધીરે ધીરે સુધારાનો સાર ’માં માને છે. ધારાસભામાં જવાથી સમાજવાદી વલણ તરફ સરકાર કેળવાશે તેમ તે માને છે. તેના મુખ્ય પુસ્તકો : ‘ ડીક ઑફ કેપિટાલિસ્ટ સિવિલિઝેશન ’, ‘ હિસ્ટરી ઑફ ટ્રેઈડ યુનિયનિઝમ ’ વ. છે. આજે તેને લૉર્ડની પદવી મળી છે, અને લૉર્ડ પાસફીલ્ડ કહેવાય છે.

**૧૦. માર્ક્સ : પા. ૪૫** ( ૧૮૧૮–૧૮૮૧ ) ૧૯મી સદીનો સૌથી તેજસ્વી અર્થશાસ્ત્રી અને ફિલસૂફ. માણસ જાતિનો ઇતિહાસ વર્ગવિગ્રહનો ઇતિહાસ છે એમ તેણે સમજાવ્યું. આજનો મૂડીદાર વર્ગ પોતે જ ઊભા કરેલા વિરોધોની દશામાં લપટાયો છે, અને તેણે આણેલી વિષમ સામાજિક પરિસ્થિતિમાંથી માણસજાતને ઉગારનાર મજૂરવર્ગ છે, અને તે જ છેવટે માણસ કે વર્ગોનું

પરસ્પર શોષણ બંધ કરશે. આંતરરાષ્ટ્રીય મજૂર ચળવળનો આદ્ય સંસ્થાપક. તેના સિદ્ધાંતો ૫૦ વર્ષ પછી રશિયામાં સાચા ઠર્યા, અને વૈજ્ઞાનિક સમાજવાદ—માર્કસવાદ—ના ધોરણે રશિયા આખી દુનિયામાં મોખરે આવી ઊભું છે. તેણે પ્રસ્થાપિત કરેલાં મંતવ્યો હજી સાચાં ઠરે છે, અને શોષિતવર્ગની લડતને સાચી સલાહરૂપ બન્યાં છે. 'દુનિયાકે મજદૂરો એક હો.' 'તમારે જંજીરો સિવાય કશું ગુમાવવાનું નથી, અને જીતવાની છે આખી દુનિયા.' તેણે લખેલા પ્રખ્યાત 'કમ્યુનિસ્ટ જાહેરનામા'નું આ આહ્વાહન આજે જગતના બધા શ્રમજીવીઓને તેમના મંડળ 'કમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલ' મારફતે લડાયક ક્રાંતિ અને આઝાદીના માર્ગે દોરી રહ્યું છે. તેનું મુખ્ય પુસ્તક 'કૅપિટલ' ગણાય છે.

**૧૧. હેગલ : પા. ૪૫** (૧૭૭૦–૧૮૩૧) જર્મનીનો સૌથી મોટો ફિલસૂફ. તેના વિચારો ગ્રીક સાહિત્યના અભ્યાસનું પરિણામ હતું. એક સાર્વજનિક શાળાના હેડમાસ્તર તરીકે તેણે આઠ વર્ષ ગાળ્યાં. આ સમય દરમ્યાન તેણે ફિલસૂફીનો ઊંડો અભ્યાસ કર્યો, અને તર્કશાસ્ત્ર ઉપર ત્રણ ગ્રંથો લખ્યા. ત્યાંથી છૂટા થઈ હિડલબર્ગ વિદ્યાપીઠમાં અધ્યાપક તરીકે જીવ્યો ત્યાંસુધી કામ કર્યું. 'ઇતિહાસની ફિલસૂફી', 'ફિલસૂફીનો ઇતિહાસ' વ. તેના મુખ્ય ગ્રંથો છે. જુઓ નોંધ ૨૪.

**૧૨. કાન્ટ : પા. ૪૭** (૧૭૨૪–૧૮૦૪) મહાન જર્મન ફિલસૂફ. ખગોળશાસ્ત્રનો પણ મોટો અભ્યાસી. જ્ઞાન માટેની વસ્તુ બાહ્ય જગત પૂરી પાડે છે, ને જ્ઞાનનું સ્વરૂપ મનની અંદર ઘડાય છે. બુદ્ધિમાં શુદ્ધ બુદ્ધિ અને વ્યવહારુ બુદ્ધિ એવા બે ભેદ તેણે પાડ્યા. તેનું મુખ્ય પુસ્તક 'ક્રિટિક ઑફ પ્યોર રીઝન'.

**૧૩. બૂર્ઝવા ડેમોક્રેટિક : પા. ૪૯** મધ્યયુગની સમાજ-

રચના અને આર્થિક સંબંધોને તોડનારી નવી સમાજવ્યવસ્થા આજના મૂડીદાર વર્ગે ઊભી કરી. સાંચાઓનો ઉપયોગ જ્યારથી સમાજની જરૂરિયાતો પૂરી પાડવા થવા લાગ્યો ત્યારથી સાંચાઓના માલિક બૂર્ઝવા વર્ગના હાથમાં પણ સત્તા આવવા માંડી. આમ થવાથી જૂના વખતના વર્ગભેદો જે બધા ગૂંચવાયેલા અને અવ્યક્ત રહ્યા હતા તે સાદા બન્યા અને સરળ રીતે સમજાવા લાગ્યા, અને બૂર્ઝવા અને પ્રોલિટારિયટ, માલિક અને મજૂર એમ બન્ને જુદી જુદી છાવણીઓમાં માનવ સમાજ વહેંચાતો ગયો. આ વર્ગે આજે બધી રાજ્યસત્તા અને તેથી સમાજની દરેક સંસ્થા ઉપર સીધો કે આડકતરો કાબૂ મેળવ્યો છે. નવાબો કે શહેનશાહોના જમાનાના ખુલ્લા ક્રૂર જુલમો અને શોષણની રીતોને બદલે તેણે જુદા પ્રકારની અને સૂક્ષ્મ શોષણક્રિયા ચાલુ રાખી છે. જૂના સમાજના અર્ધ જંગલી, વેવલા, ઘેલા અને 'કુદરતી રીતે જ ઊંચા' ગણાતા લોકોના રજવાડી બંધનોને બદલે તેણે 'ખુલ્લા સ્વાર્થ અને લાગણી વિનાના રોકડ નાણાના સંબંધો ઊભા કર્યા છે. દાક્તર, વકીલ, પૂજારી, કવિ, વૈજ્ઞાનિક બૂર્ઝવાના મજૂરિયા બની ગયા છે.' આ સાથે મૂડીદાર વર્ગે પહેલાના કરતાં વધુ વ્યક્તિગત સ્વતંત્રતા માટેનો રસ્તો મોકળો કર્યો છે. યૂરોપના દેશોમાં જ્યાં મૂડીદાર વર્ગનું જોર ખૂબ વિકાસ પામ્યું છે, ત્યાં આવી જાતની સોનેરી સાંકળે જકડાયેલી સ્વતંત્રતા જોવામાં આવે છે. ધારાસભાઓ, બહોળો મતાધિકાર, સ્ત્રીઓને હરવાફરવાની, મત આપવાની છૂટ, મજૂરોને મતાધિકાર, વ. મારફતે, બૂર્ઝવા—પ્રજાસત્તાક રાજ્યોમાં મૂડીદાર વર્ગનું શાસન ચાલે છે. જ્યાં બૂર્ઝવા વર્ગ સૌથી મજબૂત છે—(અમેરિકા, ઇંગ્લૅંડ, ફ્રાન્સ) ત્યાં આવાં બૂર્ઝવા—પ્રજાસત્તાક (ડેમોક્રેટિક)

સુધારાઓના જાળાંઓ વધારે પથરાયેલાં છે. તેની સત્તા હાલમ-ડોલમ થતી જાય છે તેવા ફાસિસ્ટ જર્મની કે ઈટલિમાં તેણે ક્રૂરતા અને પાશવી નગ્નતાથી શ્રમજીવી વર્ગની લડતને કચરી નાખી છે. હિંદુસ્તાનમાં રજવાડી અને મૂડીદાર બંને વર્ગની મિશ્ર થયેલી સંસ્કૃતિ જોવામાં આવે છે, એટલે પૂર્ણ રજવાડી, અને આગળ વધેલા મૂડીદાર વર્ગના સંસ્કારોએ આપણી સંસ્થાઓના ઘડતર ઉપર છાપ પાડી છે. વ્યક્તિગત સ્વતંત્રતા કે થોડા બંધારણીય અને રાજકીય લાભો જેટલા મુંબાઈ, કલકત્તામાં દેખાય છે, તેવા પ્રકારના 'લાભો' ગામડાંઓ, શહેરોમાં જણાતા નથી. હિંદુસ્તાનમાં થનારી ક્રાંતિએ આ પરિસ્થિતિમાં બે કામ કરવાનાં છે. એક તો જૂના પુરાણા રજવાડી અવશેષોનો નાશ, અને બીજા દેશોના મૂડીદાર વર્ગોની જેમ દેશના ઉદ્યોગોનો વિકાસ. આ કામ અતિહાસિક રીતે ક્રાંતિના આગેવાન વર્ગના—મજૂર-કિસાન વર્ગના—હાથમાં સોંપાવાનું છે. આ ક્રાંતિને બૂર્ઝવા-પ્રજા-સત્તાક ( ડેમોક્રેટિક ) ક્રાંતિ કહે છે.

**૧૪. અર્ધ રજવાડી : પા. ૪૯** જુઓ નોંધ. ૧૩.

**૧૫. સંશયવાદ : પા. ૫૦** બાહ્ય જગતમાં ઈચ્છાશક્તિ અને છાયાઓ સિવાય કશું જ નથી, અને ઇંદ્રિયપ્રત્યક્ષની વસ્તુ-ઓથી માણસની જાગૃતિ ઘડાતી નથી પરંતુ બંને ભિન્ન છે એમ કાન્ટ અને શોપનહોરનો મત હતો. આવા લોકો બાહ્ય પરિસ્થિતિ અને ઈંદ્રિયપ્રત્યક્ષોની અવગણના ન કરતા, પરંતુ તેમાંથી જ માણસની ચેતના ઘડાય છે એમ માનતા ન હતા. દેખાવમાં પદાર્થવાદી છતાં તેઓ આદર્શવાદી હતા, અને તેમની ફિલસૂફી અગમ્યવાદ તરફ ઢળી જતી.

**૧૬. વેરા ઝાસુલીચ : પા. ૫૨** ( ૧૮૫૧–૧૯૧૯ ) ઝારના

રશિયામાં—ક્રાંતિકારી મંડળની સભ્ય, પિટર્સબર્ગના પોલીસના વડા ટ્રેપોવનું ખૂન કરી સ્વિટ્ઝર્લૅન્ડ નાસી ગઈ. પાછળથી લંડનમાં પ્લેખેનોવ, લેનિનની સાથે રહીને 'ઈસ્ક્રા' નામનું છાપું ચલાવવામાં મદદ કરતી. તે પોતાને પ્લેખેનોવના 'બહાદુર ગુલામ' તરીકે ઓળખાવતી—ક્રાંતિ વખતે બોલ્શેવિક પક્ષમાં ન હતી.

૧૭. **ટ્રૉટ્સ્કી : પા. ૫૯** જન્મ ૧૮૭૯. ૧૮૯૮ માં સાઈબીરિયામાં દેશનિકાલ. ત્યાંથી ભારે હિંમતપૂર્વક નાસી છૂટ્યો. ૧૯૦૩ માં લંડન. લેનિન, પ્લેખેનોવ સાથે 'ઈસ્ક્રા' મંડળમાં. ૧૯૦૫ ની ક્રાંતિ વખતે પેટ્રોગ્રેડ સોવિયેટનો પ્રમુખ. ડિસેમ્બરમાં દેશનિકાલ. નવેંબર ક્રાંતિમાં લેનિન સાથે રહી આગળ પડતો ભાગ ભજવ્યો, ક્રાંતિ પછી પરદેશખાતાનો પ્રધાન. લેનિનના મૃત્યુ પછી સ્ટૅલિન સાથે ઝગડો થયો અને '૨૮ માં દેશવટો મળ્યો. હાલ નૉર્વેમાં ક્ષયના દરદીઓના સૅનેટોરિયમમાં આરામ લે છે. તે કહેતો "આર્થિક દૃષ્ટિએ પછાત હોય એવા દેશોમાં ઉદ્યોગપ્રધાન દેશો કરતાં મજૂરક્રાંતિ વહેલી થવાનો સંભવ છે. મૂડીદારી ઉદ્યોગની સ્થિતિ નબળી હોય તેથી મજૂરવર્ગ નબળો હોય એવું કાંઈ નથી. ક્રાંતિ દરમિયાન જે વર્ગ આગળ પડતો ભાગ લે તેના હાથમાં સત્તા આવે. મજૂરવર્ગ સત્તા મેળવ્યા પછી બીજા વર્ગો સાથે સહકાર કરી શકે, પણ રાજ્યનીતિ નક્કી કરનાર વર્ગ તો મજૂરવર્ગ જ હશે. તેમાં મધ્યમવર્ગનો સાથ હશે. પછાત દેશોમાં—રશિયા, હિંદ, ચીન વગેરેમાં થતી આવી ક્રાંતિ જગતક્રાંતિના મંગળાચરણરૂપ હશે. આ ક્રાંતિની સફળતાનો આધાર જગતક્રાંતિના વેગ ઉપર રહેશે. આ તેનો 'નિરંતર ક્રાંતિ'નો સિદ્ધાંત—( પર્મેનન્ટ રેવોલ્યુશન ). તેના મુખ્ય ગ્રંથો: 'રશિયન ક્રાંતિનો ઈતિહાસ,' 'મારું જીવન,' 'સાહિત્ય અને ક્રાંતિ,' વ.

છે. દુનિયાની બધી સરકારો આજે તેને આશ્રય આપવા ના પાડે છે. કોઈ પણ જાતની રાજની રાજકીય પ્રવૃત્તિ ન કરવાની બાંહેધરી આપી આજે તે નોર્વેમાં વાસ કરી રહ્યો છે.

**૧૮. લિટ્વીનોફ : પા. ૯૮** સોવિયેટ રશિયાનો આજનો પરદેશખાતાનો પ્રધાન અને 'લીગ ઑફ નેશન્સ'નો પ્રમુખ. સોવિયેટ સરકારને માન્ય કરાવવામાં તેણે અગત્યનો ભાગ ભજવ્યો. ૧૯૨૮ માં જીનીવાની શસ્ત્રત્યાગ પરિષદમાં તેણે સંપૂર્ણ શસ્ત્રત્યાગની યોજના રજૂ કરી.

**૧૯. બોગ્ડેનોવ : પા. ૧૦૦** રશિયાના આગળ પડતા અર્થશાસ્ત્રી, ફિલસૂફોમાંનો એક. તે એક સુંદર નવલકથાકાર પણ છે. તેના પુસ્તકો 'એમ્પીરિયો મોનિઝમ' 'શોર્ટ કોર્સ ઑફ ઇકોનોમિક સાયન્સ' વ. છે.

**૨૦. ગોર્કી : પા. ૧૦૨** જન્મ ૧૮૬૮. રશિયાનો સૌથી આગળ પડતો ક્રાંતિકારી નવલકથાકાર અને સાહિત્યકાર. 'મા' (મધર) નામની એની નવલકથામાં મજૂર–ખેડૂતની ચળવળનો તથા ક્રાંતિકારીઓના જીવનનો આબેહૂબ ચિતાર છે. 'બાઈસ્ટેન્ડર,' 'મેગ્નેટ,' 'અધર ફાયર્સ' નામની ત્રણ વર્ષ પહેલાં પ્રસિદ્ધ થયેલી એની ત્રિપુટીમાં ક્રાંતિ પૂર્વેના ત્રીશ વર્ષના રશિયન જીવનનો સચોટ ચિતાર રજૂ કરવામાં આવ્યો છે. બહુ નાની ઉમરથી એ માબાપ વિનાનો હોવાથી લોકોમાં રખડતો થઈ ગયો હતો અને એ રીતે જ એને કેળવણી મળી હતી. આ જીવનનાં સ્મરણોને 'યુનિવર્સિટીના દિવસો' નામના પુસ્તકમાં સરસ રીતે વર્ણવ્યાં છે. ક્રાંતિ પહેલાં એ 'નવ જીવન' (નોવાયા ઝિઝન) નામનું દૈનિક છાપું ચલાવતો.

**૨૧ : તકવાદી : પા. ૧૦૨** મોટાં વચનો આપી જેઓ

વ્યવહારમાં આવેલી તકનો ઉપયોગ કરી લેવા ખાતર પોતાના સિદ્ધાંતોને દગો દેવા પણ તૈયાર થાય તેવા સ્વાર્થી પુરુષો કે ઢોંગી રાજકીય પક્ષોને તકવાદી (ઑપૉર્ચ્યુનિસ્ટ) કહેવામાં આવે છે. દા. ત. હિંદની રાષ્ટ્રીય મહાસભાએ લાહોરમાં પૂર્ણ સ્વાતંત્ર્યનો ઠરાવ પસાર કર્યો. આમ કરવામાં મહાસભાની આગેવાનીએ પ્રમાણિકતાથી કશું કર્યું નહોતું. તે વખતે મજૂર–ખેડૂત અને બીજાં સામ્રાજ્યવાદ વિરોધી બળોની વધતી જતી ચળવળને, તેમ કરવાથી અંકુશમાં લાવી શકાય તેમ હતું. જ્યારે આ ચળવળને સરકારે દબાવી દીધી ત્યારે મહાસભાના આગેવાનો ફરીને તેમના ખુલ્લા સ્વરૂપમાં આગળ આવ્યા, અને આજે પૂર્ણ સ્વરાજ્યના ઠરાવને ઠેકાણે પાડી, લિબરલો સાથે પણ સંધિ કરવા તૈયાર થયા છે, અને હોદ્દા સ્વીકાર માટે રસ્તો તૈયાર કરે છે. મૂડીદારવર્ગના રાજકારણની આ ખાસિયત છે. જ્યારે દબાયેલા લોકો ચળવળ શરૂ કરે છે, ત્યારે પોકળ વચનોની જાળ બિછાવી આ વર્ગ તેની આગેવાની લઈ લે છે, અને છેવટે તેને અવળે માર્ગે દોરી જઈ પોતાનાં હિતો સાધે છે. હિંદમાં કૉંગ્રેસ, ચીનમાં કુઓમિન્ટાંગ અને બીજા દેશોમાં ધારાસભાઓએ આજે આ જાતના તકવાદી રાજકારણનો આશરો લીધો છે.

**૨૨ : તુર્જીનેવ : પા. ૧૦૬** ૧૯મી સદીનો પ્રખ્યાત રશિયન નવલકથાકાર.

**૨૩ : ૧૮૪૮ :** યૂરોપની મજૂર ક્રાંતિઓનું યાદગાર વર્ષ. આ વર્ષમાં મજૂર ક્રાંતિઓના અનુભવ અને અભ્યાસ પછી માર્ક્સ-એંગલ્સે ‘કમ્યુનિસ્ટ જાહેરનામું’ બહાર પાડ્યું. ઈંગ્લેંડમાં ચાર્ટિસ્ટ ચળવળ (જુઓ નોંધ ૫.) વેગથી ચાલવા લાગી; આયર્લૅન્ડમાં સ્વાતંત્ર્ય ચળવળ ફરીથી ભભૂકી ઊઠી. ઈટલિમાં ઠેકઠેકાણે બળવા

ફાટી નીકળ્યા, ફ્રાંસમાં ફરીથી રાજ્યક્રાંતિ થઈ ને રાજાને બદલે પ્રજાસત્તાક સ્થપાયું. વિયેનામાં પણ ક્રાંતિ થઈ, અને ઑસ્ટ્રિયા, હંગેરીને ફરીથી પ્રજાકીય રાજ્યબંધારણ મળ્યું. આ વર્ષોમાં હિંદમાં પણ બ્રિટિશ સામ્રાજ્યવાદ, મૂડીવાદ અને રજવાડી દેશી રાજાઓ વચ્ચે છેવટના વિગ્રહો ચાલુ હતા, અને હિંદની આર્થિક સમાજરચનામાં મહત્ત્વના ફેરફારો ચાલુ હતા.

૨૪ : **વ્યાઘાતજન્ય પદાર્થવાદ :** ( ડાએલેક્ટિકલ મટીરિયાલિઝમ ) યુરોપમાં સાયન્સનો વિકાસ થતો ગયો તેમ તેને અંગે ફ્રાન્સમાં એક પ્રકારની ફિલસૂફીનો વિકાસ થયો. મૅટર એટલે ભૌતિક પદાર્થ એ જ આદિ વસ્તુ છે અને એમાંથી ચેતના જન્મે છે. ચેતના મૂળ છે અને પદાર્થ તેનો આવિષ્કાર માત્ર છે, એ ફિલસૂફી ચેતનાવાદી ( આદર્શવાદી ) કહેવાય છે. આ મતને મિકૅનિસ્ટિક એટલે યંત્રવત અથવા જડ કહેવાય છે. હેગલે ૧૯મી સદીની શરૂઆતમાં ડાએલેક્ટિકસનો સિદ્ધાંત સ્થાપ્યો. ચર્ચા દરમિયાન જેમ એક વિચાર કે સિદ્ધાંત સામે બીજો વિચાર રજૂ થાય અને પરિણામે કંઈક ત્રીજો જ સિદ્ધાંત સમન્વયરૂપે ફલિત થાય છે તેમ સૃષ્ટિકાળની પ્રગતિ અથવા વિકાસ થાય છે. આગગાડીની જેમ સૃષ્ટિવિકાસ સીધો ને સીધો જ ચાલ્યો જાય છે અથવા ઘાંચીના બળદની જેમ ગોળને ગોળ ફર્યા કરે છે એ બંને માન્યતા સાચી નથી. પણ સ્થિતિ, વિરોધ અને સમન્વય એ ક્રમે પ્રગતિ થાય છે. વિરોધ પછી જે નવો સમન્વય ઊભો થાય છે તે વળી પાછો સ્થિતિનું રૂપ ધારણ કરે ને વળી પાછો સ્થિતિ, વિરોધ અને સમન્વય એ ક્રમ ચાલે. આ ક્રમ નિરંતર અટક્યા વિના અને અનંતકાળ સુધી ચાલ્યા કરે છે, અનાદિ કાળથી ચાલતો આવ્યો છે.

હેગલનો આ વિકાસક્રમ માર્ક્સે સ્વીકાર્યો, પણ તે ઊંધે માથે ઊભો છે એમ માર્ક્સે માન્યું. હેગલ માનતો કે ચેતના મૂળ વસ્તુ છે. માર્ક્સે સમજાવ્યું કે બાહ્યસૃષ્ટિના વિકાસને અનુરૂપ ચેતનાનો વિકાસ થાય છે. આ ફેરફાર ડાએલેક્ટિક ક્રમે થાય છે. ચેતના એ સ્વતંત્ર નથી, પણ ચેતના તેમજ પદાર્થની એકબીજા ઉપર ક્રિયાપ્રતિક્રિયા થાય છે. જડ પદાર્થવાદીઓ માનતા હતા તેમ પદાર્થ કે ચેતનાવાદીઓ માનતા હતા તેમ ચેતના એ કે મૂળ વસ્તુ નથી, પદાર્થવાદી શબ્દ અધૂરો છે. આખો શબ્દ છે 'ડાએલેક્ટિકલ મટીરિયાલિસ્ટ'—આઘાતજન્ય પદાર્થવાદ—માર્ક્સ વૈજ્ઞાનિક નહિ પણ સમાજશાસ્ત્રી હતો એટલે એણે વિજ્ઞાનની શોધોને માણસની—સમાજની—બાબતમાં ઉપયોગ કર્યો, અને સામાજિક વિકાસનો સિદ્ધાંત (વર્ગ–વિગ્રહ) તારવ્યો.

૨૫. પા. ૧૧૦ જુઓ નોંધ ૨૪.

૨૬. **બર્ટ્રાન્ડ રસલ** : પા. ૧૧૧ ઇંગ્લૅંડના સમર્થ વિચારકોમાંનો એક. આ મૂડીવાદી સમાજનો નાશ અનિવાર્ય છે એમ માનતો છતાં તે માને છે કે શાંતિના માર્ગો કે પાર્લામેંટદ્વારા શ્રમજીવી વર્ગને આઝાદી મળી શકશે. તેની વિચારસરણી ઉત્પાદક વર્ગોને નજર આગળ રાખી ઘડાઈ નથી. તેના વિચારો મધ્યમ-વર્ગને નજરમાં રાખી ઘડાયા છે. તેના મુખ્ય પુસ્તક 'રોડઝ ટુ ફ્રીડમ,' 'સાયન્ટિફિક આઉટ લૂક' 'ઈન્ટ્રોડક્શન ટુ ફિલોસોફી', 'ઍનાલિસિસ ઑફ મૅટર' વ. છે.

૨૭. **મૂડીવાદનાં આંધળાં બળો** : પા. ૧૧૨ આજના સમાજમાં સમસ્ત જનતાની જરૂરિયાતો પૂરી પાડનારાં સાધનો ખૂબ આગળ વધ્યાં છે. મધ્યમયુગ સાથે સરખાવતાં વીસમી સદીમાં માણસનાં સુખસગવડનાં સાધનો પણ વિકાસ પામ્યાં છે

પણ સમાજમાં આથી ગરીબાઈ પણ એટલી જ વધી છે. એક બાજૂ ધન અને સુખસગવડો નાનકડા વર્ગના હાથમાં જમા થાય છે, બીજી બાજૂ ગરીબાઈ, અભણુતા, કંગાલિયત પણ ખૂબ પેદા થયાં છે. આ વિરોધો રોજ–બ–રોજ વધતા જાય છે, અને મૂડીદાર વર્ગ તેને હાથમાં રાખી શકતા નથી. છતાં ઉત્પાદનની ક્રિયામાં કે વેગમાં ફેરફાર થતો નથી. આંતરિક હરીફાઈમાં ટકવા દરેક વ્યક્તિગત મૂડીદાર ઉત્પાદન વધાર્યે જ જાય છે. સાથે સાથે મોટો મૂડીદાર નાનાને ખાઈ જાય છે. આ પરિસ્થિતિમાંથી ઊગરવા માટે મૂડીદારવર્ગ માટે રસ્તો રહ્યો નથી. એક બાજુ અત્યુત્પાદન બીજી બાજુ બેકારી, કંગાલિયત, ગરીબી, અને ભૂખમરો. વિજ્ઞાનના ક્ષેત્રમાં પણ કૂદકે ભૂસકે વિકાસ થાય છે. પણ વિજ્ઞાનની શોધોનો કાબૂ મૂડીદાર વર્ગના હાથમાં હોવાથી, લડાઈનાં સાધનોની શોધખોળો કે રસાયણિક પદાર્થોની શોધોનો ઉપયોગ લડાઈઓ માટે કરી માણસજાતિનો સંહાર કરવામાં આવે છે. એટલે જે જે શોધો, પ્રગતિ આજે થઈ રહી છે, તે મૂડીદારવર્ગના ઉત્તેજન છતાં, સમસ્ત માણસ જાતના સંહારના કામમાં વપરાય છે. આ બળોનો કાબૂ ઉત્પાદક વર્ગના હાથમાં હોય તો જ તેનો જાગૃત રીતે ઉપયોગ થઈ શકે.

૨૮. **વર્ગવિહીન સમાજ: પા. ૧૧૩** માણસને પૂર્ણ વિકાસ માટેની સ્વતંત્રતા ત્યારે જ મળે જ્યારે તેના ઉપર કોઈ પણ વર્ગની સત્તા કે માનસિક પૂર્વગ્રહોનો અંકુશ ન હોય. આજના સમાજમાં કે કોઈ પણ વર્ગવિભક્ત સમાજમાં આ વસ્તુ શક્ય નથી. મૂડીદાર વર્ગની રાજ્યસત્તા હેઠળ, હિંસા, જૂઠ અને વિકૃત સામાજિક મૂલ્યોની અસર તળે માણસ હોય છે. રશિયામાં પણ આજે હજી મજૂરવર્ગની સરમુખત્યારી હોવાથી, વ્યક્તિગત વિકાસ

ઉપર મર્યાદાઓ રહેલી છે, તેમ જ તેની આસપાસ મૂડીદાર
વર્ગની ભીંસ હોવાને કારણે અમર્યાદિત વિકાસ થવાની શક્યતાઓ
નથી. આ પ્રગતિ વર્ગ વિનાના સમાજમાં થવાની શક્યતા છે,
ત્યારે સમાજનું બંધારણ ઉત્પાદક વર્ગોના હાથમાં આવશે, અને
વ્યક્તિ ઉપર સામાજીક બંધનો ઉપરથી લદાયેલાં ન રહેતાં,
વ્યક્તિ પોતાનો વિકાસ સમષ્ટિ મારફતે સાધશે. આ જાતના
સમાજ તરફ આણસજાતિનો વિકાસ થાય તે પહેલાં તેને અમુક
અનુભવોમાંથી પસાર થવું પડે છે. રશિયા આજે આ અનુભ-
વમાંથી મજૂર સરમુખત્યારી મારફત વર્ગવિહીન સમાજ તરફ
પ્રયાણ કરી રહ્યું છે. વર્ગવિહીન સમાજ એટલે જે સમા-
જમાં જૂના વર્ગો નાબૂદ થયા હોય તે. વર્ગોનો વિકાસ જ થયો
ન હોય તેવા જૂના પુરાણા સમાજને વર્ગવિહીન સમાજ ન
કહી શકાય.

૨૯. **ફાસિઝમ : પા. ૧૧૮** ફાસિઝમની માન્યતા પ્રમાણે રાષ્ટ્રમાં વર્ગવિગ્રહ નથી. રાજ્ય એ વર્ગનું નહિ પણ આખા રાષ્ટ્રનું પ્રતિનિધિ તેમ જ રક્ષક છે. સમાજવ્યવસ્થાના બહારના બળોને લીધે અથવા ઉત્પાદનની રીતને લીધે પરિસ્થિતિ ઘડાતી નથી, પણ આધ્યાત્મિક પરિસ્થિતિ પ્રમાણે રચાય છે. ફાસિઝમ પરસ્પર રાષ્ટ્રીય હરીફાઈ તેમ જ યુદ્ધોમાં માને છે. મૂડી અને મજૂર બંને વચ્ચેના ઝઘડાઓનો નિકાલ મજૂરવર્ગ હડતાલો કે સીધા સામના મારફતે ન કરી શકે, પણ વર્ગમેળ કે લવાદપંચ મારફતે જ થાય. એટલે મજૂર વર્ગને પોતાના હિતો કે રાજકીય લાભો મેળવવા માટે મૂડીદાર વર્ગની દયા કે ભલી લાગણી ઉપર આધાર રાખવાનો રહ્યો. ફાસિઝમ મૂડીદાર વર્ગની ઉઘાડી સરમુખત્યારી છે. તેમાં તેનાં પ્રજાસત્તાક તત્ત્વોને ( જુઓ

નોંધ ૧૩ ) અવકાશ નથી. મજૂર વર્ગની ક્રૂર કતલ, હડતાલો ઉપર અંકુશ અને લશ્કરના બળ ઉપર રાજ્ય સંચાલન—મૂડીદાર વર્ગ જ્યારે છેલ્લી દશામાં હોય છે ત્યારે તેને પ્રજાસત્તાકનો બુરખો ખસેડી લેવો પડે છે, અને ફાસિઝમનો આશરો લેવો પડે છે. આ પક્ષ સમાજવાદની વાતો કરે છે, પણ આ સમાજવાદ રાષ્ટ્રીય સમાજવાદ કહેવાય છે, જેમાં મજૂર વર્ગનું ભલું મૂડીદાર કે મધ્યમવર્ગ કરશે એવી માન્યતા હોય છે. ઇટલિમાં મુસોલિની, જર્મનીમાં હિટલર, વગેરેએ આ જાતના સમાજવાદના નામે મૂડીદાર વર્ગની સરમુખત્યારી સ્થાપી છે. હિંદમાં પણ ‘તળપદા સમાજ-વાદ’ના નામે કેટલાક નેતાઓ લોકોને છેતરવાના પ્રયત્નો કરી રહ્યા છે. ગાંધીજીની વર્ગમેળની ફિલસૂફી વ્યવહારુ રાજકારણમાં ફાસિઝમની દિશામાં જઈ રહી છે. યૂરોપીય ફાસિઝમ વધુ લડાયક છે એટલે કોઈ પણ સાધનોનો ઉપયોગ કરતાં સંકોચ પામતો નથી. ગાંધીજીનું ફાસિઝમ હિંદની પરિસ્થિતિને અનુરૂપ હોવાથી, અહિંસાના માર્ગે મૂડીદાર વર્ગની સરમુખત્યારી સ્થાપવાની તેની આકાંક્ષા છે.

### ૩૦. આપણી નવલકથાનાં પાત્રો : પા. ૧૧૯

ગુજરાતમાં જેમ જેમ ઉત્પાદન પદ્ધતિ બદલાતી ગઇ અને ઉદ્યોગવાદ ઘર કરતો ગયો તેમ તેમ આપણી નવલકથાઓ પણ બદલાતી ગઈ છે. ગોવર્ધનરામના “સરસ્વતીચંદ્ર” આ પરિ-વર્તનકાળનું પ્રતિબિંબ પાડે છે. શ્રી. કનૈયાલાલ મુનશીની તથા શ્રી. રમણલાલ વસંતરાય દેસાઇની નવલકથાઓ પણ આ પરિવર્તન યુગનો ધ્વનિ કાઢે છે. સમાજમાં નિરંતર ચાલી રહેલા વર્ગ વિગ્રહથી અલિપ્ત રહેવાનો ડોળ કરતા આપણા નવલકથાકારોનાં પાત્રો એ વિરોધથી મુક્ત રહી શક્યાં નથી એટલું જ નહિ પણ તે વિરોધ

ન જોઈ શકવાને કારણે જે ગૂંચવણમાં પડી જાય છે તેનું તેઓ દર્શન કરાવે છે. શ્રી. મુનશીના "સ્વપ્નદૃષ્ટા"માં હિંદની મુક્તિ ઝંખતો સુદર્શન ક્રાંતિને બદલે બીજો જ રસ્તો પકડે છે. શ્રી. રમણલાલ દેશાઇના 'દિવ્ય ચક્ષુ'માં સત્યાગ્રહની લડતમાં પડેલાં પાત્રો પ્રેમનો રસ્તો પકડે છે. આ પાત્રો ક્રાંતિનો રસ્તો જાણતા નથી હોતા એટલે પછી પ્રેમની વાતો કર્યા કરે છે. જીવનની નક્કર વાસ્તવિકતા ન જોનાર મધ્યમવર્ગ ક્રાંતિ કરવા જતાં ભાવનાના પૂરમાં તણાઇ જાય છે ને પછી પ્રત્યાઘાતના માર્ગે વળે છે તેનો ચિતાર આ પાત્રો પૂરો પાડે છે.

**૩૧. રાજકીય સામાન્ય હડતાલ : પા. ૧૬૮** આર્થિક મુશ્કેલીઓ સામેની હડતાલ કરતાં આની વિશિષ્ટતા એ છે કે આ હડતાલમાં મજૂરો પોતાનાં રાજકીય હિતો સમજી જાગૃત રીતે સત્તાધારી વર્ગ સામેનો તેમનો વિરોધ ખુલ્લી રીતે વ્યક્ત કરે છે. ઘણી વખત આ હડતાલો આર્થિક હડતાળોના અંતિમ પરિણામ રૂપ બને છે. રાજકીય હડતાલ મજૂર—કિસાનક્રાંતિની શરૂઆત છે. મજૂરવર્ગની વધતી જતી રાજકીય અને વર્ગીય જાગૃતિનું એ પ્રતીક છે. આર્થિક હડતાલો કરતાં વર્ગયુદ્ધમાં આ ચડતી કક્ષાનું અને મજૂરવર્ગનું એક જ હથિયાર છે. સત્તાધારી વર્ગ આને દબાવવા સૈનિક વર્ગનો ઉપયોગ કરે છે. ક્રાંતિનો વિજય પરાજય લશ્કરના વલણ ઉપર અવલંબે છે. સૈનિકવર્ગનો સમુદાય તેના સ્વાભાવિક સાથી મજૂર-કિસાન વર્ગ સાથે ભળી જતાં ક્રાંતિનો છેલ્લો તબક્કો સફળતાથી પાર પડે છે. નહિતર મજૂર વર્ગને વળી ફરીથી આવી રાજકીય કે અર્ધરાજકીય સામુદાયિક હડતાળોનો આશરો લેવો પડે છે.

હિન્દુસ્તાનમાં મજૂરવર્ગ સંખ્યામાં નાનો હોવાને કારણે આ

જાતની રાજકીય હડતાલો ઘણી ઓછી પડે છે, તેમ જ તેમનાં વર્ગસંગઠનોનો વિકાસ ઘણો પછાત હોવાને કારણે તેમની આર્થિક લડતોનું સ્વરૂપ રાજકીય હોતું નથી. છતાં છેલ્લા દશકામાં મજૂર વર્ગ રાજકીય ક્ષેત્રમાં વિશિષ્ટ મહત્ત્વ મેળવતો ગયો છે અને, મહાસભા સમાજવાદી પક્ષ તેમ જ બીજી ઉદ્દામ પ્રવૃત્તિઓનો પ્રેરક તે બન્યો છે; ૧૯૧૯ માં અમદાવાદના મજૂરોની હડતાલ અને હુલ્લડ, તેમ જ સાયમન કમિશન વિરૂદ્ધ મુંબઈ અને કલકત્તાના મજૂરોએ કરેલા દેખાવો અને હડતાલ, મીરતની ધરપકડો સામે તેમનો સક્રીય વિરોધ એ તેમની વધતી જતી રાજકીય જાગૃતિની સાક્ષી પૂરે છે.

**૩૨. એલેકઝાંડ્રા કોલનતાઈ: પા. ૧૭૯** જન્મ : ૧૮૭૨ ક્રાંતિની હિંમત અને દીર્ઘદષ્ટિના નમુનારૂપ આ સ્ત્રી એક ગરીબ ખેડૂતની પુત્રી હતી. ૧૯૦૫ ની ક્રાંતિ વખતે ૧૬ વર્ષની ઉમરે પિતાનું ઘર છોડી તે ચાલી ગઈ અને ' ક્રાંતિની છોકરીઓ ' નામની ક્રાંતિકારી સ્ત્રીઓની છૂપી સંસ્થા એ ચલાવવા લાગી. ક્રાંતિ પહેલાં લેનિનની તથા ક્રાંતિ પછી યુદ્ધખાતામાં ટ્રોટ્સ્કીની સેક્રેટરી તરીકે એણે કામ કર્યું. ક્રાંતિ પછી કેળવણી, ન્યાયખાતું, યુદ્ધખાતું, પ્રચાર, સ્ત્રીસ્વાતંત્ર્ય, સાહિત્ય, વગેરે અનેક ક્ષેત્રોમાં એણે કામ કર્યું છે. મજૂર–કિસાન રશિયન પરિષદે એને પ્રમુખ મંડળમાં જવા માટે ચૂંટી કહાડી હતી. ત્યાર પછી સોવિયેટ સરકારના એલચી તરીકે એણે તૂર્કસ્તાન અને ઝેકોસ્લોવેકિયામાં કામ કર્યું હતું. હાલમાં તે નોર્વેમાં છે. લગ્નની બાબતમાં એના વિચારો સૌથી વધુ ક્રાંતિકારક છે. રશિયામાંથી વેશ્યાવૃત્તિ નાબૂદ કરવામાં એનો સૌથી વધારે ફાળો છે. સ્ત્રી પતિનું ઘર ચલાવે એ મજૂરી છે અને તે માટે એને વેતન મળે એવો કાયદો એણે કરાવ્યો હતો.

**૩૩. મિલ્યુકૉવ : પા. ૧૭૯** સુધારમતવાદી રશિયન બૂર્ઝવા વર્ગનો નેતા અને અધ્યાપક. સંસ્થાનો ગળી જવાની મીરની નીતિનો ઉત્પાદક 'યુદ્ધ'નો માનભરી રીતે જ અંત લાવી શકાય એમ માનતો હોવાથી તેણે યુદ્ધનીતિને ટેકો આપ્યો. કેરેન્સ્કીની સરકારમાં તે પરદેશ ખાતાંનો પ્રધાન બન્યો. ક્રાંતિ કરતાં યુદ્ધમાં હાર બહેતર છે એમ તે કહેતો. મજૂર-કિસાન ક્રાંતિ વખતે એને પકડવામાં આવ્યો, પણ પાછળથી દયા બતાવી છોડી મૂકયો હતો.

**૩૪. માર્ટોવ : પા. ૧૮૧** ક્રાંતિ પહેલાંની રશિયાની મજૂર ચળવળનો એક આગેવાન કાર્યકર્તા. દેશનિકાલ થયા પછી લેનિન વગેરે સાથે 'ઈસ્ક્રા' (તણખા) નામનું છાપું ચલાવતો. ૧૯૦૩ માં પરસ્પર મતભેદ થતાં તે મૅન્શેવિક પક્ષમાં ભળ્યો. ક્રાંતિ સમયે પ્રત્યાઘાતી બળોમાં ભળી જઈ તેણે બૂર્ઝવા વર્ગ માટે રાહતો મેળવવા તેમ જ તેમનાં છાપાંઓ ઉપરથી સોવિયેટ સરકારનો અંકૂશ દૂર કરાવવા પ્રચાર કામ કર્યું.

**૩૫. લા માર્સેલીસ : પા. ૧૮૬** લડાયક ક્રાંતિકારી મજૂરોનું લશ્કરી ગીત. ફ્રાંસની ક્રાંતિ પછી આ ગીત આંતરરાષ્ટ્રીય મજૂર ચળવળનું રણસંગીત હતું. રશિયન ક્રાંતિ પછી 'ધી ઈન્ટરનૅશનલ' 'ઉઠો ભૂખમરાના ગુલામો'—મજૂર ચળવળનું રણગીત બન્યું છે.

**૩૬. સામાજિક ક્રાંતિ : પા. ૧૮૬** રજવાડી જમાનાનાં સામાજિક બંધનો તોડવાનું કામ મૂડીદાર વર્ગે સાંચાઓની ઉત્પાદન પદ્ધતિને વેગ આપવાથી કર્યું છે. આ ક્રાંતિ બૂર્ઝવા-પ્રજાસત્તાક ક્રાંતિ કહેવાય છે. આમ થવાથી ઉત્પાદક વર્ગનાં આર્થિક હિતો સચવાતાં નથી, તેમ જ તેમની જીવન પરિસ્થિતિમાં જરાયે ફેરફાર થતો નથી. ઉત્પાદન, વહેંચણી અને વિનિમયનાં સાધનોનો કાબૂ

નાનકડા મૂડીદાર વર્ગના હાથમાં હોય છે. ઉત્પાદક વર્ગનું એટલે વિશાળ શ્રમજીવી સમુદાયનું ભલું ત્યારે જ થાય કે જ્યારે સામાજિક ઉત્પાદનનાં બધાં સાધનો તેમ જ જમીનનો કાબૂ ઉત્પાદક વર્ગના હાથમાં આવે. આ ક્રાંતિ સામાજીક ક્રાંતિ થશે. હિંદમાં હજી બૂર્ઝવા–પ્રજાસત્તાક ક્રાંતિ થઈ નથી. રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય મળે તો જ તે થવાની શક્યતા છે, એટલે આઝાદીની લડતનો આગેવાન વર્ગ—મજૂર વર્ગ—જ આ બૂર્ઝવા પ્રજાસત્તાક તેમ જ સામાજીક ક્રાંતિને પાર પાડશે.

**૩૭. રક્ષણવાદ : પા. ૧૮૮** ફેબ્રુઆરી–ક્રાંતિ પછી કામચલાઉ સરકારે હાથમાં સત્તા આવ્યા પછી પણ સામ્રાજ્યવાદી હેતુઓ બૈર લાવવા યુદ્ધ જારી રાખવું એવો નિશ્ચય કર્યો હતો. રશિયાનું રક્ષણ કરવાનો આમાં હેતુ હતો એવું તે સરકારનું માનવું હતું.

**૩૮. જ્યોર્જ પ્લેખેનોવ : પા. ૧૮૯** ૧૮૫૬–૧૯૧૮ રશિયન સોશ્યલ ડેમોક્રેટિક પક્ષનો આદ્ય સંસ્થાપક. ૧૯૦૩ માં તે મેન્શેવિક પક્ષમાં ભળ્યો. વિશ્વયુદ્ધમાં રશિયાએ ભાગ લેવો જોઈએ એમ એ માનતો. પાછળથી તેણે ક્રાંતિનો વિરોધ કર્યો. તેણે રશિયન ભાષામાં માર્કસના "કેપિટલ"નો અનુવાદ કર્યો.

"માર્કસવાદના મૂળભૂત પ્રશ્નો" એ તેનું મુખ્ય પુસ્તક છે. સમાજવાદી ફિલસૂફીના મુખ્ય પ્રશ્નોની સારી છણાવટ તેમાં કરેલી છે.

**૩૯. કેમેનેવ : પા. ૧૮૯** બોલ્શેવિક પક્ષની મધ્યસ્થ સમિતિનો મુખ્ય સભ્ય. સોવિયેટ સરકારનો એક આગેવાન રાજનિપુણ. ત્યાર પછી થોડો વખત 'મજૂર અને સ્વદેશસંરક્ષણ' ખાતાનો પ્રધાન. સોવિયેટ સત્તા સામે કાવતરું કરવાના ગુના માટે હાલ દશ વર્ષની સજા ભોગવે છે.

૪૦. **બૂર્ઝવા પ્રજાસત્તાક ક્રાંતિ : પા. ૧૮૯** જુઓ નોંધ ૧૩.

૪૧. **સોશિયલ રેવોલ્યુશનરી : પા. ૧૯૨** રશિયાના જૂના ત્રાસવાદી (નિહિલિસ્ટ) મંડળોને અનુરૂપ આ પક્ષની વિચારસરણી છે. તેનો પાયો મધ્યમ વર્ગના ખેડૂતવર્ગમાં હતો. ક્રાંતિ વખતે આ પક્ષ બે ફાંટામાં વહેંચાઈ ગયો. વધારે ઉદ્દામ પક્ષે ક્રાંતિને ટેકો આપી, સોવિયેટ સરકારને ખેડૂતોને લગતા અગત્યના સુધારાઓ સૂચવ્યા. આ પક્ષનો કિસાન કાર્યક્રમ પહેલી સોવિયેટ કોંગ્રેસે સ્વીકાર્યો. મવાલ પક્ષે કેરેન્સ્કીની સરકાર સાથે ભળી જઈ પ્રતિક્રાંતિને ટેકો આપ્યો.

૪૨. **ફાસિઝમ : પા. ૧૯૨** જુઓ નોંધ ૨૯.



---

* આ નોંધમાં ઉલ્લેખ કરાયેલાં ઘણાં ખરાં પુસ્તકો નવી દુનિયા બુક સ્ટોલમાંથી મળી શકશે.

---

નાત, જાત, ધર્મ, નીતિ, કાયદા.